પ્રકાશન નં. ૧૧

# ખાનકાહ શું છે?

સંપાદક

મૌલાના મુહમ્મદ ઇદ્રીસ મુહમ્મદયુસુફ ગુણીયા



પ્રકાશક

જામેઆહ રહમાનિયા ઇસ્લામિયા દારૂલ ઉલૂમ

વણાંકપુર, ગોધરા. જિ. પંચમહાલ - ૩૮૯૦૦૧

મો.નં. +91- 98244 84413

પ્રકાશન નં. ૧૧

# ખાનકાહ શું છે?

**સંપાદક**

(મૌલાના) મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણીયા

(ગોધરા)



**પ્રકાશક**

જામેઆ રહમાનિયા ઈસ્લામિયા (દારૂલ ઉલૂમ) વણાંકપુર,

ગોધરા. જિ. પંચમહાલ - ૩૮૯૦૦૧

પુસ્તકનું નામ : ખાનકાહ શું છે?
સંપાદક : મુહમ્મદ ઈદરીસ ગુણીયા
કમ્પોઝિંગ : કાસ્મી કમ્પ્યુટર ગોધરા.
મો.નં.૯૯૦૪૧ ૨૧૨૬૫
પહેલી આવૃત્તિ : પ્રત ૧૦૦૦
પ્રકાશન વર્ષ : જુન-૨૦૧૫ ઈ.સ. /રમઝાન-૧૪૩૬ હી.સ.

**પ્રકાશક : જામેઆ રહમાનિયા ઈસ્લામિયા (દારૂલ ઉલૂમ)**
**વણાંકપુર, ગોધરા. જિ.પંચમહાલ- ૩૮૯૦૦૧**

## પ્રાપ્તિ સ્થાન :

(૧) જામેઆ રહમાનિયા ઈસ્લામિયા (દારૂલ ઉલૂમ) વણાંકપુર,
ગોધરા. જિ.પંચમહાલ - ૩૮૯૦૦૧

(૨) મુહમ્મદ ઈદરીસ ગુણીયા
જામેઆ કન્ઝુલ ઉલૂમ, ખાનજહાન દરવાજા, જમાલપુર
અમદાવાદ. ૩૮૦૦૦૧
મો.નં. ૭૬૯૮૩ ૬૪૬૨૧

(૩) પંજાબી કિતાબ ઘર
રાજન મસ્જિદ વાળી ગલીમાં, મૌલાના આઝાદ રોડ, ગોધરા.
મો.નં. ૯૯૦૪૨ ૭૨૨૭૪, ૯૯૦૪૮ ૫૭૯૧૨

(૪) મકતબએ હરમ
જામેઆ કન્જુલ ઉલૂમ ખાનજહાન દરવાજા, જમાલપુર,
અહમદાબાદ- ૩૮૦૦૦૧--મો.નં. ૮૪૦૧૧ ૦૭૧૪૨

# અનુક્રમણિકા

બિસ્મિહી તઆલા

# અભિપ્રાય

## હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ.
## શૈખુલ હદીષ જામેઆ તાલીમુદ્દીન, ડાભેલ. નવસારી

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કે બાબરકત ઝમાને સે હી તઝકીય-એ-નુફૂસ (દિલ કી મુખ્તલીફ બીમારીયોં સે સફાઈ) કા કામ હોતા રહા હૈ. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકો જિન મકાસિદ કે લિયે રસૂલ બના કર મબ્ઉષ કીયા ગયા થા ઉનમેં એક અહમ મકસદ તઝકીય-એ-નુફૂસ ભી થા. તઝકીય-એ-નુફૂસ કા યે કામ આપસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકી સોહબત બા-બરકત સે ખુદ હી હાસિલ હો જાયા કરતા થા. (ઉન લોગો કો તઝકીય-એ-નુફૂસ કે લીયે દુસ્રે તરીકે ઈખ્તિયાર કરને કી ઝરૂરત નહી હોતી થી). જિસકી વાઝેહ મિષાલ હઝરાતે સહાબ-એ-કિરામ(રદીયલ્લાહુ અન્હુમ)હૈ. લેકીન જૈસે જૈસે ઝમાના ગુઝરતા ગયા ઔર આપસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકે ઝમાને સે બુઅદ(દૂરી) હોતા ગયા તો હઝરાતે મશાઈખે ઈઝામને સોહબત કે સાથ સાથ તઝકીય-એ-નુફૂસ કે લીયે અલગ અલગ તદબીરે ઈખ્તિયાર કી, જિસે તસવ્વુફ, એહસાન, સુલૂક વગેરા અલ્ફાઝ સે તાબીર કીયા જાતા હૈ. આજ કલ યે કામ ખાનકાહી આમાલ સે મશહૂરો મારૂફ હૈ. યે એક મુસ્તકિલ ફન હૈ જિસ મેં બહોત ઝિયાદા તફસીલાત હૈ. ઉન તફસીલાત સે ગુરેઝ કરતે હુએ ઈખ્તિસાર કે સાથ અલ્લાહ તઆલા કે બંદો કો ઈન ખાનકાહી આમાલ કી હકીકત, અહમિયત, ઝરૂરત ઔર ઈફાદિયત કા ઈલ્મ હો જાએ ઔર લોગ ઈસ કામ સે ફાયદા ઉઠાયે ઈસ મકસદ કે પેશેનઝર અઝીઝમ મુહંમદ ઈદ્રીસ સલ્લમહુલ્લાહુ તઆલા વ આફાહુને યે મુફીદ કિતાબ તર્તીબ દી હૈ. અલ્લાહ તઆલા સે દુઆ હૈ કે અલ્લાહ તઆલા ઈસ કિતાબકો અપની બારગાહ મેં કબૂલ ફરમાવે ઔર ઈસ કિતાબ સે અપને બંદોકો ઝિયાદા સે ઝિયાદા ફાયદા પહોંચાયે. ફકત વસ્સલામ

અમ્લાહુ

(હઝરત અકદસ મુફતી) અહમદ ખાનપુરી (સા.)(દા.બ.)

૬,શાબાન ૧૪૩૬ હિ.સ.

# અભિપ્રાય
## મુફતી ઈબ્રાહીમ આછોદી સા. (દા.બ.)
## ઉસ્તાદે હદીષ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

અઝીઝમ મોહતરમ મૌલાના ઈદ્રીસ સા.કી કિતાબ કી ફેહરિસ્ત દેખકર અંદાઝા હો રહા હે કે તસવ્વુફ કે બારે મેં લોગોં મેં જો ગલત ફેહમી હો રહી હે, ઉસકી તરફ ઔર દુસરી ઝરૂરી ચીઝોં કી તરફ તવજ્જોહ દિલાયી હે. ખુદા તઆલા અઝીઝ કી ઈસ મહેનત કો બાર-આવર કરે.

ફકત વસ્સલામ

(હઝરત મુફતી) ઈબ્રાહીમ આછોદી (સા.) (દા.બ.)

ઉસ્તાદે હદીષ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

# અભિપ્રાય
## મૌલાના અહમદ હુસૈન પટણી મઝાહિરી દા.બ.
## મોહતમિમ વ શૈખુલ હદીષ કન્જુલ ઉલૂમ જમાલપુર અમદાવાદ

તસવ્વુફ કયા હે?

આમ્મતન યે સવાલ લોગોં કે ઝહનો મેં પૈદા હોતા હે ઔર દિલ વ દિમાગ મેં યે બાત આતી હે કે તસવ્વુફ ઝરબે લગાને ઔર તકશ્શુફ ઔર દુનિયા સે અલાહિદગી ઈખ્તિયાર કરને કા નામ હે. ઔર આખિરી અશરા યા રમઝાનુલ મુબારક કે ચંદ દિન શૈખ કી ખિદ્‌મત મેં ગુઝાર દેના.

હકીકત મેં તસવ્વુફ ઔર સુલૂક તઝકીય-એ-નફસ કા નામ હે, જિસ કી ઈબ્તિદા ''ઈન્નમલ આમાલુ બિન્નિય્યાત'' સે હોતી હે ઔર ઉસકી ઈન્તિહા ''અંતઅબુદલ્લાહ કઅન્નક તરાહુ'' હે. ઔર ઈસ મુકામ તક પહોંચને કે લીયે બહોત સે અસ્બાબ ઔર વસાઈલ હે કે ઉન્કો ઈખ્તિયાર કરને કે બાદ આદમી દરજાતે સુલૂક તય કરતા હે ઔર મંઝિલે મકસૂદ યાની મઅરિફતે ઈલાહી કે નૂર કો હાસિલ કર લેતા હે.

હમારે અઝીઝ મૌલવી મુહંમદ ઈદરીસ સલ્લમહુલ અઝીઝને યે રિસાલા મુરત્તબ ફરમાયા હે, જિસમેં ખાનકાહ ઔર તસવ્વુફકો નીઝ ઉસ્કી ઝરૂરત ઔર હકીકત કો વાઝેહ કીયા હે ઔર બયઅત કયા ચીઝ હે? ઔર શેખ સે અકીદત વ મોહબ્બત કિતની ઝરૂરી ચીઝ હે? ઔર ઈન્સાન મેં પૈદા હોનેવાલે અમરાઝે બાતિની કયા હે? ઉન્કી હકીકત કયા હે? ઉન્કે નુકસાનાત કયા હે? ઔર ઉન્કા ઈઝાલા કૈસે કીયા જાએ? ઔર ફઝાઈલ ઔર અચ્છે અખ્લાક કયા હે? ઔર ઉન્કે હુસૂલ કે ઝરાયેઅ કયા હે? ઔર ફિકરે આખિરત ઔર મુરાકબા કયા હે? ઈન તમામ ચીઝોં કો ઈસ કિતાબ મેં બડે અચ્છે અંદાઝ વ સલીકે સે ઝિક્ર કીયા હે.

ઔર કિતાબ કો આમ ફાયદે કી ગર્ઝ સે ગુજરાતી ઝબાન મેં લિખા હે. અલ્લાહ તઆલાકી ઝાત સે ઉમ્મીદ હે કે અલ્લાહ તઆલા અપને બંદોકો ઈસ સે મુસ્તફીદ ફરમાવેંગે ઔર બંદા દુઆગો હે કે અલ્લાહ તઆલા ઈસ કિતાબ

કો બકૂલ ફરમાવે ઔર ઈસ્કે ફૈઝ કો આમ ફરમાવે ઔર ઈખ્લાસ કી દૌલત સે માલામાલ ફરમાએ...... આમીન

(મૌલાના)અહમદ હુસૈન મઝાહિરી (દા.બ.)

# અભિપ્રાય
# મૌલાના અ.સત્તાર સા. ભાગલિયા દા.બ.
# મોહતમિમ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

હામિદન વ મુસલ્લિય વ મુસલ્લિમન

હઝરત નબીએ અકરમસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકે બેઅષત કે મકાસિદ મેં સે એક અહમ મકસદ તઝકીયા વ તસવ્વુફ થા, જિસ કે મઅના હે જાહિરી વ બાતિની નજાસાત(ગુનાહો)સે પાક કરના. જાહિરી ગુનાહો સે તો આમ તૌર પર મુસલમાન વાકિફ હૈ, લેકિન બાતિની ગુનાહ શિર્ક, તકબ્બુર, ગુસ્સા, હસદ, બુગ્ઝ, કીના, હુબ્બે દુનિયા વગેરા રઝાઈલ(અખ્લાકે રઝીલા)સે દિલ કો પાક કરના ઔર ઈમાનો ઈખ્લાસ, તવાઝુઅ, હિલ્મ, કનાઅત, સખાવત, હયા, રહમદિલી વગેરા ફઝાઈલ યાની અખ્લાકે હમીદા સે દિલ કો આરાસ્તા કરના. ઈન ચીજો સે લોગ નાવાકિફ હોતે હૈ નબીએ અકરમસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકી ફૈઝે સોહબત સે હઝરાતે સહાબા(રદી.) ઈન સિફાત ઔર અખ્લાકે હમીદા સે આરાસ્તા હોતે થે ઔર ઉલાઈક હુમુર્રાશિદુન કે અહલ હોતે થે. ઈસ અઝીમ મકસદ યાની અખ્લાકે હમીદા કે હુસૂલ ઔર અખ્લાકે રઝીલા કે ઝાઈલ કરને કે લિયે ખાનકાહો કા કયામ અમલ મેં આયા કે હઝરાતે શુયૂખ કે ફૈઝે સોહબત, રિયાઝત વ મુજાહદા ઔર ઝિક્ર વગેરા સે બાતિન મુનવ્વર હો જાએ ઔર એહસાન, મારિફત વગેરા જૈસી ઔર સિફાત સે આદમી મુત્તસિફ હો જાએ.

અઝીઝમ મોહતરમ મૌલાના ઈદ્રીસ સલ્લમ્મહુને ઈસી અહમિયત વ ઝરૂરત કો ઈસ કિતાબમેં વાઝેહ ઔર રોશન કીયા હૈ, અલ્લાહ તઆલા ઉનકી ઈસ મહેનત ઔર કાવિશ કો બાર આવર ફરમાવે ઔર અપની બારગાહમેં કબુલ ફરમાવે ઔર મઝીદ તરક્કીયાત સે સરફરાઝ ફરમાવે.

ફકત વસ્સલામ

(મૌલાના) અ.સત્તાર (સા.) ઉફિય અન્હુ

મોહતમિમ જામેઆ રહમાનિયા વણાંકપુર, ગોધરા

# પ્રસ્તાવના

અલ્લાહ તઆલાની કૃપા તથા તેની તૌફીકથી લગભગ પાછલા પંદર વર્ષથી પાબંદી સાથે રમઝાન માસમાં ખાનકાહે મહમુદિય્યાહ (જામેઆ ઈસ્લામિયા તાલીમુદ્દીન ડાભેલ સિમલક જિલ્લા નવસારી) માં જવાનું સૌભાગ્ય (સઆદત) પ્રાપ્ત થાય છે. ઘણી વખત જતા પેહલા અથવા આવ્યા પછી લોકો આ સવાલ કરતા હોય છે કે ખાનકાહ એટલે શું??? ખાનકાહમાં શું કરાવવામાં આવે છે? શુ ખાનકાહમાં ઝિક્ર કરાવવામાં આવે છે? વગેરે વગેરે. લોકોના આ રીતે વારંવાર સવાલો કરવાથી દિલમાં આ ખ્યાલ આવ્યો અને આ ખ્યાલ પાકો થતો ગયો કે ખાનકાહની વાસ્તવિકતા, ખાનકાહની મહત્ત્વતા તથા ખાનકાહની ઉપયોગીતા વિશે ઉલમા, બુઝુર્ગો અને મશાઈખના પુસ્તકોમાં ફેલાયેલી વાતોને એક જગ્યાએ ગુજરાતી ભાષામાં સંયુકત કરી દેવામાં આવે. આ ખ્યાલ જયારે વધારે પાકો થઈ ગયો તો અલ્લાહ તઆલાનું નામ લઈ આ કામની શરૂઆત કરી દીધી. અલ્લાહ તઆલાની મદદ અને તેની તૌફીકથી આ કામ પૂર્ણ થઈ ગયુ. અને અત્યારે આપની સમક્ષ પુસ્તક સ્વરૂપે રજુ કરી રહ્યો છુ. અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા આ પુસ્તકને કબૂલ ફરમાવી આ પુસ્તકથી પોતાના બંદાઓને ફાયદો પહોંચાડે. અને આ પુસ્તકની બરકતથી મારા દિલની ઈસ્લાહ ફરમાવી દે તથા આ પુસ્તકને આખિરતમાં મારા છુટકારાનું માધ્યમ બનાવી દે... આમીન

**નોંધ :** મારા પાછલા ગુજરાતી ભાષામાં ત્રણ પુસ્તકો (૧) હઝરત ઈસા (અલૈ.), હઝરત મહદી(રદી.)અને દજ્જાલ (૨) જાદૂ અને જયોતિષી (૩) પરદો અને લિબાસ, આ પુસ્તકો વિશે અમુક વાચક મિત્રોએ આ ફરિયાદ કરી કે આ પુસ્તકોમાં અમુક જગ્યાએ મુશ્કેલ શબ્દોનો પ્રયોગ થઈ ગયો છે (જે વાસ્તવમાં મુશ્કેલ ન હતા પરંતુ શુધ્ધ ગુજરાતી શબ્દો હતા). આ ફરિયાદને સામે રાખી આ પુસ્તકમાં શુધ્ધ ગુજરાતી ભાષાની જગ્યાએ સામાન્ય અને સરળ ગુજરાતી ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. છતા મુશ્કેલ જણાતા અમુક શબ્દોનો અર્થ કૌંસમાં લખી દેવામાં આવ્યો છે.

મુહમ્મદ ઈદરીસ મુહમ્મદ યુસુફ ગુણિયા (ગોધરા)

# આભાર

હું સૌ પ્રથમ તે અલ્લાહનો આભાર માનું છું જે માલિકે મને આ સદ્કાર્ય કરવાની તૌફીક આપી. તેની તૌફીક વગર કોઈ કાર્ય પૂર્ણ થઇ શકતુ નથી. પછી હું મારા માતા-પિતાનો આભાર વ્યક્ત કરૂં છુ જેઓએ મને ઈલ્મે દીન પ્રાપ્ત કરવાનો અવસર આપ્યો. પછી હું તે મહાન ઉલમા (પીરો મુર્શિદ હઝરત અકદસ મુફતી અહમદ સા. ખાનપુરી દા.બ., હઝરત મુફતી ઈબ્રાહીમ સા. આછોદી દા.બ., મૌલાના અહમદહુસૈન સા. પટણી દા.બ., મૌલાના અ.સત્તાર ભાગલીયા સા. દા.બ.)નો આભાર માનુ છું, જેઓ એ પોતાના મુલ્યવાન સમય માંથી થોડો સમય ફાળવી કિતાબ વિશે પોતાના અભિપ્રાયો રજુ કરી દુઆઓ આપી. તથા હું જનાબ ઈબ્રાહીમ પોલા સાહેબ (શિક્ષક હઝરત ઉસ્માને ગની (રદિયલ્લાહુ અન્હુ) પ્રાથમિક શાળા, ગોધરા.)નો પણ આભાર માનું છુ જેઓએ પ્રુફરિડિંગમાં સહાયતા કરી. તથા બીજા બધાજ સહાય કરનારાઓનો દિલ થી આભાર માનુ છું અલ્લાહ તઆલા આ સૌને દુનિયા-આખિરતમાં શ્રેષ્ઠ બદલો આપે અને મારા આ પુસ્તકને કબૂલ ફરમાવી લોકોને આ પુસ્તકથી ફાયદો પહોંચાડે..... આમીન....

મુહંમદ ઈદ્રીસ મુહંમદયુસુફ ગુણીયા (ગોધરા)

# બિસ્મિહી તઆલા

ખાનકાહનો શબ્દ આજે તે જગ્યા માટે ઉપયોગ કરવામાં આવે છે જયાં કોઈ અલ્લાહવાળા બુઝુર્ગ લોકોના દિલોને શુદ્ધ કરવાનું કાર્ય કરે છે. આ કાર્યને શરીઅતમાં અલગ-અલગ શબ્દોથી ઓળખવામાં આવે છે. જેવી રીતે એહસાન, સુલૂક, તરીકત અને તઝકિયા (આત્મ શુદ્ધિ) વગેરે. હદીષમાં આ કાર્ય માટે એહસાન શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, અને વર્તમાન યુગમાં ખાનકાહ નો શબ્દ લોકોમાં ખૂબજ પ્રચલિત થઈ ગયો છે. આ બધાજ શબ્દોની વાસ્તવિકતા અને હકીકત એક જ છે, અને તે આ છે કે માણસોથી જે સારા અને ખરાબ કાર્યો પ્રગટ થાય છે. તેના બે પ્રકાર છે, (૧) જાહેરી કાર્યો જેવી રીતે નમાઝ, ઝકાત, રોઝા, હજ્જ, જૂઠ, ગીબત, બોહતાન, ચોરી, ઝિના વગેરે (૨) બાતિની એટલે દિલ ના કાર્યો જેવી રીતે ઈખ્લાસ, તકદીર પર રાઝી રહેવુ, ખુદા પર ભરોસો કરવો, ધીરજ(સબ્ર), સંતોષ(શુક્ર), શુભેચ્છા (ખૈરખ્વાહી), નમ્રતા(તવાઝુઅ), તલ્લીનતા(ખુશુઅ), સખાવત, શરમ, રહમદિલી, ઘમંડ, પ્રદર્શનકારી(દેખાડો), કંજૂસી, લાલસા, વેર(દુશ્મની), ઈર્ષા, ક્રોધ, ડરપોકપણું વગેરે. જેવી રીતે જાહેરી કાર્યો માંથી અમુક ફર્ઝ અને વાજિબ છે અને અમુક હરામ છે એવી જ રીતે બાતિની એટલે દિલના કાર્યો માંથી અમુક કાર્યો અપનાવવા ફર્ઝ અને જરૂરી છે જયારે અમુક કાર્યોથી બચવુ જરૂરી છે, તે કાર્યોનું દિલમાં રાખવુ હરામ અને નાજાઈઝ છે. (દિલની બીમારીઓનું વિવરણ આગળ કરવામાં આવશે.) ખાનકાહમાં જવાનો હેતુ આ હોય છે કે દિલમાં સારી વિશેષતાઓ અને કાર્યો કરવાના વિચારો થાય અને ખરાબ કાર્યો દિલમાંથી દૂર થઈ જાય! જેવી રીતે શરીરને લગતી બીમારીઓને દૂર કરવા માટે ડોકટરો હોય છે જેઓ બીમારીઓને પારખી યોગ્ય ઈલાજ કરે છે અને માણસ સ્વસ્થ થઈ જાય છે એવી જ રીતે દિલની બીમારીઓનો ઈલાજ કરવા માટે ખાનકાહના મશાઈખ, ઉલમા અને બુઝુર્ગો હોય છે. જેઓ દિલની બીમારીઓને પારખી યોગ્ય ઈલાજ કરે છે અને જેવી રીતે શરીરની બીમારીઓમાં ડોકટરોની સલાહ મુજબ દવાઓ લેવાથી માણસ સ્વસ્થ થઈ

જાય છે એવી જ રીતે ખાનકાહોના મશાઈખ બુઝુર્ગોએ આપેલ સલાહ મુજબ વર્તવાથી દિલની બીમારીઓ પણ ખતમ થઈ જાય છે. અને જયારે દિલ સ્વસ્થ થઈ જાય છે તો શરીરથી પ્રગટ થનાર કાર્યો પણ શુધ્ધ થઈ જાય છે, જેમ કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે કે માણસના શરીરમાં એક માંસનો ટુકડો હોય છે જયારે તે માંસનો ટુકડો સ્વસ્થ થઈ જાય છે તો આખુ શરીર સ્વસ્થ થઈ જાય છે (અર્થાત શરીરથી સારા કાર્યો પ્રગટ થાય છે) અને જયારે તે માંસનો ટુકડો ખરાબ થઈ જાય છે તો આખુ શરીર ખરાબ થઈ જાય છે (અર્થાત શરીરથી ખરાબ કાર્યો પ્રગટ થાય છે) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો એ લોકો સાંભળો! તે માંસનો ટુકડો માણસનું દિલ છે.

આ વાતનો પણ ખ્યાલ રાખવામાં આવે કે શરીરને લાગતી બીમારીઓ કરતા દિલને લાગતી બીમારીઓ વધુ ખતરનાક છે કારણ કે શરીરને લગતી બીમારીઓથી વધુમાં વધુ નુકસાન એ થાય છે કે માણસનું પ્રાણ પંખેરુ ઉડી જાય છે, પરંતુ દિલની બીમારીઓનું નુકસાન માણસને દુનિયામાં પણ ભોગવવુ પડે છે અને આખિરતમાં પણ ભોગવવુ પડશે. માટે દિલની બીમારીઓને દૂર કરવા પ્રત્યે સૌથી વધુ ધ્યાન કેન્દ્રીત કરવુ જોઈએ. આના માટે બુઝુર્ગો માંથી કોઈ એક બુઝુર્ગના હાથ પર બયઅત કરી તેઓએ બતાવેલ મામૂલાત પુરા કરવા જોઈએ અને પોતાના દિલમાં અનુભવાતી બીમારીઓ તેઓની સમક્ષ રજૂ કરવી જોઈએ અને તેઓ જે સલાહ-સુચનો આપે તેણી ઉપર અમલ કરવો જોઈએ સાથે સાથે તેઓની સોહબતમાં રહેવુ જોઈએ કારણ કે ઘણી વખત ફકત તેઓની સોહબતથી જ ઘણી બીમારીઓ દૂર થઈ જાય છે.

આ પ્રારંભિક વાતો પછી આત્મ શુદ્ધિ (દિલને સાફ કરવા) વિશે વાંચીએ.

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આ દુનિયામાં તશરીફ લાવવાના કુર્આનમાં ત્રણ હેતુઓનું વર્ણન કરવામાં આવ્યુ છે. (૧) કુર્આનની આયતોનું પઠન કરવું (૨) કુર્આન અને અકલમંદીની વાતો શિખવાડવી (૩) લોકોના દિલોનું શુદ્ધિકરણ એટલે દિલોને પાક-સાફ કરવું.

કુર્આને મજીદમાં છે, હઝરત ઈબ્રાહીમ(અલૈ) એ આ રીતે

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશે દુઆ માંગી હતી, એ અમારા પરવરદિગાર! અને આ પણ દુઆ છે કે તે સમુહમાં તેઓમાંથી એક એવા રસૂલનુ નિર્માણ કર જે તેઓને તારી આયતો પઢીને સંભળાવતા રહે અને તેઓને કિતાબની (કુર્આન મજીદ) તથા અકલમંદીની વાતો શીખવતા રહે અને તેઓને (શિર્ક, નિફાક, ઘમંડ વગેરે બીમારીઓથી) પવિત્ર કરતા રહે ખરેખર તુ જ કુદરતવાન સંપૂર્ણ હિકમતવાળો છે. (સુરએ બકરહ આયત નં. ૧૨૯)

એક બીજી આયતમાં અલ્લાહતઆલા ફરમાવે છે,

આ ઉપકાર પણ તેવો જ છે જેમકે અમે તમારી વચ્ચે એક મહાન રસૂલ તમારામાંથી મોકલ્યા. જે તમને અમારી આયતો (હુકમો) પઢી સંભળાવે છે અને તેમને ગુનાહો (શિર્ક, નિફાક, ઘમંડ વગેરે)થી પવિત્ર કરતા રહે છે. અને તમને કિતાબ તથા અકલમંદીની વાતો શીખવે છે અને તમને એવુ લાભદાયક શિક્ષણ આપતા રહે છે, જેને તમે જાણતા પણ ન હતા. (સુરએ બકરહ આયત નં. ૧૫૧)

ઉપરોકત બંને આયતોથી સ્પષ્ટ થયુ કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના દુનિયામાં તશરીફ લાવવાના હેતુઓમાંથી મહત્ત્વનો હેતુ આ પણ હતો કે આપ લોકોના દિલોને ખરાબ કાર્યો અને ખરાબ આદતો થી પવિત્ર કરે.

કુર્આને મજીદમાં ત્રીજી જગ્યાએ છે, ખરેખર તે માણસ સફળ થઈ ગયો જે માણસ (ખરાબ માન્યતાઓ, શિર્ક, નિફાક, ઘમંડ વગેરે દિલની બીમારીઓથી) પાક થઈ ગયો. (સુરએ આલા, આયત નં. ૧૪)

કુર્આન મજીદમાં ચોથી જગ્યાએ છે કે અલબત્ત જેણે પોતાના નફસ (જીવ, આત્મા)ને નેકીઓ કરી પવિત્ર કરી લીધો તે માણસ તો સફળ થઈ ગયો અને જેણે પોતાના નફસ ને પાપોથી રગદોળી નાંખ્યો તે નિષ્ફળ થઈ ગયો (સુરએ શમ્સ આયત નં. ૯,૧૦)

ઉપરોકત બંને આયતોથી સ્પષ્ટ થયુ કે સફળતા તો તે માણસ માટે છે જે માણસે પોતાના દિલને ખરાબ આદતો અને ખરાબ કાર્યો થી પવિત્ર કરી લીધુ અને જે માણસે પોતાના દિલને પાપોથી સાફ ન કર્યું અને દિલનું શુદ્ધિકરણ ન કર્યું તે માણસ દુનિયા-આખિરતમાં નિષ્ફળ થઈ જશે.

આ વાતનું પણ જ્ઞાન થઈ ગયુ કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું

ત્રીજુ કાર્ય લોકોને પાક કરવાનું છે. જેનો અર્થ આ થાય છે કે જાહેરી અને દિલના અંદરની નાપાકીઓથી લોકોને પાક કરવું, જાહેરી નાપાકીઓ તો મુસલમાનો જાણે છે. બાતિની એટલે દિલના અંદરની નાપાકીઓ કુફ્ર, શિર્ક, ઘમંડ, ઈર્ષા, વેર દુશ્મની, દુનિયાની મુહબ્બત વગેરે છે. આ બધા જ કાર્યોની ભયાનકતાનું વર્ણન કુર્આન અને અહાદીષમાં કરવામાં આવ્યુ છે. તેમ છતા દિલોને સાફ કરવાના કાર્યને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નો હેતુ જણાવી આ વાત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે ખાલી શબ્દોને સમજી લેવાથી કોઈ કળા પ્રાપ્ત થતી નથી. એવી જ રીતે દિલની બીમારીઓનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવાથી દિલનું શુદ્ધિકરણ થતુ નથી. જયાં સુધી કોઈ તરબિયત કરનાર શૈખ ના હાથ નીચે રહી પોતાની તરબિયત કરાવી લેવામાં ન આવે ત્યાં સુધી દિલની સફાઈ થતી નથી.

જેવી રીતે દરેક પુરૂષ અને સ્ત્રી ઉપર પોતાની પરિસ્થિતિના મુજબ મસાઈલનું જાણવું ફર્ઝ છે એવી જ રીતે દિલના જે સારા કાર્યો તેના દિલમાં નથી તેને પ્રાપ્ત કરવા અને જે ખરાબીઓ તેના દિલમાં છે તેનાથી દિલને પાક કરવુ પણ ફર્ઝ છે.

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સા. રહ.ના એક લેખ જેનું શિર્ષક (ઉન્વાન) ''તસવ્વુફ (ખાનકાહી આમાલ) નુ જ્ઞાન પણ દરેક મુસલમાન પર ફર્ઝ છે.'' માં લખે છે કે અલ્લાહ તઆલાના જાહેરી આદેશો નમાઝ, રોઝા, ઝકાત તો બધાજ મુસલમાનો જાણે છે કે આ દરેક મુસલમાન પર ફર્ઝ છે. અને આ આદેશો દુરૂસ્ત થઈ જાય એટલુ જ્ઞાન પ્રાપ્ત કરવુ દરેક મુસલમાન પર ફર્ઝ છે. એવી જ રીતે દિલના અંદરના તે હરામ કાર્યોનું જ્ઞાન જેના લીધે માણસને દુનિયા-આખિરત માં નિષ્ફળતા સાંપડે છે જેને લોકોની બોલચાલમાં તસવ્વુફનુ જ્ઞાન (ખાનકાહી આમાલ) કહેવામાં આવે છે, પ્રાપ્ત કરવુ ફર્ઝ છે. કારણ કે દરેક માણસ ઉપર ફર્ઝ છે કે તે પોતાના દિલને હરામ કાર્યોથી બચાવે, તો તે હરામ કાર્યો વિશેનું જ્ઞાન પ્રાપ્ત કરવુ પણ ફર્ઝ લેખાશે. (ટૂંકસાર-મઆરીફુલ કુર્આન ભાગ-૪, પેજ-૪૯૦)

ફતાવા ઉલમાએ હિંદમાં લખ્યું છે કે ફર્ઝના બે પ્રકારો છે (૧) ફર્ઝે ઐન: તે ફર્ઝ ને કહેવામાં આવે છે જેને અદા કરવુ દરેક મુસલમાન પુરૂષ-સ્ત્રી

પર જરૂરી છે અમુક મુસલમાનોના અદા કરી લેવાથી બાકી મુસલમાનો છુટી શકશે નહી, બલ્કે અદા ન કરનાર ખુદાની સમક્ષ ગુનેહગાર લેખાશે. જેવી રીતે નમાઝ, ઝકાત, રોઝા, હજ્જ વિગેરે, (૨) ફર્ઝે કીફાયા : તે છે કે અમુક મુસલમાનો તેને અદા કરી લે તો બાકી મુસલમાનો છુટી જશે અને તેઓ ગુનેહગાર થશે નહી, જેવી રીતે જનાઝા ની નમાઝ (કે જનાઝાની નમાઝ બધાજ મુસલમાનો પર ફર્ઝ નથી શહેરના અમુક લોકો પઢી લે તો બાકી મુસલમાનો છુટી જશે. અને જો કોઈ પણ અદા ન કરે તો બધાજ મુસલમાનો ગુનેહગાર લેખાશે.) એવી જ રીતે પૂરેપૂરા બધાજ મસાઈલ અને પૂરેપૂરા તસવ્વુફના જ્ઞાનમાં નિપૂણતા પ્રાપ્ત કરવી ફર્ઝે કીફાયા છે. જો કોઈ શહેરમાં કોઈ એક માણસ પણ એવો ના હોય જે લોકોને શરીઅતના મસાઈલ ન શિખવતો હોય અને કોઈ એક માણસ પણ એવો ના હોય જે શહેરના લોકોના દિલોની બીમારીઓનો ઈલાજ ન કરતો હોય અને દિલના સારા કાર્યોનું માર્ગદર્શન ન આપતો હોય તો તે શહેરના લોકો પર ફર્ઝ છે કે એવા આલિમ બુઝુર્ગની વ્યવસ્થા કરે જે તેઓને મસાઈલ અને અખ્લાક (સંસ્કાર)નું જ્ઞાન અર્પણ કરે, નહી તો શહેરના બધાજ મુસલમાન ગુનેહગાર બનશે.

ઉપરોકત વાતો થી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે તસવ્વુફ (દિલનું શુદ્ધિકરણ) ના જે ભાગનું જ્ઞાન પ્રાપ્ત કરવું ફર્ઝે કિફાયા છે, તેના માટે શહેરમાં કોઈ નિપુણ શેખ અને ખાનકાહ નું હોવુ જરૂરી છે. જો તે શહેરના લોકોમાં આવો કોઈ માણસ ન હોય તો શહેરવાળાઓ પર ફર્ઝ છે કે તેઓ કોઈ શેખની વ્યવસ્થા કરે જે લોકોના દિલોનું શુદ્ધીકરણ કરવાનું કાર્ય અદા કરે. (રાહે એતિદાલ / પેજ નં. ૫૭,૫૮ - વિવરણ સાથે)

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ) ફરમાવે છે કે ધ્યાન થી સાંભળો, દીન શરીઅતના પાંચ ભાગો છે. (૧) અકાઈદ (શ્રદ્ધાઓ) દિલ અને ઝુબાનથી ઈકરાર કરવો કે અલ્લાહ તઆલા અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જે વાતની જે રીતે ખબર આપી છે તે હકીકત અને વાસ્તવિક છે. (અલ્લાહ તઆલા ને ઝાત અને વિશેષતાઓમાં એક માનવુ, ફરિશ્તાઓ પર ઈમાન રાખવુ, અલ્લાહ તઆલાએ ઉતારેલ કિતાબો પર ઈમાન રાખવુ, અલ્લાહ તઆલાએ મોકલેલ રસૂલો પર ઈમાન

રાખવું, કયામતના દિવસ પર ઈમાન રાખવું, કયામતના દિવસ પછીના બીજા જીવન પર ઈમાન રાખવું વગરે. (૨) ઈબાદાત એટલે નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ વગેરેને અદા કરવું. (૩) મુઆમલાત (લેવડ-દેવડ) એટલે શાદી, તલાક, વેપાર,ભાડા, ખેતીવાડી વગેરે, પોતાને લગતી શરીઅતની વાતો પર અમલ કરવો. આ બધી વસ્તુઓ દીનના ભાગ હોવાનો અર્થ એ નથી કે શરીઅત આ વાત શીખવે છે કે ખેતી આ રીતે કરો, આ વસ્તુઓનો વેપાર-ધંધો કરો. પરંતુ શરીઅત આ વાતનું માર્ગદર્શન આપે છે કે કોઈની ઉપર જુલમ ન કરો અને એ રીતે લેવડ-દેવડ ન કરો કે ઝઘડો ઉત્પન્ન થવાનો ભય રહે. સારાંશ આ છે કે મુઆમલાતમાં જાઈઝ અને નાજાઈઝનું વર્ણન કરવામાં આવે છે. (૪) મુઆશરત (સભ્યતા) એટલે રહેણી-કરણી, ઉઠવુ-બેસવુ, કોઈને મળવુ, કોઈનું મેહમાન બનવુ, કોઈના ઘરે કયારે જવું, કયારે ન જવું, કયારે કોઈની સાથે વાત કરવી, કયારે ન કરવી, પત્ની, બાળકો, રિશ્તેદારો, પારકાઓ, નોકરો સાથે કેવી રીતે વર્તન કરવું વગેરે. (૫) તસવ્વુફ(અખ્લાક) જેને શરીઅતમાં દિલનું શુદ્ધિકરણ કહેવામાં આવે છે. (દિલની બીમારીઓનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેની ભયાનકતાને સમજવું અને તેનો ઈલાજ કરાવવો) આ રીતે કુલ દીનના ભાગો પાંચ છે અને આ પાંચેય મળે તો દીન પૂર્ણ થાય છે જો કોઈ માણસ માં આ પાંચેય ભાગો માંથી કોઈ ભાગમાં કમી હશે તો તેનું દીન અધુરૂ ગણાશે. જેવી રીતે કોઈ માણસનો એક હાથ ન હોય તો તે માણસ શારીરિક રીતે અધુરો છે એવીજ રીતે કોઈ માણસમાં આ પાંચ ભાગોમાંથી કોઈ ભાગમાં કમી હોય તો તે માણસ દીનદારીમાં અધુરો ગણાશે. (શરીઅત-વ-તરીકત પેજ નં. ૨૯ - વિવરણ સાથે)

હઝરત થાનવી(રહ.)ની ઉપરોકત વાતથી સ્પષ્ટ થયુ કે જેવી રીતે અકાઈદ, ઈબાદત વગેરેમાં નિપૂણ હોવુ જરૂરી છે એવી જ રીતે તસવ્વુફ (દિલના શુદ્ધીકરણ)માં પણ નિપૂણ હોવુ જરૂરી છે.

## ★ આપણા અકાબિર અને ખાનકાહ

## (૧) હઝરત મૌલાના ઈલ્યાસ સા.(રહ.) વફાત-૧૯૪૪

હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.)નું બાળપણ ગંગોહમાં

પસાર થયુ. હઝરત મૌલાના અલીમિયાં(રહ.) લખે છે કે ગંગોહ તે સમયે ઉલમા અને અવલિયાઓનું મથક હતુ. તે ઉલમા, અવલિયા અને હઝરત મૌલાના રશીદઅહમદ ગંગોહી(રહ.)ની સોહબત અને મજલિસોની દૌલત હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.)ને પ્રાપ્ત થતી હતી. ધાર્મિક ભાવનાઓ પરિપૂર્ણ થવામાં તેમજ દીનની સમજ અને દીન પર ચાલવાનો ઢંગ ઉત્પન્ન કરવામાં અવલિયા એ કિરામની સોહબતોને જે મહત્વતા પ્રાપ્ત છે, તે ઉલમા જાણે છે. મૌલાનાની દીની અને આધ્યાત્મિક (રૂહાની) જીવનમાં આ શરૂઆતનું વાતાવરણ ખુબજ ફાયદાકારક નિવડ્યું. માણસના જીવનને સારૂ બનાવવા જે જમાનો હોય છે તે જમાનો મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ)નો ગંગોહમાં પસાર થયો. જયારે મૌલાના ગંગોહમાં આવ્યા હતા તે સમયે તેમની ઉંમર દસ વર્ષની હતી અને જયારે ૧૩૨૩ હિ.સ. માં મૌલાના ગંગોહીની વફાત થઈ ત્યારે હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)ની ઉંમર ૨૦ વર્ષની હતી આમ દસ વર્ષ સુધી મૌલાના ને હઝરત ગંગોહી(રહ.)ની સોહબત માં રહેવાનો મોકો મળ્યો. (હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ (રહ.) ઔર ઉનકી દીની દઅવત : પેજ નં. ૫૩)

હઝરત ગંગોહી(રહ.)ની સોહબત સિવાય હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.)ને બીજા અનેક ઉલમા, અવલિયાની સોહબતમાં બેસવા તથા તેમની વાતો સાંભળવાનો મોકો મળ્યો. હઝરત મૌલાના ઈલ્યાસ સા. ના ભાઈ હઝરત મૌલાના મુહમ્મદ યહ્યા સા. (રહ.) (હઝરત મૌલાના મુહમ્મદ શેખ ઝકરીયા(રહ.)ના પિતા) હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સા. ને પઢાવતા હતા. મૌલાના ફરમાવે છે કે જયારે હઝરત ગંગોહી (રહ.)ના ખાસ ખલીફાઓ અને ઉલમા આવતા તો અમુક સમયે મૌલાના મુહમ્મદ યહ્યા સા. મારો સબક બંધ કરી દેતા અને ફરમાવતા કે આજે તમારો સબક આ છે કે તમે આ ઉલમા-અવલિયાની સોહબતમાં બેસો અને તેમની વાતો સાંભળો. (હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સા. ઔર ઉનકી દીની દઅવત : પેજ નં.૪૪)

હઝરત મૌલાના ઈલ્યાસ સા.(રહ.)ને પોતાના દિલની સફાઈનો કેટલો ખ્યાલ હતો અને એતિકાફ અને ખાનકાહી આમાલથી કેટલો ગાઢ સંબંધ

હતો અને ખાનકાહી આમાલની તેઓની નજીક કેટલી મહત્વતા હતી કે પઢવાના જમાનામાં જ તેઓ હઝરત મૌલાના રશીદઅહમદ ગંગોહી(રહ.)થી બયઅત થઈ ગયા અને હઝરત ગંગોહી(રહ.)ની વફાત પછી હઝરત શૈખુલ હિંદ મુફતી મહમૂદહસન દેવબંદી(રહ.)થી બયઅતની દરખાસ્ત કરી તો તેઓએ હઝરત મૌલાના ખલીલઅહમદ સહારનપુરી(રહ.) થી બયઅત થવાની પ્રેરણા આપી તો હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.) હઝરત મૌલાના ખલીલઅહમદ સા. સહારનપુરી (રહ.)થી બયઅત થઈ ગયા અને તેઓથી ખિલાફત પણ પ્રાપ્ત થઈ અને લોકોને બયઅત કરવાનું કામ મૌત સુધી ચાલુ રાખ્યું.

હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.)ને પોતાના દિલની સફાઈનું કેટલુ ધ્યાન રહેતુ હતુ તેનો અંદાજો નીચેના તેમના વાકયોથી લગાવી શકાય છે ફરમાવે છે કે .... મને જયારે પણ મેવાત ઈજતેમા માં જવાનું થાય છે તો હંમેશા નેક લોકો અને ઝિક્ર કરનાર લોકો સાથે જાઉં છું. છતા પણ લોકો સાથે રહેવાથી દિલની હાલત એટલી હદ સુધી બદલાઈ જાય છે કે જયા સુધી એતિકાફ વડે તે ગંદકીને ધોઈ ન નાંખુ ત્યા સુધી દિલ પોતાની અસલી હાલત પર આવતુ નથી. અથવા સહારનપુર અથવા રાયપુર ની ખાનકાહોમાં જઈને ન રહુ ત્યાં સુધી દિલ પોતાની અસલી હાલત પર આવતુ નથી, અને બીજાઓને પણ ફરમાવતા હતા કે દીનના કામ માટે ફરનારાઓને જોઈએ કે તેઓ ગશ્ત અને ચલત ફિરતની અસરોને એકાંતમાં બેસી ઝિક્ર વગેરેથી ધોઈ નાંખ્યા કરે. (મલ્ફૂઝાત મૌલાના ઈલ્યાસ રહ.)

## હઝરત મૌલાના મુહમ્મદ યુસુફ (રહ.) વફાતઃ ૧૯૬૫

હઝરત મૌલાના મુહમ્મદયુસુફ સા. (રહ.) પોતાના પિતા હઝરત મૌલાના ઈલ્યાસ સા. (રહ.)થી બયઅત હતા. તેઓની બયઅત વિશે લખવામાં આવે છે કે ઈ.સ.૧૯૩૫ માં મૌલાના મુહમ્મદયુસુફ સા. (રહ.) હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)થી બયઅત થયા. હઝરત શેખુલ હદીષ મૌલાના ઝકરીયા(રહ.)ના ધ્યાન દોરવાથી બયઅત થવાનું આ પવિત્ર કાર્ય પૂર્ણ થયુ. બયઅત કર્યા પછી હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)એ તેઓને

પાસે અન્ફાસ (ખાનકાહી આમાલમાં આ એક ઝિક્ર કરવાની રીત છે, જેમાં આ વાતની પ્રેકટીસ કરાવવામાં આવે છે કે કોઈ શ્વાસ અલ્લાહ તઆલાના ઝિક્ર વગર ન અંદર જાય અને ન બહાર આવે)ની તાલીમ આપી અને દરરોજ ત્રણ હજાર(૩૦૦૦) વખત ઈસ્મે ઝાત (અર્થાત અલ્લાહ એવી રીતે કરે કે પહેલા શબ્દ અલ્લાહ પર પેશ પઢે અને બીજા શબ્દ અલ્લાહ પર સાકિન પઢે જેવી રીતે અલ્લાહુઅલ્લાહ આ ઝિક્ર પણ એક વિશેષ રીત થી કરવામાં આવે છે) પઢવાનો આદેશ આપ્યો. આ આધ્યાત્મિક (રૂહાની) સંબંધ બંધાયા પછી હઝરત મૌલાના રહ. નો સંબંધ અલ્લાહ તઆલાથી ખુબ જ વધતો ગયો અહીંયા સુધી કે પોતે હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)એ એક વાર હઝરત મૌલાના અલીમિયાં નદવી(રહ.)થી ફરમાવ્યું કે અહીંયા (એટલે નિઝામુદ્દીન મરકઝ પર) જેટલા લોકો રહે છે તેમા મૌલાના મુહમ્મદયુસુફ(રહ.)નો તઅલ્લુક અલ્લાહ તઆલાથી સૌથી વધારે છે. (સવાનેહ મૌલાના મુહમ્મદ ઈન્આમુલહસન સા. રહ.)

હઝરત મૌલાના મુહમ્મદઈલ્યાસ સા.(રહ.)એ પોતાના જીવનના છેલ્લા દિવસોમાં હઝરત મૌલાના મુહમ્મદયુસુફ સા.(રહ.) ને ખિલાફત અર્પણ કરી હતી અને હઝરત શેખુલ હદીષ સાહબ(રહ.) અને મૌલાના અ.કાદિર રાયપુરી સા.(રહ)ના મશ્વરાથી હઝરત મૌલાના મુહમ્મદયુસુફ સા.(રહ.)ને પોતાના પછીના અમીર નક્કી કર્યા હતા. જે રીતે હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.) પોતાના જીવનમાં લોકોને બયઅત કરતા હતા એવી જ રીતે હઝરત મૌલાના મુહમ્મદયુસુફ સા.(રહ.) એ પણ આ સિલ્સિલો ચાલુ રાખ્યો અને તેઓ પણ લોકોને બયઅત કરતા હતા. અને બયઅત ની રીત આ હતી કે સૌ પ્રથમ બયઅતની વાસ્તવિકતા, બયઅતની મહત્વતા, બયઅત થવાના આદાબ, બયઅત થવા પછીની જવાબદારી અને બયઅત થવાના ફાયદાઓ બયાન ફરમાવતા, પછી બયઅતના શબ્દો બોલાવી લોકોને બયઅત કરતા હતા પછી દીની દઅવતના ફઝાઈલ સંભળાવી દઅવતના કામ માટે જાન, માલ અને સમયની કુરબાની આપવા માટે વચન લેતા. (સવાનેહ મૌલાના ઈન્આમુલ હસન રહ.)

# રમઝાનના મુબારક મહીનામાં એતિકાફ

આપણા તબ્લીગના અકાબિરને ત્યાં રમઝાનમાં એતિકાફ કરવાનો પણ મામૂલ હતો તેઓ એક મોટા સમુહ સાથે એતિકાફ ફરમાવતા હતા. અને દઅવતના કામ સાથે એતિકાફનો પણ પ્રબંધ કરતા હતા. હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સા.(રહ.) રમઝાનના છેલ્લા દસ દિવસ માં એતિકાફ કરવાનો ખુબજ પ્રબંધ ફરમાવતા હતા. હઝરત મૌલાના મુહમ્મદયુસુફ સા.(રહ.) પણ તે જ ખુદાના ખાસ બંદાઓ માંથી હતા જેઓ આ મહીનાને પૂરેપૂરો વસૂલ કરતા હતા અને દઅવતી કામો સાથે કુર્આન મજીદની તિલાવત, તસ્બીહાત અને અવરાદો વઝાઈફનો ખુબ જ પ્રબંધ ફરમાવતા હતા. આની સાથે સાથે લખવા-વાંચવાનું કામ પણ આ મહીનામાં ખૂબજ વધી જતુ હતુ. હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ(રહ.)ના નાયબ હોવાની હેસિયતથી આપ બાવીસ(૨૨) વર્ષ સુધી જીવીત રહ્યા. આ બાવીસ વર્ષના સમયગાળા દરમિયાન તેઓના રમઝાન ગુજારવાની માહિતી વિસ્તારપૂર્વક પુસ્તકોમાં લખાયેલી છે. અહીંયા ફકત એક રમઝાન વિશે લખવામાં આવે છે.

રમઝાન હિ.સ. ૧૩૬૫ મુતાબિક ઈ.સ.૧૯૪૬ હઝરત શૈખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરીયા(રહ.) આ રમઝાનનો મુબારક મહીનો પસાર કરવા માટે મરકઝ નિઝામુદ્દીન દિલ્હી તશરીફ લઈ ગયા અને મરકઝની મસ્જિદમાં આખા મહીનાનો એતિકાફ કર્યો અને મૌલાના મુહમ્મદયુસુફ(રહ.)એ લગભગ ચાલીસ(૪૦) દોસ્તો સાથે છેલ્લા અશરા (દસ દિવસ)નો એતિકાફ કર્યો. (સવાનેહ મૌલાના મુહમ્મદ ઈન્આમુલ હસન સાહબ)

આ રમઝાનમાં નિઝામુદ્દીનમાં ખુબજ ચમક દમક હતી. આખી મસ્જિદ ઝિક્ર અને તિલાવતથી ગુંજતી હતી. એક જ સમયમાં મસ્જિદ ખાનકાહ પણ હતી અને મદ્રસો પણ હતી, દરેક નાનો-મોટો આખો દિવસ અને આખી રાત ઝિક્ર અને તિલાવતમાં પસાર કરી દેતો હતો કોઈ એક દિવસમાં એક કુર્આન ખતમ કરતો અને કોઈ થોડાક પારા પઢતો હતો. હઝરત શૈખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરીયા સા.(રહ.) અને મૌલાના મુહમ્મદ યુસુફ સા.(રહ.)ની ઈબાદત, પરિશ્રમ અને કુર્આનની તિલાવતનું પુછવુ જ શું?

કોઈ સમય એવો પસાર થતો ન હતો જેમા આ બુઝુર્ગો ખાલી બેસ્યા હોય. આખા રમઝાનમાં રાત્રે તો બિલ્કુલ સુતા ન હતા, દિવસે બે ત્રણ કલાક આરામ કરી લેતા અને પછી બીજો સમય ઈબાદત અને કુર્આનની તિલાવતમાં પસાર કરી દેતા હતા. (સવાનેહ મૌલાના મુહમ્મદ ઈન્આમુલ હસન રહ.)

## હઝરત મૌલાના મુહમ્મદ ઈન્આમુલ હસન(રહ.) વફાત ૧૯૯૫

આપ ઈ.સ. ૧૯૩૦ માં હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.) ની સેવામાં પહોંચી ગયા હતા અને તે જ સમય થી હઝરત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સા.(રહ.)ની કેળવણી (તરબિયત)માં હતા. પરંતુ બયઅત લગભગ પાંચ-છ વર્ષો પછી થયા. પોતે ફરમાવે છે કે જયારે હઝરત શૈખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરીયા(રહ)ને ખબર પડી કે અમે અત્યાર સુધી હઝરત મૌલાના મુહમ્મદઈલ્યાસ સા. થી બયઅત નથી થયા તો ફરમાવ્યું કે હું તો અત્યાર સુધી સમજતો હતો કે તમે બન્ને (હઝરત મૌલાના મુહમ્મદયુસુફ રહ. અને મૌલાના ઈન્આમુલ હસન રહ.)બયઅત થઈ ચુકયા છો. ચાલો હવે મોડુ ન કરો અને જલ્દી બયઅત થઈ જાવ! હઝરત મૌલાના ઈન્આમુલ હસન(રહ.) ફરમાવે છે કે અમે હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)ની સામે બયઅત થવાની ઈચ્છા વ્યકત કરી, હઝરત મૌલાનાએ અમારી ઈચ્છા પૂરી કરી અને પહેલા ગુસલ કર્યુ અને પછી ખુશીની સાથે અમોને બયઅત ફરમાવી લીધા અને ફરમાવ્યું અલ્લાહ તઆલા મુબારક ફરમાવે અને ઈન્શા અલ્લાહ મુબારક અને બરકત વંત છે.

હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.) બયઅત પછી બન્નેને પાસે અન્ફાસની તાલીમ આપી અને મૌલાના યુસુફ(રહ.)ને ઈસ્મે ઝાત (અલ્લાહુ અલ્લાહ)ને ત્રણ હજાર(૩૦૦૦) વખત અને મૌલાના ઈન્આમુલ હસન(રહ.)ને બાર હજાર(૧૨૦૦૦)વખત પઢવાનો આદેશ આપ્યો. આ ઝિક્રના સિવાય મસ્નૂન અવરાદ, હિઝબુલ આઝમ અને હિસ્ને હસીન(દુઆની કિતાબ) પઢવાની તાકીદ કરી. (સવાનેહ મૌલાના ઈન્આમુલ હસન રહ.)

બયઅત વડે આધ્યાત્મિક (રૂહાની)સંબંધ બંધાયા થયા પછી હઝરત મૌલાનાએ આ રસ્તામાં ખુબજ પરિશ્રમ અને મહેનત કરી અને પોતાની

ઝાતને બરાબર દઅવતો તબ્લીગ અને ઝિક્રો અવરાદમાં તલ્લીન કરી દીધી, ઝિક્ર ઈસ્મે ઝાત (અલ્લાહુ અલ્લાહ) જેની શરૂઆત બાર હજાર(૧૨૦૦૦)થી થઈ હતી ધીરે ધીરે વધારી સિત્તેર હજાર(૭૦,૦૦૦) સુધી કરી દીધી હતી. એક લાંબી મુદ્દત સુધી આ આદત રહી હતી કે હુમાયુના મકબરામાં (જે મરકઝ નિઝામુદ્દીન થી નજીક એક ઈમારત છે) ચાલ્યા જતા અને એક ખુણામાં બેસી પોતાના મામૂલાત પૂરા કરતા હતા અને સાત સાત કલાક સુધી આ કાર્યમાં તલ્લીન રહેતા હતા, મામૂલાતમાં ઝિક્ર, પાસે અન્ફાસ અને કુર્આન મજીદની તિલાવત ફરમાવતા. અને તિલાવતમાં દરરોજ પંદર થી સોળ (૧૫ થી ૧૬) પારા પઢી લેતા હતા અને રમઝાન માસમાં તો કુર્આનની તિલાવત પણ ખૂબ જ વધારી દેતા હતા. હઝરત શૈખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરીયા સા.(રહ.)ના લખવા અનુસાર એક વખત રમઝાનમાં ૬૧ કુર્આન ખતમ કર્યા હતા. (સવાનેહ મૌલાન ઈન્આમુલ હસન રહ.)

લગાતાર મહેનત અને પરિશ્રમ કરવાથી આપ તે મકામ ઉપર પહોંચી ગયા હતા કે હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)એ આપ ને ખિલાફત આપી. હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)એ પોતાના જીવનના અંતિમ દિવસે એટલે ૧૨,જુલાઈ ૧૯૪૪ બુધવારે ઉલમા અને મશાઈખની હાજરીમાં છ (૬) માણસોને ખિલાફત આપી. અને તે સમયે હઝરત મૌલાનાએ આ છ (૬) માણસો વિશે પોતાનો અભિપ્રાય પણ આપ્યો હતો. હઝરત મૌલાના ઈન્આમુલ હસન સા.(રહ.) વિશે આપે ફરમાવ્યુ કે મૌલવી ઈન્આમુલ હસન પણ ખૂબ જ સારા માણસ છે, તેઓએ પણ ઝિક્ર ખૂબજ કર્યુ છે, અલબત્ત ઈલ્મનો આદર વધારે કરે છે. (સવાનેહ હઝરત મૌલાના ઈન્આમુલ હસન રહ.)

હઝરત મૌલાના મુહમ્મદ યુસુફ (રહ.)ના ઈન્તિકાલ પછી હઝરત શૈખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરીયા(રહ.)એ અકાબિર અને ઝિમ્મેદાર હઝરાતના મશ્વેરાથી હઝરત મૌલાના ઈન્આમુલ હસન(રહ.)ને તબ્લીગી અને દઅવતી કામોના અમીર બનાવ્યા, પછી તેનું એલાન કરી દેવામાં આવ્યુ અને આપે લોકોને બયઅત કર્યા. હઝરત મૌલાના ઈલ્યાસ(રહ.)થી ખિલાફત મળ્યા પછી બાવીસ(૨૨) વર્ષમાં ફકત ત્રણ લોકોને બયઅત કર્યા હતા. અને

અમીર બન્યા પછી ૧૩, એપ્રિલ ૧૯૬૫ના દિવસે ઘણા બધા લોકોએ આપના હાથ ઉપર બયઅત કરી. પછી તો બયઅત કરવાનો આ સિલ્સિલો ગતિ પૂર્વક આગળ વધતો જ રહ્યો અને વફાત સુધી ચાલતો રહ્યો.

હઝરત મૌલાના ઈન્આમુલ હસન સા. (રહ.) બયઅત કર્યા પછી બયઅતની વાસ્તવિકતા અને બયઅત થવાના ફાયદાનું વર્ણન લોકો સમક્ષ કરતા હતા. એક સમયે ફરમાવ્યુ દોસ્તો! બયઅત હોના કયા હૈ? વો યે હે કે હમ કો અપની જીંદગી પ્યારે રસૂલસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકી તરતીબ પર બનાની હે અલ્લાહ તઆલાને આપસલ્લલ્લાહુ અલયહિ વસલ્લમકો નમૂના બનાકર ભેજા હે. જો શખ્સ ઈસ નમુને સે જીસ કદર કરીબ હોગા ઉત્ના હી અલ્લાહ તઆલા કે યહાં મહબૂબ હોગા હમ કો મૌત તક ઈસ કોશિશ મે લગના હે ઔર રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)કે હુકમો કે મુતાબિક જીંદગી ગુઝારની હે, રાત હો યા દિન હો, જાગના હો યા સોના હો, ખાના હો યા પીના, હમ કો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)કે હુકમ કે મુતાબિક જીંદગી ગુઝારની હૈ. બસ યે ખુલાસા હૈ બયઅત કા, યે કોઈ રસમ નહી હૈ કે પલ્લા પકડ લીયા ઔર કાફી હો ગયા. બલ્કે હમ કો અહદ કરના હૈ કે ગુનાહો સે બચેંગે, અલ્લાહ તઆલા નફસ ઔર શૈતાન કે તરીકે પર ચલને સે હમારી હિફાઝત ફરમાવે, અલ્લાહ તઆલા સે માફી માંગના હે ઔર અપને ગુનાહો કો અલ્લાહ તઆલાસે માફ કરવાના હૈ.

હઝરત મૌલાના ઈન્આમુલ હસન સા. (રહ.)ને ત્યાં બયઅત કરવાની રીત આ હતી કે તેઓ એક લાંબી દોરી અથવા એક મોટુ રૂમાલ અથવા ચાદરનો એક કિનારો પોતાના હાથમાં પકડતા અને બયઅત થનાર લોકો તે દોરી, રૂમાલ અથવા ચાદરને પોતાના બન્ને હાથોથી પકડી લેતા હતા. ત્યાર પછી હઝરત મૌલાના બયઅત ની વાસ્તવિકતા પર થોડીક વાર વાત કરતા. પછી મસ્નૂન ખુત્બો પઢતા અને પછી બયઅતના શબ્દો બોલાવતા હતા. ત્યાર પછી પઢવાના અવરાદ અને વઝાઈફ બતાવી દુઆ કરાવી લેતા હતા. બયઅતના શબ્દોનો ઉચ્ચાર કરાવ્યા પછી ફરમાવતા ભાઈઓ! જે ગુનાહોથી તૌબા કરી છે તેનાથી બચતા રહો આ બધા મોટા મોટા ગુનાહો છે, જો આ

ગુનાહોથી પોતાને બચાવશો અને આ પાંચ કામ કરતા રહેશો તો ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલાના સારા બંદા બની જશો.

(૧) પહેલી વસ્તુ જે દરેક મુસલમાન માટે છે તે નમાઝ છે. પાંચ ટાઈમની ફર્ઝ નમાઝો જમાઅતની પાબંદી સાથે પઢવાનો પ્રબંધ રાખો. અને નમાઝ કોઈ આલિમથી સહીહ કરાવી લો અને ચાર ટાઈમની નફલ નમાઝો (તહજ્જુદ, ઈશ્રાક, ચાશ્ત અને અવ્વાબીન) બની શકે ત્યાં સુધી આ નમાઝો પઢવાનો પણ પ્રબંધ રાખો.

(૨) બીજી વસ્તુ અલ્લાહ તઆલાનું ઝિક્ર છે જેમા ત્રણ તસ્બીહ સવારે અને ત્રણ તસ્બીહ સાંજે ધ્યાન પૂર્વક દિલ લગાડીને પઢો એક તસ્બીહ ત્રીજા કલિમાની, એક તસ્બીહ દુરૂદ શરીફની અને એક તસ્બીહ ઈસ્તિગ્ફારની આ ત્રણેય તસ્બીહ સવાર-સાંજ પઢયા કરો.

(૩) ત્રીજી વસ્તુ કુર્આને પાકની તિલાવત છે જે ભાઈ કુર્આન શરીફ (નાઝિરા) પઢેલો હોય તો દરરોજ તિલાવત કરે અને જે પઢેલો ના હોય તેઓ દર રોજ શીખવાનું શરૂ કરી દે.

(૪) ચોથી વસ્તુ આ ફઝાઈલની કિતાબો છે આ કિતાબોને પોતાની મસ્જિદોમાં કોઈ નમાઝ પછી સાંભળતા રહો.

(૫) ગશ્તોનું કરવું, દરેક અઠવાડીયામાં જમાઅત બનાવી પોતાના મોહલ્લામાં કરતા રહો, મહીનામાં ત્રણ દિવસ અને વર્ષમાં કમ સે કમ ચાલીસ દિવસ માટે જમાઅતમાં જતા રહો.

આ મામૂલાત સિવાય હઝરત મૌલાના અમુક લોકોને ઝિક્રે જહ્‌રી (જેનું વર્ણન આગળ કરવામાં આવશે) કરવાની પણ તાકીદ કરતા હતા. અને ફરમાવતા હતા કે દિલને સાફ કરવા માટે ઝિક્રે જેહરી ખૂબ જ ઉપયોગી કાર્ય છે. (સવાનેહ હઝરત મૌલાના ઈન્આમુલ હસન રહ.)

ઉપરોકત વાતોથી સ્પષ્ટ થયુ કે આપણા આ બુઝુર્ગોની નજીક ખાનકાહો અને ખાનકાહી આમાલ, દિલની સફાઈ અને ઝિક્ર વગેરેની કેટલી મહત્વતા હતી!!! અને આપણા બીજા બુઝુર્ગો જેવી રીતે હઝરત ઈમામ શાહ વલીયુલ્લાહ(રહ.), હઝરત શેખ અહમદ સરહિંદી(રહ.), સૈયદ અહમદ શહીદ(રહ.), હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ(રહ.), હઝરત મૌલાના કાસિમ

નાનોતવી(રહ.), હઝરત મૌલાના રશીદઅહમદ ગંગોહી(રહ.), હઝરત શૈખુલ હિંદ મહમૂદહસન દેવબંદી સા.(રહ.), હઝરત મૌલાના હુસેનઅહમદ મદની(રહ.), હઝરત મૌલાના અશરફઅલી થાનવી(રહ.), હઝરત મૌલાના શૈખુલ હદીષ ઝકરીયા(રહ.), હઝરત મૌલાના અ.રહીમ રાયપુરી(રહ.), હઝરત મૌલાના અ.કાદિર રાયપુરી(રહ.), હઝરત મૌલાના મસીહુલ્લાહખાં જલાલાબાદી સા.(રહ.), હઝરત મૌલાના મુફતી શફી ઉસ્માની(રહ.), હઝરત મૌલાના કારી તૈયબ(રહ.), હઝરત મૌલાના અબરારુલ હકક હરદોઈ(રહ.) હઝરત મૌલાના ખલીલ અહમદ સહારનપુરી(રહ.), હઝરત મૌલાના યહ્યા (રહ.), હઝરત મૌલાના કારી સિદ્દીક બાંદવી(રહ.), હઝરત મૌલાના અલીમિયાં નદવી(રહ.) અને હઝરત મૌલાના મુફતી મહમૂદુલ હસન ગંગોહી(રહ.) વગેરેનું તો જીવન ખાનકાહી આમાલમાં પસાર થયું. અને આ જ ખાનકાહી કાર્યો વડે તેઓએ દીનના મહત્વના કાર્યો પૂર્ણ કર્યા. ખાનકાહમાં આત્મશુદ્ધિ કરણના કાર્યની શરૂઆત બયઅતથી કરવામાં આવે છે. માટે યોગ્ય છે કે બયઅતની વાસ્તવિકતાનું વર્ણન કરવામાં આવે.

## ★ બયઅતની વાસ્તવિકતા

બયઅત એટલે આજ્ઞા પાલનનું વચન લેવુ (ફરમાબરદારી કરવાનો અહદ લેવો)

હઝરાતે મશાઈખને ત્યાં ખાનકાહમાં જે બયઅત કરવાનો મામૂલ છે તેનો ખુલાસો આ છે કે માણસ નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ વગેરે જાહિરી નેક કાર્યો કરવાનુ વચન આપે છે અને કુફ્ર, શિર્ક, નિફાક, જૂઠ, ગીબત, ચોરી, ઝિના, બોહતાન, કોઈને તકલીફ આપવી, કોઈને ધોકો આપવો વગેરે કાર્યોથી પોતાને બચાવવાનું વચન આપે છે. અને દિલના સારા કાર્યો (જેનું વર્ણન આગળ કરવામાં આવશે) પર મજબૂતી(ઈસ્તિકામત) માટે અને દિલના ખરાબ કાર્યોના શુદ્ધિકરણ માટે બયઅત થનાર પોતાની જાતને શેખને સુપરત કરે છે. બયઅત કરવાનો આ મામૂલ પોતે નબીએ અકરમ(સ.અ.વ.)થી સાબિત છે. હઝરત ઔફ બિન માલિક અશજઈ(રદી.) ફરમાવે છે કે અમે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ) ની સેવામાં પહોંચ્યા. અમે કુલ નવ અથવા આઠ માણસો હતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો, શું તમે અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી બયઅત નથી કરતા? અમે પોતાના હાથ ફેલાવી દીધા અને પુછ્યું અમે કઈ વાતો પર બયઅત કરીએ? એ અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો આ વાતો ઉપર કે તમે અલ્લાહ તઆલાની બંદગી અને ઈબાદત કરશો અને તેની સાથે કોઈને પણ ભાગીદાર બનાવશો નહી. પાંચ ટાઈમની નમાઝ પઢશો અને પોતાના બાદશાહ(ઈસ્લામી ખલીફાની વાત જયાં સુધી કે તે અલ્લાહ તઆલાની નાફરમાની કરવાનો આદેશ ન આપે)ની વાત સાંભળશો અને તેના આદેશોને અનુસરશો. (મુસ્લિમ શરીફ)

બયઅત થવાનો હેતુ ફકત અને ફકત અલ્લાહ તઆલાના આદેશો ને અનુસરી અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવાનો હોય છે. અને અલ્લાહ તઆલા નો પરિચય, ઓળખાણ (પહેચાન) અને અલ્લાહની મુહબ્બત પ્રાપ્ત કરવાનો હોય છે. આ બંને (મઅરિફત અને મુહબ્બત) વસ્તુઓથી માણસ માટે અલ્લાહ તઆલાના આદેશોને અનુસરવુ સરળ થઈ જાય છે. કોઈ નિપૂણ શૈખના હાથ પર બયઅત થવાથી અને તેની સોહબતમાં રહેવાથી આ બન્ને વસ્તુઓ ખૂબજ સરળતાથી પ્રાપ્ત થઈ જાય છે.

હવે અહીંયા એક પ્રશ્ન ઉદ્ભવે છે કે શું કોઈ નિપૂણ શૈખના હાથ પર બયઅત થયા વગર આ વસ્તુ પ્રાપ્ત થઈ શકતી નથી? આ પ્રશ્નનો ઉત્તર આ છે કે હા! કોઈ શૈખના હાથ પર બયઅત થયા વગર પણ આ વસ્તુઓ અલ્લાહ તઆલાની કૃપાથી પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ અત્યંત મુશ્કેલ છે. આપનાર તો અલ્લાહ તઆલા જ છે. પરંતુ અલ્લાહ તઆલા જે કંઈ બંદાઓને આપે છે, તે બીજા બંદાઓના માધ્યમથી આપે છે. સારાંશ આ છે કે શૈખ એક માધ્યમ છે. અલ્લાહ તઆલાથી અલ્લાહ તઆલાની મુહબ્બત અને મઅરિફત લેવા માટે શૈખ થી બયઅત થવુ જરૂરી છે. જે માણસે જે કાંઈ પ્રાપ્ત કર્યુ છે તે આ રસ્તાથી પ્રાપ્ત કર્યું છે. આજ કારણે અમુક નબીઓ(અલયહિમુસ્સલામ) એ પણ નબી બનવા પહેલા અમુક નબીઓથી બયઅત કરી અને તેઓની

સોહબતમાં રહ્યા. જેવી રીતે હઝરત મુસા(અલયહિસલ્લામ) એ નબી બનવા પહેલા હઝરત શોએબ(અલયહિસ્સલામ)થી બયઅત કરી અને તેઓની સોહબતમાં ઓછા માં ઓછા દસ વર્ષ સુધી રહ્યા. એવી જ રીતે હઝરત મુસા(અલયહિસલ્લામ) હઝરત ખિઝર(અલયહિસલ્લામ)ની સોહબત માં થોડાક સમય માટે રહ્યા. હઝરત યુશઅ બિન નુન (અલયહિસલ્લામ) હઝરત મુસા(અલયહિસલ્લામ)ની સોહબતમાં રહ્યા.

બયઅત થવાની જરૂરત એટલા માટે પડે છે કે માણસના દિલમાં અમુક રોગો છુપાયેલા હોય છે, જે શૈખના ચેતવ્યા વગર સમજમાં નથી આવતા અને જો સમજમાં આવી પણ જાય છે તો તે રોગોનો ઈલાજ સમજમાં નથી આવતો અને જો ઈલાજ સમજમાં આવી જાય છે તો નફસ અને શેતાનના સંઘર્ષમાં માણસ માટે તે ઈલાજ અપનાવવો મુશ્કેલ થઈ જાય છે. આ જરૂરતને પૂર્ણ કરવા માટે કોઈ નિપુણ શૈખની જરૂરત પડે છે. તે આ બધી વાતો સમજી યોગ્ય ઈલાજ કરે છે. શૈખ અનુભવી હોય છે કારણ કે આજે તમે જે મુશ્કેલીઓનો સામનો કરી રહ્યા છે, ગઈકાલે તે પણ આવી જ પરેશાનીઓનો સામનો કરી ચુક્યો હોય છે અને તેણે પણ તેના શૈખે સંભાળ્યો હતો માટે તે પોતાના અનુભવથી ફાયદો ઉઠાવી યોગ્ય ઈલાજ નક્કી કરે છે. જેવી રીતે આપણને કોઈ શારીરિક બીમારી લાગે છે તો આપણને નિપુણ ડોકટરની જરૂરત પડે છે. માણસ મોટા મોટા રોગોનો ઈલાજ પોતે નથી કરતો પરંતુ તે કોઈ ડોકટર પાસે જાય છે અને ડોકટર જે ઈલાજ બતાવે છે તેને અનુસરે છે. એવી જ રીતે દિલની બીમારીઓમાં પણ શૈખના ઈલાજને અનુસરવાથી માણસ સ્વસ્થ થઈ જાય છે.



## બયઅત ના શબ્દો

હવે બયઅતના તે શબ્દોનું વર્ણન કરવામાં આવે છે જે બયઅત કરતી વખતે બોલાવવામાં આવે છે અને આ શબ્દો વડે સારા કાર્યો કરવા અને ખરાબ કાર્યોથી બચવાનું વચન લેવામાં આવે છે. ‘‘લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ નહી હે કોઈ માબૂદ સિવાય અલ્લાહ તઆલા કે ઔર સય્યિદિના મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઉસ્કે રસૂલ હે. ઈમાન

લાયા મેં અલ્લાહ તઆલા પર, ઉસ્કે સબ રસૂલોં પર, ઉસ્કી કિતાબોં પર, ઉસ્કે ફરિશ્તોં પર ઔર આખિરત કે દિન પર ઔર ઈસ બાત પર કે અચ્છી-બુરી તકદીર અલ્લાહ તઆલા કી તરફ સે હોતી હૈ ઔર મરને કે બાદ દોબારા ઉઠાયે જાને પર. તૌબા કી મૈંને કુફ્રસે, શિર્કસે, બિદ્અતસે, નમાઝ છોડને સે, દાઢી મુંડાને સે, જુઠ બોલને સે, પરાયા માલ ના-હક ખાને સે, કિસી પર બોહતાન બાંધને સે, કિસીકી ગીબત કરને સે ઔર હર ગુનાહ સે છોટા હો યા બડા ઔર અહદ કિયા મૈંને કે ઈન્શાઅલ્લાહ કોઈ ગુનાહ નહી કરૂંગા ઔર જો હો જાએગા તો ફૌરન તૌબા કર લુંગા યા અલ્લાહ મેરી તૌબા કબૂલ ફરમા. યા અલ્લાહ મેરી તૌબા કબૂલ ફરમા, યા અલ્લાહ મેરી તૌબા કબૂલ ફરમા ઔર મુજે અપને સચ્ચે બંદો મેં શામિલ ફરમા ઔર મુજે તૌફીક અતા ફરમા અપની રજામંદી કી ઔર અપને પાક રસૂલ કી તાબેદારી કી.''

## બયઅત થનાર ને માર્ગદર્શન

બયઅતના શબ્દોનું વર્ણન કર્યા પછી હવે તે મુલ્યવાન માર્ગદર્શનનો ઉલ્લેખ કરવામાં આવે છે જે હઝરત અકદસ મુફતી અહમદ સા. ખાનપુરી (દા.બ.) બયઅત કર્યા પછી પોતાના મુરીદોને આપે છે. આ માર્ગદર્શન ''બયઅત હોનેવાલોં કો હિદાયાત''ના નામથી પુસ્તક સ્વરૂપે પ્રગટ થયેલ છે.

## બયઅત કી હકીકત

અલ્લાહ તબારક વ તઆલા કે અહકામ કો બજા લાને મેં, યાની જિન કામોં કો અલ્લાહ તબારક વ તઆલાને કરને કા હુકમ દિયા હે ઉનકો કરને ઔર જિન કામોં સે બચને કા હુકમ દિયા હે, ઉન સે બચનેમેં, આજ તક જો કોતાહી ઔર ગફલત હમને કી હૈ, ઉસ્સે તૌબહ કરના ઔર આઈન્દા ઐસા ન કરનેકા અહદ વ પૈમાન (વાદા) કરના. યેહ દો બાતેં ''ગુઝિશ્તા કી તવબહ ઔર આઈન્દા કા વાદા (એગ્રીમેન્ટ)'' બયઅત કી હકીકત ઔર ખુલાસા હૈ.

## તવ્બહ કી હકીકત

તૌબહમેં કુલ ચાર ચીઝેં હોતી હૈ.

(૧) જિસ ગુનાહ સે આદમી તવબહ કર રહા હૈ, ઉસકો છોડના. ઉસ ગુનાહ કો ચાલુ રખતે હુવે તૌબહ નહી હો સકતી. જૈસે કોઈ આદમી

નાપાકી ઔર પેશાબ કે ખડ્ડેમેં પડા હુવા હૈ, અબ અગર વો પાક હોના ચાહતા હૈ તો પહેલા કામ તો યે હે કે ઉસસે બાહર આ જાએ, અંદર રહતે હુવે ઉસ પર સારી દુનિયા કા પાની બહા દેંગે તબ ભી વો પાક નહી હોગા.

(૨) દુસરા યે કે જો ગુનાહ હુવા હૈ. ઉસ પર પછતાવા હો. દિલમેં નદામત હો, કે હમને કયા કીયા? કિસ કી નાફરમાની કી? કિસ બડી ઝાત કી નાફરમાની કી?

(૩) તીસરા યે કે આઈન્દા ઐસા નહી કરેંગે, ઐસા દિલમેં પક્કા ઈરાદા હો.

યે તીન ચીઝેં તો હર તૌબહમેં હોતી હૈ. એક ઔર ચીઝ

(૪) ચોથી યે હૈ કે તૌબહ અગર ઐસે ગુનાહ સે કી ગઈ હૈ, જિસમેં અલ્લાહ તઆલા કા યા બંદે કા કોઈ હક મારા ગયા હે, તો ઉસ હક કો અદા કરના.

બાઝ ગુનાહ ઐસે હોતે હૈ કે ઉસમેં કિસી કા હક મારા નહી જાતા, ઉસમેં પેહલે તીન કામ કર લીયે તો તૌબહ પુરી હો ગઈ, લેકીન બાઝ ગુનાહ વો હોતે હે, જિસ કે નતીજેમેં કિસી કા કોઈ હક હમારે હાથોં સે તુટા-છુટા હૈ, તો ઉસ મેં તૌબહ કે લીયે ચોથી એક ચીઝ ભી જરૂરી હૈ કે જિસ કા હક હમ સે ઝાએઅ-બરબાદ હુવા હો, વો હક ભી હમ અદા કર લેં.

મસલન કિસી આદમીને બદનિગાહી કરલી, યા શરાબ પી લી, તો ઈસકી વજહ સે કિસી કા હક બરબાદ નહી હુવા, ઐસે આદમીને અગર શરાબ છોડ દી, દિલમેં પછતાવા હુવા ઔર આઈન્દા ન પીને કા પક્કા ઈરાદા કર લીયા તો તવબહ પૂરી હો ગઈ.

લેકીન અગર કિસીને ચોરી કી હૈ, કિસી કો મારા-પીટા હૈ, ઔર અબ ઈન ગુનાહોં સે તવબહ કરની હૈ, તો ઉપર કે તીન કામોં કે સાથ ચોથા કામ યે ભી હૈ કે જિસ કી ચોરી કી હૈ, ઉસકા માલ વાપસ કરો (યા માફ કરવાઓ) તબ તવબહ મુકમ્મલ હોગી.

અગર આપ કે ઘરમેં બિજલી કા કનેકશન હૈ, આપને બિલ અદા નહી કીયા, ઔર ઈલેકટ્રીક બોર્ડ વાલોને આકર કનેકશન કાટ દીયા, અબ આપ દરખાસ્ત દે રહે હૈ, માફી ભી માંગ રહે હૈ કે મેરી ભુલ હો ગઈ, આઈન્દા

ઐસા નહી કરૂંગા, દો બારા મુજે કનેકશન દે દો, અગર વો લોગ આપ કી માફી માન લેં તબ ભી જો બિલ બાકી હૈ, વો તો અદા કરના હી હોગા. વો માફ હોનેવાલા નહી, વો તો બાકી હી હૈ. અગર બહુત રિઆયત કરેં તો પેનલ્ટી માફ કર દેંગે. ફીર ભી અસલ બિલ તો અદા કરના હી હોગા. તવબહ મેં ભી ઐસા હી હૈ. યઅની તવબહ ઉસ વક્ત કબૂલ હોગી, જબ હક વાલોં કે હક ભી અદા કર દીયે જાએં.

## હુકૂક કી દો કિસ્મેં

હમ સે જો હક ઝાએઅ હુવે હૈ, વો દો તરહ કે હૈ. એક અલ્લાહ તઆલા કે, દુસરે બંદો કે. અલ્લાહ તઆલા કે હક કઈ ચીઝેં હૈ. આદમી જબ બાલિગ હોતા હે તો બાલિગ હોતે હી ઉસ પર રોઝે ફર્ઝ હો ગએ, નમાઝ ભી ફર્ઝ હો ગઈ, અગર અલ્લાહને દોલત દી હૈ ઔર નિસાબ જિતના માલ હૈ તો ઝકાત ભી ફર્ઝ હો ગઈ, કુર્બાની વાજિબ હો ગઈ, સદકતુલ ફિત્ર વાજિબ હો ગયા ઔર ઈસ્તિતાઅત હૈ તો હજ ભી ફર્ઝ હો ગયા. (બાલિગ હોને કી અલામત યે હૈ કે એહતિલામ હો, યા ઈસ્લામી સાલ કે હિસાબ સે પંદરહ સાલ પુરે હો જાએ)

આપ અગર બાલિગ હોને કે વકત સે અબ તક નમાઝેં બરાબર પળહતે ચલે આએ હૈં, તો અલ્હમ્દુલિલ્લાહ. યા છુટી થી ઓર ઉસકી કઝા કર લી, તો યે ભી બહુત અચ્છા, લેકીન અગર છુટી થી ઓર અભી તક કઝા નહી કી તો યે અલ્લાહ કા હક બાકી હે. ઉસકી કઝા કર લો. ખાલી તવબહ સે જો નમાઝેં બાકી હે વો માફ હોનેવાલી નહી હે. ઉન કી કઝા કરની જરૂરી હે. યાદ રખો કે કઝા ફર્ઝ કી કરની હે. નફલોં ઔર સુન્નતોં કી નહી. હમ અગર વકત પર નમાઝ પઢેંગે તો ફજર કી દો સુન્નતેં ઓર દો ફર્ઝ પઢતે હે, ઝોહર મેં ચાર સુન્નતેં, ચાર ફર્ઝ ફિર દો સુન્નતેં પઢતે હૈ. લેકીન કઝા સિર્ફ ફર્ઝ કી કરની હૈ. ફજર કી દો ફર્ઝ, ઝોહર કી ચાર, અસર કી ચાર, મગ્રિબ કી તીન, ઈશાં કી ચાર ઔર તીન વિત્ર. જિતની નમાઝેં છુટી હૈ, ઉનકી કઝા કરની હૈ. લેકીન કઝા શુરૂ કરને સે પેહલે યહ તય કર લેને કી ઝરૂરત હૈ કી મેરે ઉપર કિતની નમાઝેં બાકી હૈ? ઉસકે બગૈર શુરૂ કરોગે તો બાત બનેગી નહી.

# અલ્લાહ કે હુકૂક કી અદાયગી કા તરીકા

અગર હમેં સહીહ તોર પર માલૂમ નહી કે હમારી કિતની નમાઝેં છુટી હે, તો ઉસકો તય કરને કે લીયે અંદાઝા લગાયા જાએગા. અંદાઝા લગાને કી એક શકલ યહ હૈ કી આપને ૧૫ સાલ પર બાલિગ હોને કે બાદ ફૌરન નમાઝેં શુરૂ નહી કી, બલ્કે ઉસ વકત તો ગફલત મેં રહે, ઔર ફીર ૨૦ સાલ કી ઉમ્ર મેં નમાઝ શુરૂ કી. તો ૧૫ સે લે કર ૨૦ સાલ તક, કુલ પાંચ સાલ તો ઐસે મુસલસલ (કન્ટીન્યુ) ગુઝરે, જિસ કે મુતઅલ્લિક હમેં માલૂમ હે કી હમને નમાઝેં નહી પઢી. અબ આપ ડાયરી લે કર બેઠો ઔર નોટ કર લો, કે પુરે પાંચ સાલ કી નમાઝેં બાકી હે.

ફીર ૨૦ સાલ કી ઉમ્ર મેં નમાઝ શુરૂ કી, ઓર આજ આપ કી ઉમ્ર તીસ સાલ કી હે, યા ચાલીસ સાલ કી હે, તો ઉસ કે દરમિયાન ભી હમારી એક-દો, એક-દો નમાઝેં છુટતી રહી, ઐસી કિતની નમાઝેં છુટી હે, યે ભી હમ કો માલૂમ નહી તો ઉસકા ભી અંદાઝા લગાના હોગા. યે અંદાઝા લગાના બહોત આસાન હૈ. કયું કે આદમી કો અપની આદત ખુબ માલૂમ હોતી હે, હફતે કે સાત દિન હોતે હૈ, ઓર ઈન સાત દિનોં કા ટાઈમ ટેબલ આદમી કો માલૂમ હોતા હે. કે સનીચર કે દિન ફજરમેં તો ઉઠતે હે, ઔર ફજર પઢતે હે, ઝોહર પઢતે હે, લેકીન ચુંકે કલ ઈતવાર કી છુટ્ટી હે, લિહાઝા આદત યે હૈ કી ચાર બજે બચ્ચોં કો ગાડીમેં બિઠા કર ઘુમને ચલે જાતે હે ઔર અસર, મગ્રિબ ઔર ઈશા તીનોં નમાઝેં છુટ જાતી હે. ગોયા હર સનીચર મેં હમારી ઈત્ની કોતાહી હોતી હે. ઔર ચુંકે ઈતવાર કી વજહ સે કલ દુકાન પર જાના નહી હે, ઈસ લીયે આધી રાત તક બેઠે રેહતે હૈ ઔર દિન મેં બારહ બજે તક સોતે રહતે હે. ઈસ તરહ ઈતવાર કી ફજર કી નમાઝ છુટ ગઈ. ફિર હર બુધ કો કલબમેં જાતે હે, દોસ્તોં કે પાસ બેઠતે હે ઔર ઝોહર છુટ જાતી હે, ઈસ તરહ પુરે હફતેમેં કોનસી નમાઝેં હમ સે કઝા હોતી હે, વો હમ કો માલૂમ હે, અબ અંદાઝા લગાઓ કે ૨૦ સાલ કી ઉમ્ર મેં શુરૂ કી થી ઓર આજ તીસ સાલ હે, તો અંદાઝા હુવા કે એક હફતે મેં ઈતવાર કી ફજર, સનીચર કી અસર, મગ્રિબ, ઈશા ઔર બુધ કી ઝોહર કી નમાઝ હમારી કઝા હોતી હે. ઈસ તરહ

હફતેમેં એક ફજર, એક ઝોહર, એક અસર , એક મગ્રિબ ઓર એક ઈશા કઝા હોતી હૈ. ઔર એક સાલ કે ૫૬ (છપ્પન) હફતોં કે હિસાબ સે દસ સાલ કે ૫૬૦ (પાંચસો સાઠ) હફતે હુએ. માલૂમ હુવા કે ૫૬૦ ફજર કી નમાઝેં, ૫૬૦ ઝોહર કી નમાઝેં... ઓર અગર દો-દો છુટતી થી તો ડબલ કર લો, યાની ૧૧૨૦ નમાઝેં છુટતી થી તો ઉસ કે હિસાબ સે ડાયરીમેં નોટ કર લો, સાથ મેં આજ કી તારીખ ભી નોટ કર લો કે આજ સે મેં ને કઝા કરના શુરૂ કર દીયા. ઔર રોઝાના એક દિનકી કઝા કરના તય કર લો. અલ્લાહને અગર વકત ઝિયાદા દીયા હૈ, તો ઝિયાદા કઝા કરો ઔર જલ્દી સે ઈસ ઝિમ્મેદારી કો પુરા કરો. ઈસ તરહ જો તારીખ હમને નોટ કી હૈ ઉસ સે આસાની સે હિસાબ હોગા.

યે સબ ઈસ લિયે કરના હૈ કી અગર ડાયરીમેં લિખે બગૈર આપ કઝા શુરૂ કર દેંગે, અંદાઝા ભી નહી લગાયા, તારીખ ભી નોટ નહી કી, કુછ નહી કીયા ઔર કઝા શુરૂ કર દી, તો નફ્સ ધોકા દેગા, નફ્સ કયા ધોકા દેગા? તીન-ચાર-પાંચ મહીને તક બહુત બહુત છ મહીને તક કઝા બરાબર મુસલસલ ચલાઈ, અબ નફ્સ આપ કો કહેગા કે ભાઈ! છ મહીને સે તુ કઝા કરતા હૈ, અબ પુરી હો ગઈ, નફ્સ યે હમ કો સમજાએગા ઔર હમ કો સમજમેં ભી આ જાએગા, કે છ મહીને સે તો મેં કઝા કર રહા હું, કઝા પુરી હો ગઈ. ઔર આપ મુત્મઈન હો કર બેઠ જાએંગે. અગર હમને વો સબ પેહલે સે કર રખા હૈ, તો ડાયરી નિકાલ કર અપને નફ્સ કો બતાએંગે કે તુ કહતા હૈ છ મહીને સે કઝા કરતા હૈ, હો ગઈ, ઔર મેં ને ડાયરી મેં પેહલે સે લિખ રખા હૈ કી પાંચ સાલ કી મુસલસલ (કન્ટીન્યુ) છુટી હૈ, તો પાંચ સાલ તક રોઝાના એક એક દિન કી પઢતા રહુંગા તબ પુરી હોગી, અભી પુરી નહી હુઈ. યે નમાઝોં કી કઝા કી બાત હુઈ.

નમાઝ કી તરહ રમઝાન કે રોઝે ફર્ઝ હૈ, અગર બાલિગ હોને કે બાદ સે બરાબર રખતે ચલે આએ હૈ, તબ તો અલ્હમ્દુલિલ્લાહ ઔર અગર વો ભી છુટે હૈ, તો ઉસકી ભી આદત આદમી કો માલૂમ હોતી હૈ કે હર રમઝાનમેં મેરે ચાર યા દસ રોઝે છુટતે હૈ, તો પંદરહ સાલકો બાલિગ હુએ થે, આજ તીસ સાલ કી ઉમ્ર હૈ, તો હર સાલ કે દસ રોઝે ડાયરીમેં નોટ કર લો. ઔર ઉસકી

ભી કઝા શુરૂ કર દો. મોકા બ મોકા કઝા કરતે રહો.

અલ્લાહને માલ દોલત દી હૈ, ઔર ઝાકત અદા નહી કી, તો ઉસ કા ભી હિસાબ લગાઓ કે કિત્ને સાલોં કી ઝકાત અદા કરની હૈ.

ઉસકી આસાન શકલ યે હૈ કે આપ કે પાસ કિત્ના માલ થા, વો તો માલૂમ હી હૈ, લેકીન અબ તક ઝકાત નહી દી, તો કિસી મુફતી સે પુછ લો કે મેરે પાસ દસ સાલ સે ૨૫ (પચીસ) તોલા સોના હૈ, ઝકાત મૈંને નહી દી તો અબ કિત્ની ઝકાત કૈસે દેની ચાહીયે, યા પૈસે થે ઔર ઉસકી ઝકાત નહી દી તો ઉસમેં ભી હર સાલ કે ચોપડે કા ટોટલ આપ કો માલૂમ હોગા, કે પેહલી રમઝાન કો કયા ટોટલ થા, ઉસી એતેબાર સે અદા કરેં.

કુર્બાની વાજિબ થી વો અદા નહી કી તો હર સાલ કી કુર્બાની કે બદલે મેં દરમિયાની કિસમકે બકરે કી કીંમત કા સદકા કરના જરૂરી હૈ.

સદ્કતુલ ફિત્ર નહી દીયા હૈ તો જિત્ને સાલોં કા બાકી હો, હર સાલ કે પોને દો કિલો ગેહું કી કીમત ઉસકે બદલેમેં દેના હોગા. યે સબ તફસીલ ઉલમાસે પુછ લો.

યે સબ કુછ હોગા તબ તવબહ મુકમ્મલ હોગી. યે સબ અલ્લાહ તઆલા કે હુકૂક થે, જો હમ સે છુટે થે, ઔર જિસ કો અદા કરના હૈ.

## બંદો કે હુકૂક

તવબહ કે મુકમ્મલ હોને કે લીયે બંદો કે હુકૂક અદા કરને ભી જરૂરી હૈ. બંદો કે હુકૂક દો તરહ કે હૈ. એક જાની ઓર એક માલી, જાની કા મતલબ યે હે કે હમને કિસી કો તકલીફ પહોંચાઈ હૈ, તકલીફ પહોંચાના દો તરહ સે હોતા હૈ; એક યે કે મારા-પીટા, દુસરા યે કે ઈઝ્ઝત લુટી, બેઈઝ્ઝત કીયા, કિસી કો લોગોં કે સામને ગાલીયાં દી, ઝલીલ કીયા, બોહતાન લગાયા, યા કિસી ઔર તરીકે સે તકલીફ પહોંચાઈ, યે જાની હક હુવા ઔર યે હક વો બંદા જબ તક માફ નહી કરેગા, માફ હોનેવાલા નહી. હમેં શબે કદ્ર મિલ જાવે ઔર પુરી શબે કદ્ર મગ્રિબ સે લે કર ફજર તક અલ્લાહ કે સામને માફી માંગતે રહે, તો ભી અલ્લાહ તઆલા કહેંગે કે યે બંદે કા હક હૈ ઉસ સે માફ કરાઓ, વો માફ કરેગા તો મેરી તરફ સે માફ, વરના નહી. યે હદીસ મેં ભી હૈ. કાઈદા ભી યહી કહેતા

હે, આપ કા બેટા બડા હે, બીસ-તીસ સાલ કા મૈંને ઉસકી પીટાઈ કી, અબ આપ કે પાસ આ કર માફી માંગુ કે આપ કે બેટે કો મૈંને મારા હે, માફ કર દો તો આપ કહેંગે કે ભાઈ ઉસકા મામલા હે જા કર ઉસસે માફી માંગો, મેરે પાસ કયું આએ હો? ઈસી તરહ બંદે કે સાથ જો કુછ હમને કીયા અલ્લાહ તઆલાસે જબ હમ તૌબા કરેંગે તો અલ્લાહ તઆલા યું કહેંગે કે ઉસ સે નિમટાઓ.

જો માલી હક હૈ ઉસકા ભી યહી મસ્અલા હૈ, જૈસે કિસી કે પૈસે કર્ઝ(ઉધાર) કે તૌર પર લીયે, ફિર વાપસ નહી દીયે યા ઐસે હી લીયે ઔર વાપસ નહી કીયે, યા ચુરા કર લીયે યા અપને પાર્ટનર કે થે ઓર ઉસ્કો બતાએ બગૈર લે લીયે, બહનો કા વારસાઈ હક થા ઔર આજ તક ભાઈયોંને નહી દીયા યા દબા દીયા, પડોસી કા કુછ લે લીયા, કિસી કી કોઈ ચીઝ લી ઓર વાપસ નહી કી, કિસી કી કોઈ ચીઝ તોડ દી ઔર ઉસકી કીંમત દેની ચાહીયે થી વો નહી દી મતલબ યે કે સબ માલી હક દેના બાકી હૈ તો ઉસકો ભી દેના હોગા.

## બંદો કે હુકૂક કી અદાયગી કા તરીકા

અગર કિસી કો માલૂમ નહી કે કિસ કો કયા દેના હૈ, તો કૈસે દીયા જાએ? ઉસકા તરીકા ભી આસાન હૈ. દુનિયામેં જો કરોડો લોગ બસ્તે હૈ, ઉનસે હમારા કોઈ વાસ્તા નહી, જિન લોગોં સે હમારા વાસ્તા હૈ, વો કુછ હમારે રિશ્તેદાર હૈ, કુછ ખાનદાન કે લોગ, કુછ દોસ્ત અહબાબ, કુછ કારોબારી લાઈન કે, કુછ આસપાસ કે પડોસી, બહોત બહોત તો પચાસ, સો, દેઢસો, દો સો, કિસી કે અગર બહોત ઝિયાદા તઅલ્લુકાત હૈ, તો દો સો આદમી નિકલેંગે. કમ તઅલ્લુકાત વાલે કે તો ૨૦-૨૫ ભી ન નિકલેં. અબ ઉનકે નામોં કા લિસ્ટ બનાઓ. મિસાલ કે તૌર પર એક હૈ અબ્દુલ્લાહભાઈ, ઉન કે સાથ મેરા દસ સાલ સે તઅલ્લુક હે. ઈન દસ સાલોંમેં ઉન સે મેરા ફલાં દિન ઝગડા હુવા થા. ગાલિયાં દી થી વગેરહ. આપ સોચોગે તો અલ્લાહ સાથ દેગા. તવજ્જોહ કરને હી બેઠે હૈં તો અલ્લાહ ભી યાદ દિલા દેગા. આદમી કી નિય્યત સહીહ હોતી હૈ તો અલ્લાહ કી ભી મદદ હોતી હૈ. યાદ આ જાએગા કે ફલાં વકત મેરી ઉન સે લડાઈ હુઈ થી. મેં ને ઉનકી પીટાઈ કી થી, ગાલીયાં દી થી, તોહમત

લગાઈ થી, તો અબ ઉનકે નામ કે સામને નોટ કરો ઔર યે સબ લિખો. ઉનકે સાથ દસ સાલમેં લેન-દેન કીયા હોગા કે ઉન કે પાસ સે મૈંને હઝાર રૂપિયે લીયે થે. નવ સો લોટાએ થે, સો અભી તક બાકી હૈ વો ભી લિખ લો.

જો દેને કા હૈ વો લેકર જાઓ ઔર કહો દેખો ભાઈ! તુમ્હારે સો રૂપિયે મેરે પાસ ઈત્ને સાલોં સે બાકી હૈ, મેં ને ગફલત બરતી, અલ્લાહને આજ મેરે દિલમેં ડાલા મુજે તોફીક હુઈ મેં લેકર આયા હું અલ્લાહ કે વાસ્તે ઉસકો કબૂલ કર લો ઔર આજ તક મેં ને જો ગફલત કી વો માફ કર દો. અગર જાની હક બાકી હૈ તો ઉન સે કહો કે ભાઈ મેં ને ફલાં રોઝ આપ કો ગાલીયાં દી થી, મારા થા, પીટા થા, માફી માંગતા હું અલ્લાહ કે વાસ્તે માફ કર દો. દુનિયા કા દસ્તુર યે હૈ કે બડે સે બડા દુશ્મન હો ઔર હમ ઉસ કે ઘર જા કર માફી માગે તો વો નરમ હો હી જાતા હૈ વો માફ કર દેતા હૈ.

ભાઈ આખિરત કા મામલા બડા સંગીન હૈ, યહાં અગર હમને બાત સાફ નહી કી તો આખિરતમેં બાપ બેટે હોંગે ઔર સગા બાપ સગે બેટે કા કોઈ હક હોગા તો માફ નહી કરેગા. વહાં કોઈ રિશ્તેદારીયોં કો દેખતા નહી, અબ્બા કે ઝિમ્મે અગર બેટે કા કોઈ હક બાકી હે તો અબ્બા કહેંગે કે બેટા મેં ને તુજે પાલા હૈ મગર બેટા કહેગા અબ્બા યે સબ કુછ બરાબર મગર મેરા હક બાકી હે ઓર મુજે તો મેરા હક ચાહીયે.

ઉસ વકત સબ હકવાલે અલ્લાહ કે દરબારમેં દાવા કરેંગે ઓર વહાં રૂપિયે પૈસે તો હોંગે નહી, જો કુછ થોડી બહુત નેકીયાં હોગી ઉસી સે હમારા હિસાબ સાફ કરેંગે, અલ્લાહ તઆલા કહેંગે કે ઈત્ની નેકીયાં ઈસકો દો ઔર ઈત્ની ઈસકો ઓર ઈત્ની ઉસકો દો. સારી નેકીયાં ખતમ હો જાએગી ઔર હકદારોં કે હક બાકી રહેંગે તો અબ ઉનકે ગુનાહ ઈસકે સર ડાલ દો.

હદીસે પાકમેં આતા હૈ એક બંદા ઐસા હોગા કે પહાડો કે બરાબર નેકીયાં લેકર જાએગા લેકીન દુનિયામેં કિસી કો મારા, ગાલી દી, કિસી કા હક દબાયા, કિસી કે પૈસે લીયે, વો સબ આખિરતમેં આએંગે તો અલ્લાહ તઆલા ઈસી તરહ નેકીયાં દેતે રહેંગે, નેકીયાં ખતમ હો જાએગી ફિર ભી હકવાલોં કે હક બાકી રહેંગે તો ઉનકે ગુનાહ ઈસકે સર પર ડાલે જાએંગે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાતે હૈં કે યે હૈ મેરી ઉમ્મત કા મિસ્કીન,

મુફલિસ. દુનિયામેં તો હમ મુફલિસ ઉસે કહતે હૈ જિસ કે પાસ કોઈ પૈસા ન હો, લેકીન હકીકતમેં મુફલિસ યે હૈ, કે વહાં અબ પછતાવે કે સિવા ઔર કયા હોગા? દુનિયામેં હમારે નફસ કો ભારી માલૂમ હોતા હે કે મેં ઉસ કે સામને જા કર માફી માંગુ, લેકીન દેખના યે હૈ કે ઈસ માફી ન માંગને કે બાદ જો સઝા ભુગતની પડેગી વો ઈસ સે ઝિયાદા ખતરનાક હૈ. ઈસ લીયે ઈતની તકલીફ બરદાશ્ત કર લેના આસાન હૈ.

બહર હાલ યે સબ કુછ કરોગે તો તવબહ મુકમ્મલ હોગી.

મૈંને અભી કહા થા કે બયઅતમેં દો ચીઝેં હૈ, ગુઝિશ્તા ગુનાહોં કી તવબહ ઔર આઈન્દા કા અહદો પૈમાન. બહર હાલ ઉપર જો કુછ ગુઝરા વો ગુઝિશ્તા કા મામલા હુવા, ઉનકી અદાયગી કા ખુબ એહતિમામ કરેં.

## પાંચ મામૂલાત જિન કો અચ્છી તરહ પુરા કરના હૈ

(૧) નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ, સદ્કતુલ ફિત્ર ઔર કુર્બાની.

ઈન પાંચ કી અદાયગી કા એહતિમામ કરના. ઈનમેં ભી પાંચો વકત કી નમાઝ કો જમાઅત કે સાથ પઢને કા એહતિમામ કરો, કયું કે વો રોઝાના કા મામલા હૈ. ઈસ લીયે ઉસકા ખુસૂસી એહતિમામ કરો.

(૨) કુર્આને પાક કી તિલાવત

અગર હાફિઝ હૈ તો રોઝાના તીન પારે ઔર હાફિઝ નહી તો એક પારા. ઔર અગર કુર્આન પઢના નહી આતા તો અભી સે નિય્યત કર લો કે હમ ઈન્શા અલ્લાહ કુર્આન સીખેંગે. જિસ મસ્જિદમેં નમાઝ પઢતે હૈ ઉસ મેં મૌલ્વી સાહબ હોંગે, હાફિઝ સાહબ હોંગે ઉન સે મામલા તય કર લો કે મેં ને તો કુર્આન નહી પઢા આપ સિખા દો. ઈન્શા અલ્લાહ કોઈ ના નહી કહેગા. વકત તય કર લો કે ઈશા કે બાદ દસ મિનટ, ફજર કે બાદ દસ મિનટ, કોઈ ભી વકત તય કર લો ફિર ધીરે ધીરે એક વકત આયેગા કે સાલ, દો સાલ, તીન સાલમેં આપ કુર્આન સીખ જાએંગે. બહર હાલ કુર્આન કી તિલાવત એક પારા રોઝાના ઔર હાફિઝ કો તીન પારા કરના ચાહીયે.

(૩) તીસરી ચીઝ હૈ તસ્બીહાત

તસ્બીહાતમેં એક તીસરા કલિમા હે

ફઝાઈલે ઝિક્ર આપને સુની હોગી. ઉસ મેં સબ કલિમાત કી ફઝીલત

આઈ હૈ. વો તમામ કલિમાત ઈસ તીસરે કલિમે મેં આ ગયે. અલ્હમ્દુલિલ્લાહ / અલ્લાહુ અકબર / લા ઈલાહ ઈલ્લલ્લાહુ / સુબ્હાનલ્લાહ / લા હવલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ; યે સબ કલિમાત આ ગયે, હર એક કી બડી ફઝીલત આઈ હે યે તિસરા કલિમા સો મરતબા પઢેં.

તસ્બીહાતમેં દુસરી ચીઝ દુરૂદ શરીફ હે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કે હમારે ઉપર બહોત બડે એહસાનાત હૈ. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કે સદ્કે મેં હમેં ઈમાન કી તોફીક અતા હુઈ, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કે વાસ્તે સે બેશુમાર નેઅમતેં મિલી. ઉન નેઅમતોં કા તકાઝા વૈસે ભી થા કે હમ દુરૂદ શરીફ પઢેં. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) હમ કો અગર તાકીદ ન કરતે તો ભી હમ કો ચાહીયે થા કે આપ કા હક અદા કરને કે લીયે હમ દુરૂદ શરીફ ભેજતે. જબ કે હદીસમેં હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને ખુદ તાકીદ ફરમાઈ કે મેરે ઉપર દુરૂદ ભેજો, જો મેરે ઉપર એક મર્તબા દુરૂદ ભેજેગા અલ્લાહ તઆલા ઉસ પર દસ રહમતેં ભેજતે હૈ. લિહાઝા ઓર ઝિયાદા એહતિમામ હોના ચાહીયે. બહરહાલ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)કા હક હૈ કે હમ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કે ઉપર દુરૂદ ભેજેં.

તસ્બીહાતમેં તીસરી ચીઝ ઈસ્તિગ્ફાર હૈ.

હમ તવબહ તો કરતે હૈ, લેકીન ફિર ભી છોટે બડે ગુનાહ હમ સે ચલતે ફિરતે હોતે હી રહતે હૈ. તો જૈસે કપડે પર ધુલ આતી રહતી હૈ તો ઉસકો ઝાડતે રહતે હૈ, જુતે પર ધુલ આ જાતી હૈ તો ઉસકો ઝાડતે રહતે હૈ, ઈસી તરહ છોટે મોટે ગુનાહો કી વજહ સે દિલ કે ઉપર જો ગુબાર આતા હૈ ઉસકો દૂર કરને કે લિયે ઈસ્તિગ્ફાર રખા હૈ.

ઈસ્તિગ્ફાર કે કઈ કલિમે હદીસમેં આએ હૈ. જૈસે

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ وَاَتُوْبُ اِلَیْهِ

અસ્તગ્ફિરૂલ્લાહલ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમ વ અતૂબુ ઈલયહી اَسْتَغْفِرُ اللّٰهَ رَبِّیْ مِنْ کُلِّ ذَنْۢبٍ وَّاَتُوْبُ اِلَیْهِ

અસ્તગ્ફિરૂલ્લાહ રબ્બી મિન કુલ્લિ ઝમ્બીવ વ અતૂબુ ઈલયહી

રબ્બીગ્ફિર લી વરહમ્ની رَبِّ اغْفِرْ لِيْ وَارْحَمْنِيْ

અસ્તગ્ફિરૂલ્લાહ اَسْتَغْفِرُ اللّٰهَ

અસ્તગ્ફિરૂલ્લાહ કા મતલબ યે હે કે મેં અલ્લાહ તઆલા સે અપને ગુનાહોં કી માફી માંગતા હું. ઈત્ને અલ્ફાઝ ભી કાફી હૈ. મગર ઉપર કે કલિમાત કી ફઝીલત ઝિયાદા હૈ.

બહર હાલ ૧૦૦ મરતબા તીસરા કલિમા, ૧૦૦ મરતબા દુરૂદ શરીફ, ૧૦૦ મરતબા ઈસ્તિગ્ફાર. યે તીન તસ્બીહ સુબહ શામ દો ટાઈમ કે ખાને કી તરહ રૂહ કી ગિઝા હૈ. તિલાવત નાશ્તે કી જગા પર હો ગઈ. સુબહ કી તસ્બીહ કા અચ્છા વકત ફજર કી નમાઝ કે બાદ સે તુલુએ આફતાબ તક હૈ. ઉસ વકત ઝિક્ર કી બડી ફઝીલત આઈ હૈ. અગર આપ કો અલ્લાહ તોફીક દે તો ફજર કી નમાઝ કે બાદ ઉસી જગા પર બેઠ કર હી તસ્બીહાત ઔર તિલાવત ભી પુરી કર લો. ફિર સુરજ નિકલે તો દો રકાત ઈશ્રાક કી પઢ કે નિકલ જાઓ. અલ્લાહને દિન ભર કી ગારન્ટી દે દી હૈ કે જો ઉસ કે લિયે દો રકાત સુબહ મે પળહ લે, અલ્લાહ કામ બના દેગા. લેકીન બાઝ આદમી કે કામોં કી સેટીંગ કારોબારી લાઈન સે કુછ ઔર હોતી હૈ. ઉન કે લિયે ફજર કી નમાઝ કે બાદ બેઠના મુમકિન  નહી હૈ તો કોઈ બાત નહી. ચલે જાઈયે ચલતે ફિરતે પુરા કર લિજીયે. યા ફજર કી નમાઝ સે પહલે, યા સુબહ ઉઠને સે લે કર દસ સાડે દસ બજે તક મેં પુરી કરલો. તસ્બીહ એક જગા બેઠ કર ભી પઢ સકતે હૈ, ઓર ચલતે ફિરતે ભી પઢ સકતે હૈ. એક જગા બેઠ કર પઢનેમેં જી ઝિયાદા લગેગા. ફાયદા ભી ઝિયાદા હોગા. ચલતે ફિરતે પઢેંગે તો ભી ફાયદે સે ખાલી નહી. હાં સફર કે મોકે પર ગાડી મેં જગા નહી મિલી તો ખડે ખડે ભી ખા લીયા. લેકીન રોઝાના ઘર પર તો દસ્તરખાન બિછાએંગે, પલેટેં રખેંગે, ચટની-અચાર, પાપડ સબ રખેંગે. કોઈ કહે કે ભાઈ ખાના તો ચલતે ફિરતે ભી ખા સકતે હૈ, તો હમ કહેંગે કે ઝરા ઈત્મિનાન સે ખાએં તો અચ્છા, બહર હાલ હર ચીઝ કા યે હાલ હૈ.

શામ કી તસ્બીહ અસર સે લેકર મગ્રિબ તક મેં પઢ લો તો બહુત અચ્છા, ઉસ વકત કી બડી ફઝીલત આઈ હૈ. ઈસ મેં ઝિક્ર કરને પર બડે વઅદે હૈ. લેકીન અગર મોકા નહી હૈ તો કોઈ બાત નહી, અસર કે બાદ સે લેકર સોને તક મેં ઈન તસ્બીહાત કો પૂરા કર લો.

(૪) દુરૂદ શરીફ કી કિતાબ

એક કિતાબ ચહલ દુરૂદ કે નામ કી હૈ. યું તો દુરૂદ કે બહોત સે ઓર કલિમાત હદીસમેં આએ હૈ, ઈન મેં સે ચાલીસ કલિમાત દુરૂદો સલામ કે સહીહ હદીસોમેં આએ હૈ. ઉન કો જમા કીયા હૈ. ૨૪ ઘંટેમેં, દિન-રાતમેં, જબ ચાહે યે એક મરતબા ચહલ દુરૂદ કો પઢ લેં.

(૫) હિઝબુલ આઝમ

હિઝબુલ આઝમ એક દુઆ કી કિતાબ હૈ. મુલ્લા અલી કારી(રહ.) બડે મુહદ્દિસ ઔર આલિમ થે, ઉન્હોંને હુઝૂરે પાક (સ.અ.વ.)કી સારી દુઆઓં કો જમા કિયા હૈ.

હમ દુઆમેં અલ્લાહ સે અપની હાજતેં માંગતે હૈ કે અય અલ્લાહ રોઝી દે, કારોબારમેં બરકત દે, નેક અવલાદ દે, તંદુરસ્તી દે, મુજે ભી દે, ઘરવાલોં કો ભી દે, મુજે પડોસીયોં કે શર સે બચા, દુશ્મનો સે બચા, બીમારીયોં સે હિફાઝત ફરમા.... હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને દુનિયા ઔર આખિરત કી તમામ ઝરૂરતેં માંગ કર બતલાઈ. વો સબ ઈસ હિઝબુલ આઝમમેં મોજૂદ હૈ. અબ દેખો! એક તરીકા યે હે કે તંદુરસ્તી હમ અપને અલ્ફાઝમેં માંગે, ઔર એક તરીકા યે હૈ કે ઉન અલ્ફાઝમેં માંગે, જિન સે હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કે અલ્ફાઝ કી બરકત કુછ ઓર હી હૈ. વો તો ગોયા અલ્લાહ તઆલા કે યહાં મુસ્તનદ હૈ.

સરકારમેં અર્ઝી દેને કા એક તરીકા યે ભી હૈ કે હમ અપને હાથ સે બનાવે ઔર એક તરીકા યે હૈ કે સરકાર કા બનાયા હુવા ફોર્મ હમ લા કર ભરેં તાકે જલ્દી કુબૂલ હો.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)કી સારી દુઆઓં કો મુલ્લા અલી કારી (રહ.)ને એક કિતાબમેં જમા કર દીયા હૈ ઔર સહુલત કે લીયે સાત હિસ્સે કર દીયે હે. એક હિસ્સા સનીચર કા, દુસરા ઈતવાર કા, પીર કા, મંગલ કા, તો ઐસા નહી કે જૈસા લિખા ઉસી દિન પઢના જરૂરી હો. બલ્કે દુઆઓં કા ઝખીરા ઈતના ઝિયાદા હો ગયા કે આદમી એક દિનમેં સારા પઢ નહી પાતા. કામકાજ વાલે આદમી કે લિયે યે દુશ્વાર હોતા હૈ, તો ઉન્હોંને આસાની કે લિયે સબ દુઆઓં કે સાત હિસ્સે કર કે હફતે કે દિનોં કે નામ લિખ

દીયે કે એક હફતેમેં સારી દુઆઓ સે પાર હો જાએ. વો કિતાબ ખરીદ લો. ઉર્દૂ-ગુજરાતી દોનો તરહ કે તર્જુમે વાલી મિલેગી. ઉસમેં સે દુઆ પઢતે વકત સાથમેં તર્જુમા ભી દેખ લો. ઉસ સે કયા માંગા જા રહા હૈ વો સમજમેં આ જાએગા ઓર જી ઝિયાદા લગેગા.

ઉસમેં અગર કોઈ ઐસી દુઆ આ ગઈ, જો ઉસ વકત હમારે હાલ કે મુનાસિબ હૈ, તો ઉસકો યાદ કર કે ૨૪ ઘંટે ચલતે ફિરતે ઉસકો માંગા કરો. કભી કોઈ ખતરનાક બીમારી આ ગઈ, ઓર દુઆમેં આયા કે અલ્લાહ મુજે ખતરનાક બીમારીયોં સે બચા, તો ઉસકો યાદ કર લો, ઓર પઢતે વકત અપની બીમારી ઝહનમેં રખો. રોઝી યા કારોબાર કા મસ્અલા હૈ, તો આપ કો ઉસમેં કોઈ દુઆ ઐસી ભી મિલેગી, જિસમેં રોઝી કી બરકત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને માંગી હૈ, તો ચલતે ફિરતે દિલોં દિમાગમેં દુઆ માંગે. દુઆ માંગને કે લિયે ઝુબાન સે બોલને કી જરૂરત નહી, દિલ સે અલ્લાહ કી તરફ મુતવજ્જેહ હો ગયે, દિલ હી દિલમેં અલ્લાહ સે માંગ રહે હૈ, યે ભી દુઆ હૈ.

બહર હાલ કુલ પાંચ ચીઝેં હો ગઈ.

(૧) ફરાઈઝ કી અદાયગી, (જિસમેં પાંચો નમાઝેં અપને વકત પર જમાઅત કે સાથ પઢના ખાસ હૈ)

(૨) કુર્આને પાક કી તિલાવત.

(૩) તસ્બીહાત (તીસરા કલિમા, દુરૂદ શરીફ, ઈસ્તિગ્ફાર.) સુબહ શામ ૧૦૦/૧૦૦ મરતબા)

(૪) ચાલીસ દુરૂદ શરીફ

(૫) હિઝબુલ આઝમ

ઈન મેં સે તીન ચીઝેં : તિલાવત, દુરૂદ શરીફ ઓર હિઝબુલ આઝમ કે લિયે કોઈ વક્ત મેં આપ કે લીયે મુકર્રર કરકે બતલાતા નહી. આપ અપની સહુલત સે દિનમેં, રાતમેં, સુબહમેં, શામમેં પઢ સકતે હૈ. ઈતના ઝરૂર કહુંગા કે અપની સહૂલત સે કોઈ વકત ઝરૂર મુકર્રર કર લિજીયે, કયું કે વકતે મુકર્રરહ પર વો કામ હોતા હૈ, ઓર વકત મુકર્રર કિયે બગૈર મુશ્કિલ હૈ. કભી કિસી રોજ સુબહમેં પઢા, કિસી રોજ શામમેં પઢા, ચાર પાંચ રોજ મુઆમલા

ચલેગા, ફિર ખતમ હો જાએગા. લિહાઝા વકત કી તઅયીન હોની ચાહીયે ઉસકે અલાવા હર ફર્ઝ નમાઝ કે બાદ આયતુલ કુર્સી પઢ લે.

اللهُ لَآ إِلَهَ إِلَّا هُوَ الْحَيُّ الْقَيُّومُ لَا تَأْخُذُهُ سِنَةٌ وَّلَا نَوْمٌ لَّهُ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ مَنْ ذَا الَّذِي يَشْفَعُ عِنْدَهُ إِلَّا بِإِذْنِهِ يَعْلَمُ مَا بَيْنَ أَيْدِيهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يُحِيطُونَ بِشَيْءٍ مِّنْ عِلْمِهِ إِلَّا بِمَا شَاءَ وَسِعَ كُرْسِيُّهُ السَّمَاوَاتِ وَالْأَرْضَ وَلَا يَؤُدُهُ حِفْظُهُمَا وَهُوَ الْعَلِيُّ الْعَظِيمُ

ઈસકી બડી ફઝીલત હૈ.

હર ફર્ઝ નમાઝ કે બાદ અગર સુન્નતેં ઓર નફલેં હૈ, તો ઉન સે ફારિગ હો કર ઓર અગર સુન્નતેં ઓર નફલેં નહી તો સલામ કે બાદ ૩૩ મર્તબા સુબ્હાનલ્લાહ, ૩૩ મર્તબા અલ્હમ્દુલિલ્લાહ, ૩૪ મર્તબા અલ્લાહુ અકબર પઢ લીયા કરો. ઈસ કા નામ તસ્બીહાતે ફાતિમી હૈ. હુઝૂરે પાક(સ.અ.વ.)ને અપની સાહબઝાદી હઝરત ફાતિમા(રદી.) કો બતલાઈ થી. પાંચ નમાઝો કે બાદ ઓર સોતે વકત ભી તસ્બીહાતે ફાતિમી પઢ લો.

સોને કે લિયે અગર વુઝૂ ન હો તો વુઝૂ કર લો. ઓર સોને સે પેહલે યે તસ્બીહાત, સુરએ ફાતિહા, આયતુલ કુર્સી ઓર ચારોં કુલ પઢ કર હાથોં પર દમ કર કે જિસ્મ પર ફેર લો ઓર દાહની કરવટ પર સો જાઓ. સોને કે વકતકી બહુત સારી દુઆએં હદીસ શરીફમેં આઈ હૈ ઉન મેં સે કોઈ એક પઢ લો યા સબ પઢ લો. આમ તોર પર યે પઢતે હૈ.

અલ્લાહુમ્મ બિસ્મિક અમુતુ વ-અહ્યા

સોનેમેં દો ચીઝેં મૈંને બતલાઈ. એક સોને કા તરીકા કે બાવુઝૂ (વુઝૂ કરકે) દાહની કરવટ પર દાહને રૂખ્સાર કે નીચે દાહના હાથ રખ કર સોના. દુસરી ચીઝ સોને કી દુઆ. યે સુન્નત તરીકા હૈ.

## હર કામમેં સુન્નત તરીકે કા ખ્યાલ રખો

ખાને કે લીયે બેઠો તો ખાને કા જો તરીકા હુઝૂરે પાક (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને બતલાયા ઉસ તરીકે સે ખાઓ. ખાના તો કિસી તરહ ખાના હી હૈ, ખડે ખડે કે બેઠે બેઠે, કિસી ભી શકલ મેં લેકીન યે સોચેં કે હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કિસ તરહ ખાતે થે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને બેઠ કર ખાયા હૈ તો હમ ભી બેઠ કર ખાએંગે. ખાને સે પેહલે આપ(સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમ)ને હાથ ધોયે હૈ તો હમ ભી હાથ ધોએંગે. ઈસી તરહ હમ ખાના દાહને યા બાયેં, કિસી હાથ સે ભી ખા સકતે હૈં, લેકીન હમ માલૂમ કરેંગે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને કોન સે હાથ સે ખાયા હૈ? તહકીક સે માલૂમ હુવા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને દાહને હાથ સે ખાયા હૈ, લિહાઝા હમ ભી દાહને હાથ સે ખાએંગે. આપને લુકમા કિસ તરહ લીયા? કલમે કી ઉંગલી, ઉસકે સાથ વાલી ઉંગલી ઓર અંગુઠે સે, અગર આસાની સે ઈસ તરહ દો ઉંગલીયોં ઓર અંગુઠે સે ખા સકે તો અમલ કરેં, વર્ના દો મઝીદ ઉંગલીયાં ભી બઢાને કી ઈજાઝત હૈ. ખાને સે પેહલે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કયા પઢા? માલૂમ હુવા કે બિસ્મિલ્લાહ પઢી હૈ યા ફલાં દુઆ પઢી. ખાને સે ફારિગ હો કર આપને કયા કીયા? હાથ ધોએ ઓર દુઆ પઢી.

ઈસ તરહ જિતને ભી કામ હમ કરેં, સોના, જાગના, ઉઠના, બેઠના, જુતા પહન્ના, કઝાએ હાજત કે લિયે જાના વગેરહ, ઈન મેં પેહલે સુન્નત તરીકા માલૂમ કર લો, ઓર ઉસ કામ કો ઉસી તરહ કરો જિસ તરહ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ને કીયા હૈ. દુસરા યે કે ઉસ મોકે પર જો જો દુઆએં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)સે મનકૂલ હૈ, ઉન દુઆઓ કા પઢને કા ભી એહતિમામ કરો. યે કર લોગે તો સમજો કે આપકી પૂરી ઝિંદગી ઈબાદત બન ગઈ. ઈસમેં બડી બરકત હૈ. થોડે ઝમાને તક ધ્યાન દેના પડેગા ફિર જબ આદત બન જાએગી તો ખુદ-બ-ખુદ હોતા રહેગા.

અબ તક જો કુછ બતલાયા વો કરને કી ચીઝેં હૈ.

## ચાર બડે ગુનાહ, જિનસે બચને સે દુસરે ગુનાહોં સે બચના આસાન હો જાએગા

બયઅત કે અલ્ફાઝ મેં આપ સે કહેલવાયા ગયા કે હમ અહદ કરતેં હૈ કે ઈન્શાઅલ્લાહ આઈન્દા કોઈ ગુનાહ નહી કરેંગે. લિહાઝા અબ હમેં હર ગુનાહ સે બચના હૈ.

ચાર ગુનાહ ઐસે હૈ કે અગર ઉન સે બચને કી કોશિશ ઓર એહતિમામ કીયા ગયા તો ઈન્શાઅલ્લાહ દુસરે ગુનાહોં સે બચના આસાન હો જાએગા.

## (૧) આંખ કી હિફાઝત

બદ્નિગાહી સે અપને કો બચાઓ, જિસને આંખકો બચાયા વો ઝિના વગેરા સે તો બચ હી જાએગા કયું કે ઝિના તો બાદ કા દર્જા હૈ.

બદ્નિગાહી યાની નામહરમ ઓરતોં કો દેખને સે, બે-રીશ લડકોં કી તરફ નજર કરને સે, ટી.વી. દેખને સે, ફહશ ઓર બેહયાઈ કે મનાઝિર ઓર નંગી તસ્વીરેં દેખને સે અપને કો બચાઓ.

## (૨) બદ્ઝુબાની સે હિફાઝત

બદ્ઝુબાની યાની ઝુબાન કે તમામ ગુનાહ ગાલી ગલોચ, લડાઈ ઝઘડા, બોહતાન, ગીબત વગેરહ.

આમ તોર પર આદમી દિન ભર ઝિયાદા ગુનાહ ઝુબાન સે ઓર આંખસે કરતા હૈ, લિહાઝા ઈન સે બચો.

## (૩) બદ્ગુમાની સે હિફાઝત

હમારા નફસ બડા શરારતી હૈ, શરારતી કી આદત યે ભી હોતી હૈ કે શરારત કે સાથ ઐસી તદબીરેં કરતા હૈ કે લોગોં કા ધ્યાન દુસરી તરફ ચલા જાએ ઓર ઉસને જો શરારત કી હૈ વો લોગોં કે સામને ન આવે. યે બદ્માશ ઓર શરીર નફસ હમ કો દુસરોં મેં લગા દેતા હૈ કે ફુલાં યું કર રહા હૈ, ફુલાં તુમ્હારે મુતઅલ્લીક યું સોચતા હૈ, સારી દુનિયા કી ફિક્ર દિલાએગા, મગર અપની તરફ ધ્યાન નહીં દિલાએગા કે મેં કયા કર રહા હું? મેરે મેં કયા કયા ખરાબીયાં-કમઝોરીયાં હૈ? લિહાઝા અપને કો ઈસ તરહ કી બદ્ગુમાની સે બચાઓ. નફસ કો યું કહો કે ભાઈ સારી દુનિયા કયા કરતી હૈ? ઉસકી ફિક્ર તુ મત કર, તુ અપની તરફ ધ્યાન દે કે તેરે મેં યે ઐબ હૈ, યે કમઝોરી હૈ, યે ગુનાહ હૈ, યે ખરાબી હૈ, યે સબ દૂર કર

## (૪) હરામ લુકમે સે અપને કો બચાઓ

હરામ ગિઝા બડી ખતરનાક ચીઝ હૈ. જબ પેટમેં જાતી હૈ તો રંગ લાતી હૈ, ગિઝા અગર સડી હુઈ હો, ઉસમેં ઝહર હો ઓર હમ ખા લેંગે તો હમારે જિસ્મ કો નુકસાન હોગા, ચાહે હમેં માલૂમ હો કે ઈસમેં ઝહર હૈ ચાહે માલૂમ ન હો, ભુલ સે ખા લિયા તો ઐસા ન હોગા કે પેટ કહે કે યે તો બિચારેને

ભુલ સે ખાઈ હૈ. ઉસકો નુકસાન મત કરો. વો તો બહર હાલ નુકસાન કરેગી, બીમાર કર દેગી, માર ડાલેગી. ઈસી તરહ હરામ ગિઝા જબ પેટમેં જાતી હૈ તો અપના રંગ ઓર અસર દિખલાતી હૈ, ચાહે હમ ભુલ સે ખાવેં કે જાન બુઝ કર, ઉસકા અસર ઓર રંગ યે હે કે ઉસ સે જો ખૂન પેદા હોગા ઉસસે હમારે દિલોં મેં ગુનાહ કે જઝબાત પૈદા હોંગે ઓર હમ ગુનાહ કરેંગે.

હર ચીઝ કા અપના અસર હોતા હૈ, ટોનિક ખાયા તો ઉસકા યે અસર હોગા કે કુવ્વત આયેગી, ઐસે હી હરામ ગિઝા ખાએંગે તો ઉસકા અસર ગુનાહ કે ખ્યાલાત કી શકલમેં ઓર હલાલ ગિઝા કા અસર દિલમેં અચ્છે ખ્યાલાત કી શકલમેં હોગા.

આમ તોર પર આપને દેખા હોગા કે કિસી વાઅઝ કી મજલિસમેં યા કિસી અલ્લાહ વાલે કી મજલિસમેં કિસી આલિમ કી બાત સુન કર દિલમેં આતા હૈ કે મેં બહુત બુરા હું, અબ ગુનાહ છોડ દુંગા. વહા મજલિસમેં બેઠ કર પક્કા ઈરાદા કીયા લેકીન ઘર આને કે બાદ ફિર ગુનાહ શુરૂ હો જાતે હૈ. ઈસમેં બડા પાર્ટ (હિસ્સા) અદા કરને વાલી ચીઝ કયા હૈ? વો હમારી રોઝી હૈ, વો પેટમેં હૈ ઓર હમેં કામ નહી કરને દેતી. ઈસ લીયે હરામ લુકમે સે અપને કો બચાઓ. અપને ઘરવાલોં કો બચાઓ. ઘરવાલોં મેં નાફરમાનીયાં આને કા સબબ યે ભી હૈ.

યે ચાર ગુનાહ હુએ. બાકી ભી સબ ગુનાહોં સે બચના હૈ, લેકીન ઈનસે બચોગે તો ઉમ્મીદ હૈ કે દુસરે ગુનાહોં સે બચના આસાન હો જાએગા.

**તવબહ ગુનાહોં કા તિર્યાક (મારનેવાલા)હૈ, ઉસમેં દેર મત કરો.**

ગુનાહ જાનબુઝ કર કરના નહી હૈ, લેકીન કભી ભુલ સે હો ગયા, તો ફોરન તવબહ કર લો, દૈર મત લગાઓ. ઉસમેં તાખીર નહી હોની ચાહિયે. હમ ઘર સે કપડે બદલ કર (પહન કર) નિકલતે હૈ, ઉસ વકત કોશિશ કરતે હૈ કે ઈન કપડોં પર એક ધબ્બા ભી ન લગે, કીચડ ન લગે, પેશાબ ન લગે, ગોબર ન લગે ઈસ કી પુરી કોશિશ હોતી હૈ. ઓર અગર લગ ગયા તો ફૌરન ધોતે હેં, ઘર આને કા ભી ઈન્તિઝાર નહી કરતે. રાસ્તેમેં અગર કહી નલ નઝર આ ગયા તો ફૌરન ધો ડાલતે હૈ. હમારી તબીયત ઈસ બાત કો ગવારા નહી કરતી કે હમારે ઈત્ને અચ્છે કપડે પર ધબ્બા હો. સોચતે હૈં કે લોગ કયા કહેંગે?

હાલાંકે યે કપડે દો દિન કે બાદ હમ ઉતાર દેંગે. દુસ્રે પહેનેંગે, લેકીન ફિરભી ઈતના ખ્યાલ.

હદીસે પાકમેં આતા હૈ કે આદમી ગુનાહ કરતા હૈ તો ઉસકે દિલ પર કાલા ધબ્બા લગ જાતા હૈ. અગર તવબહ કર લે તો વો ધુલ જાવે, નહી તો બાકી રહેતા હૈ. દુસરા ગુનાહ કીયા, દુસરા ધબ્બા લગા. તીસરા ગુનાહ કિયા, તીસરા લગા, લિહાઝા ગુનાહ તો હમેં કરના નહી, લેકીન ખુદા ન ખ્વાસ્તા (ખુદા ન કરે) હો ગયા તો જૈસે હમ કપડોં પર જાનબુઝ કર ધબ્બે ડાલતે નહી, લેકીન અગર લગ ગયા તો ધો ડાલતે હૈં, ઈસી તરહ ગુનાહ હો જાવે તો તવબહ કરનેમેં દૈર મત કરો. હમારી સબ સે બડી કમઝોરી યે હૈ કે ગુનાહ હો જાને કે બાદ તવબહમેં તાખીર કરતે હૈં. કપડે કો ધબ્બે લગ ગયે તો નલ કે પાસ જા કર નલ ખોલના પડેગા, લેકીન તવબહમેં ઈતની દૈર ભી નહી લગતી. જહાં ગુનાહ હુવા ઉસી વકત અલ્લાહ કી તરફ ધ્યાન, દિલમેં પછતાવા ઓર દોબારા પકકા ઈરાદા કે અબ નહી કરેંગે. યે હો ગઈ તવબહ. કોઈ દો રકાત પઢના ભી ઝરૂરી નહી, પઢે તો અચ્છા હૈ, ન સલાતુત્તવબહ ઝરૂરી. ઈત્ની હી તવબહ કી હકીકત હૈ. ખુલાસા યે કે તવબહમેં દેર ન કરો. દેર કરોગે તો ઉસકી વજહ સે ફિર અલ્લાહ તઆલા સે દૂરી બઢતી જાએગી.

બહોત સે હઝરાત કહતે હૈ કે આપસે બયઅત હુવે, તસ્બીહ ચલતી રહી, આઠ દસ રોઝ તક તો બહુત જી લગા. બહોત અચ્છી પાબંદી ભી હુઈ. ફિર દસ રોઝ કે બાદ મુઆમલા ઢીલા પડ ગયા. તો મૈંને કહા કે ભાઈ દેખો ઉસકી વજહ યે હૈ કે વો તાઝા મુઆમલા થા ગુનાહ સે ભી બચે. મગર આઠ દસ રોઝ કે બાદ કુછ ગુનાહ હુવે ઉન ગુનાહોંને અપના અસર દિખલાના શુરૂ કીયા. અગર ઉન ગુનાહોંસે ફોરન તવબહ કર લી હોતી તો યે નોબત ન આતી. તવબહ કરતે નહી ઉસકી વજહ સે અસર પડતા હૈ, જી નહી લગતા, બદ્નિગાહી કા સબ સે બડા અસર યે હૈ કે ઈબાદત સે જી હટ જાતા હૈ. અલ્લાહ તઆલા ફરમાતે હૈ કે બદ્નિગાહી પર મેં ઉસકો સઝા દેતા હું કે મેરી ઈબાદતમેં ઉસકો લુત્ફ નહી આતા, મઝા નહી આતા. અગર હમ કો ખાનેમેં મઝા ન આવે તો દો દિન બરદાશ્ત નહી હોગા. ડૉકટર કે પાસ જાએંગે કે ડૉકટર સાહબ ખાના ખાતે હૈ લેકીન કુછ પતા હી નહી ચલતા, કુછ લુત્ફ હી નહી આતા,

મઝા નહી આતા, કયા બાત હૈ? ડૉકટર સાહબ કહેંગે બીમારી હૈ દવા કરો જલ્દી સે ઓર યહાં અગર (ઝિક્ર નમાઝ) મેં મઝા નહી આતા તો ઉસકો સાલહા સાલ સે ચલા રહે હૈ.

# અચ્છે લોગોંકી સોહબત ઈખ્તિયાર કરો

ઈસકા આસાન તરીકા યે હૈ કે અપના માહોલ ભી બદલને કી કોશિશ કરેં. જબ હમને તવબહ કી તો ગોયા હમ પેશાબ કે ઘડેમેં સે બાહર આ ગયે. બહાર આને કે બાદ કપડે ભી ઉતારે, ગુસ્લ ભી કીયા, ધુલે હુવે કપડે ભી પહને. અબ ફિર બાદમેં ઉસી ઘડેમેં જાકર ગિરતે હૈ, તો કયા ફાયદા હોગા? બચ્ચા નાપાક હુવા, પેશાબ લગા, પાખાના લગા, માં ને ઉસકો ખુબ ધુલાયા, પાવડર લગાયા, નયે કપડે પહેનાયે, ખુશ્બુ લગાઈ ઓર બચ્ચા જા કર ફિર પાખાનેમેં ગિરતા હૈ તો યે સબ કુછ કરને સે કયા ફાયદા હુવા? ઈસ લિયે માહોલ બદલને કી જરૂરત હૈ.

અબતક અગર હમારા માહોલ અચ્છા નહી થા, હમારા ફ્રેન્ડ સર્કલ ગલત થા તો અબ ઉસકો ખૈરબાદ કેહ દો, અબ હમારી લાઈન બદલી લિહાઝા અબ દોસ્તી ભી બદલ દો. અબ અચ્છે લોગોં કે અંદર ઉઠો બેઠો. જો નેક હોં, નમાઝી હોં, નેકી કા એહતિમામ કરને વાલા હોં, ગુનાહોંસે બચને વાલા હોં લોગો કે હુકૂક અદા કરનેવાલા હોં, ઐસે કે સાથ ઉઠના બેઠના તય કર લો.

કોઈ અગર યે કહે કે ઐસે નેક લોગ તો પુરે તોર પર નહી મિલતે તો ઉસકે મુકાબલેમેં અગર થોડે મિલે ઓર નેક હોં તો અચ્છા હૈ, કયું કે આદમી જિસ માહોલમેં રહતા હૈ વૈસા હી બનતા હૈ.નમાઝિયોં કે સાથ બેઠેંગે તો નમાઝ કે વકત વો નમાઝ કે લિયે જાએંગે તો ઉસ વકત હમેં બેઠે રેહના કહાં અચ્છા માલૂમ હોગા? કમ અઝ કમ શર્મા શર્મી મેં ભી જાના પડેગા. ઓર અગર બેનમાઝિયો કે સાથ બેઠેંગે તો ઉસકા ઉલટા અસર હોગા. આપ અગર પક્કે નમાઝી હૈ અઝાન હુઈ ઓર આપ ઉઠ કે ગએ કે મેં નમાઝ પઢ કર આતા હું, લેકીન દો દિન - ચાર દિન - આઠ દિન યા મહીના, એક વકત ઐસા આયેગા કે વો કહેંગે કે યાર તુ રોઝાના ઉઠ કર ચલા જાતા હૈ લિહાઝા આપ સોચેંગે કે ચલો અભી જાતા હું, અભી જાતા હું ઓર જમાઅત ચલી ગઈ, પેહલે જમાઅત જાએગી, ફિર નમાઝ જાએગી. ઈસ લિયે અચ્છી સોહબત કા

માહોલ બહુત જરૂરી હૈ. બુરે માહોલ સે અપને કો નિકાલના જરૂરી હૈ. ઉસકે બગૈર કામ આસાન નહીં હૈ.

બસ! યે સબ કરને ઓર બચને કી ચીઝેં હો ગઈ, આપકો અમલ કરના હૈ ઓર પાબંદી કરના હે, દેખો એક દિનભી છોડના મત. નફસ કહેગા કે એક દિન છુટા તો કયા? ઉસમેં કયા ખરાબી આ જાએગી? મેં આપ સે પુછતા હું કે આપ કી ઉમ્ર ૪૦ સાલ કી હૈ, જબ સે પૈદા હુવે બરાબર ખાતે ચલે આએ હૈ, બચપન મેં માં કા દુધ પિયા, દુધ છુડાયા તો ગિઝા પર આએ. બરાબર ૪૦ સાલ સે કોઈ દિન ખાલી નહીં ગયા. મેં આપ સે કહું કે ૪૦ સાલ સે ખા-પી રહે હો, દો દિન અગર નહીં ખાઓગે તો કયા હો જાએગા? આપ જાનતે હૈ કે કયા હોગા? પૈર ઢીલે હો જાએંગે, બહોત કમઝોરી આ જાએગી, ૪૦ સાલ સે ખાતે ચલે આએ હૈ, તો ભી દો દિન છોડને સે સિહત પર અસર પડેગા ઓર યહાં તો તસ્બીહ અભી આઠ દિન સે શુરૂ કી હૈ ઓર વો હી અગર એક દિન છોડ દેંગે તો કયા નતીજા હોગા?

જિસ્મ કે તો સારે તકાઝે હમ પુરે કરતે હૈ, વકત પર ખાના-પીના, ગુસલ કરના, કપડે બદલના, સોના-આરામ કરના, યે સબ જિસ્મ કી ઝરૂરતેં હૈ, ઉસકો હમને ઐસા ટાઈમ ટેબલ બનાયા હૈ કે ઝરા ભી ઉસકો નહીં છોડતે. મિસાલ કે તોર પર ગુસલ લોગોં કો ફખ્રસે બયાન કરતે હૈં કે મેં તો સુબહ ઉઠતે હી પેહલે ગુસલ કરતા હું, કપડે ભી રોઝાના બદલતા હું, ખાના દો વકત ટાઈમ પર હી ખાતા હું, નાશ્તા ઈતને બજે વગેરહ... યે સારા ટાઈમ ટેબલ કે મુતાબીક આદમી અચ્છી તરહ કરતા હૈ ઓર લોગોં કો ફખ્રસે બતાતા હૈ. કભી ઉસમેં કોઈ કમી આઈ? દુનિયામેં કોઈ બડે સે બડા હાદિસા હો જાએ, મસલન બારહ ઘંટેમેં ૨૦ ઈંચ પાની અહમદાબાદમેં પડા, તો કિસી કા વહાં ખાના છુટા? દોપહર કા ખાના છુટા કે આજ તો બહોત બારિશ હુઈ, ખાના જાને દો, ઘરવાલોં કો કભી છુટ્ટી દી? રિશ્તેદારોં મેં મોત-મય્યિત હો ગઈ, ખાના છુટા? આપ કો બમ્બઈ જાને કી જરૂરત પેશ આઈ, ગુજરાત એક્ષપ્રેસમેં બેઠને કી જગહ ભી નહીં મિલી, ખડે ખડે જા રહે હૈ, તો ભી ખાના છુટા? સાડે ગ્યારહ બજે સુરત કા સ્ટેશન આયા તો પુરી કચોરી લે કર મુંહ મેં ડાલ લેંગે. યું સોચતે હૈં કે નહીં ખાએંગે તો કમઝોરી હોગી ઓર યહાં યું સોચતે હૈ કે

એક દિન તસ્બીહ નહી પઢેંગે તો કયા હોગા? ચુંકે હમને અપની રૂહ કો અમલ કી ગિઝા પહુંચા કર ઈસ કાબિલ બનાયા હી નહી કે ઉસકો ઈન ચીઝોં કો એહસાસ હો ઈસ લિયે પતા ચલતા નહી. ઈસ લિયે ભાઈ, જૈસે ઈન ચીઝોં (ખાને-પીને વગેરહ) કી કોશિશ ઓર એહતિમામ કરતે હૈ, ઐસે હી ઉનકા (ઝિક્ર-તિલાવત-તસ્બીહ) કા ભી એહતિમામ કરો. ઉસમેં કોતાહી નહી હોની ચાહીયે, પાબંદી કરો ઓર તય કર લો કે ઈન્શા અલ્લાહ ઉસકો એક દિનભી છોડના નહી હૈ. જિસ દિન છુટે ખાના મત ખાઓ. આસાન ઈલાજ હૈ. જિસ દિન તસ્બીહ નહી પઢી હૈ, ખાના મત ખાઓ. તો દેખો ફિર બરાબર પાબંદી હોતી હૈ યા નહી. ઈન્શા અલ્લાહ અગર ઈન ચીઝોં પર પાબંદી કરોગે તો ઉસકી બરકતેં ઝાહિર હોગી.

## હર મહીને અપને અહવાલ કી ખબર દેના

આપ કો હર મહીને ખત કે ઝરીએ સે બતાના હૈ, અપને પતે કે સાથ જવાબી ખત લિખા જાએ, ઓર ઉસમેં બતાયા જાએ કે યે કરને કી ચીઝેં મેં કરતા હું, બચને કી ચીઝોં સે બચતા હું. યા મુલાકાત હો તો મુલાકાત કે મોકે પર દો તીન મિનટમેં બાત કરલો, કોઈ મશ્વરા કરના હો તો કર લો. યુ તઅલ્લુક કાયમ રખોગે તો ઈન્શા અલ્લાહ ઈસમેં તરક્કી હોગી, વરના નહી, ફિર યું કેહ કર બેઠ જાએંગે કે ભાઈ એક દિન એક આદમી આયા થા, ઉસસે હમ ભી બયઅત હુવે થે, બસ બાઝ કેહતે હૈ કે હાં મેં હઝરતજી સે બયઅત હુવા થા, સબ કો દેખા દેખી આજ તક કુછ કીયા નહી, કલ કો મરને કે બાદ કિસી કો ઐસા હી કહેંગે કે ફલાને સે બયઅત હો ગએ થે. ઐસા ન હોના ચાહીયે અગર તવબહ કરને આએ હૈં તો પક્કી તવબહ કરો.

આપ કે ઈન મામૂલાતમેં હમ ઈઝાફા-ઝિયાદતી તો કરેંગે લેકીન કમી હોને વાલી નહી યે બાત યાદ રખો પેહલે ઈસકી પાબંદી કરો. (સમાપ્ત)

## ★ શૈખથી સંબંધ

આ વાત પણ ફાયદો પ્રાપ્ત કરવા માટે અનિવાર્ય છે કે મુરીદને શૈખથી મુનાસિબત (સંબંધ, અનુકુળતા) હોય. મુનાસિબત વગર મુરીદને ફાયદો (ફૈઝ) થતો નથી. મુનાસિબતનો અર્થ આ છે કે મુરીદને પોતાના શૈખથી

એટલી હદ સુધી મુહબ્બત થઈ જાય કે શૈખના કોઈ કાર્ય કે કોઈ વાતથી મુરીદના દિલમાં શેખની અપ્રસન્નતા જન્મ ન લે એટલે મુરીદ પોતાના શૈખની બધી જ વાતો અને કાર્યો (જે શરીઅત વિરુધ્ધ ન હોય અને જો શરીઅત વિરુધ્ધ કોઈ કાર્ય જુએ તો દિલમાં એમ વિચારે કે અવલીયા પાપોથી પાક અને પવિત્ર તો હોતા નથી માણસ હોવાના લીધે આ પાપ થઈ ગયો) ને પસંદ કરે અને શૈખ પણ મુરીદના કાર્યોને પસંદ કરે. આ હાલતને મુનાસિબત કહેવામાં આવે છે. માટે બયઅત થતા પેહલા આ વાત પણ જોઈ લેવી જોઈએ કે આ શૈખથી મને મુનાસિબત છે કે નહી, મુનાસિબત હોય તો જ બયઅત થાય નહી તો જેનાથી મુનાસિબત હોય તેનાથી બયઅત થઈ જાય.

## ★ શૈખ પર ભરોસો અને શૈખથી શ્રધ્ધા

આ રસ્તામાં ફાયદો થવા માટે આ પણ જરૂરી છે કે પોતાના શૈખથી શ્રધ્ધા(અકીદત), મુહબ્બત બીજાઓ કરતા વધારે રાખે. પોતાના શૈખ તરફ પોતાનું ધ્યાન કેન્દ્રીત કરે અને આ શ્રધ્ધા રાખે કે મારા શૈખથી જ મને ફાયદો વધારો પહોંચશે. અને પોતાના શૈખને સૌથી વધારે શ્રેષ્ઠ સમજે. હઝરત મુજદ્દીદ અલ્ફે સાની(રહ.) લખે છે કે હઝરત ખ્વાજા બાકી બિલ્લાહની સેવામાં જનાર લોકોના ત્રણ પ્રકાર હતા. અમુક સમજતા હતા કે ખ્વાજા ફકત વલી છે, અમુક સમજતા હતા કે હઝરત ખ્વાજા સા. ખુબજ મોટા વલી છે અને અમુક સમજતા હતા કે ખ્વાજા સા. એટલા મોટા વલી છે આ જમાનામાં તેમના જેવુ કોઈ પણ નથી. દરેકને પોતાની શ્રધ્ધા મુજબ ફાયદો થયો. હઝરત મુજદ્દીદ સા. (રહ.) ફરમાવતા હતા કે હુ ત્રીજા પ્રકાર માંથી હતો. સારાંશ આ છે કે પોતાના શૈખને સૌથી શ્રેષ્ઠ સમજે અને શ્રધ્ધા રાખે કે મને ફાયદો તો મારા શૈખથી જ થશે. જેવી રીતે એક બાળક કે તેની માતા ખરાબ શકલવાળી છે અને ચપટા નાકવાળી છે બાળક જયા હોય ત્યાં એક રૂપાળી સ્ત્રી આવી જાય તો પણ બાળક તો માતા પાસે જ જશે. કારણ કે બાળક સમજે છે કે તેની જરૂરત આ ખરાબ શકલવાળી માતાથી જ પૂર્ણ થશે અને તેને આ જ માતાની દયા અને કૃપા કામ લાગશે. એવી જ રીતે મુરીદ પણ શૈખ વિશે આવો જ ખ્યાલ રાખે.

# ★ શૈખ પર ભરોસો અને શ્રધ્ધા ના તકાદા

(૧) પોતાના શૈખની ઉપસ્થિતીમાં બીજા શૈખ તરફ ધ્યાન ન આપે પરંતુ પોતાના શૈખ તરફ જ ધ્યાન આપે. (આનો અર્થ એ નથી કે બીજા શૈખનો આદર ન રાખે પરંતુ તેના આદર સાથે સાથે પોતાના શૈખને શ્રેષ્ઠ સમજે)

(૨) પોતાના શૈખનો આદર અને એહતેરામ સૌથી વધારે કરે.

(૩) પોતાના શૈખના જીવનમાં કોઈ બીજા શૈખથી બયઅત ન થાય. આના થી બયઅતની બરકત ખતમ થઈ જાય છે. અને શૈખનું દિલ અપ્રસન્ન થઈ જાય છે. નિસ્બત (અલ્લાહ તઆલા ની સાથેનો સંબંધ) ખતમ થઈ જવાનો ભય રહે છે.

(૪) પોતાના શૈખથી જો કોઈ કાર્ય થઈ જાય તો શરીઅત વિરુધ્ધ હોય તો દિલમાં અપ્રસન્નતા ને જન્મ ન આપે, પરંતુ તે કાર્યનું કોઈ યોગ્ય અર્થ ઘટન કરી લે અથવા એમ વિચારી લે કે અવલીયા પાપોથી પવિત્ર (માસૂમ) તો હોતા નથી. માણસ હોવાના કારણે ભૂલ થઈ ગઈ. માણસ માત્ર ભૂલને પાત્ર, આ તે સમયે છે જયારે શૈખ શરીઅતનો પાબંદ હોય અને સંજોગોવશાત્ તેનાથી આ કાર્ય થઈ ગયુ હોય અને જો તેણે ગુનાહોની આદત બનાવી લીધી હોય તો તે વલી નથી, હવે તેના કાર્યનું કોઈ અર્થ ઘટન ન કરે પરંતુ તેનાથી અલગ થઈ જાય અને બીજા કોઈ શરીઅતના પાબંદ શૈખથી બયઅત થઈ જાય.

(૫) પોતાના શૈખ સિવાય બીજા શૈખની સેવામાં જઈ શકે છે. પરંતુ બે શર્તોની સાથે (૧) તે શૈખની રૂચિ(મિજાજ) પોતાના શૈખની રૂચિ વિરૂધ્ધ ન હોય. (૨) તે શૈખથી તાલીમ-તરબિયત વિશે સવાલ ન કરે, પરંતુ તાલીમ અને તરબિયતની વાત તો પોતાના શૈખથી જ પૂછે.

(૬) કોઈ પણ કાર્ય શૈખની ઈચ્છા વિરુધ્ધ ન કરે અને તેને નારાજ ન કરે શૈખને નારાજ કરવામાં મુશ્કેલીઓનો સામનો કરવો પડી શકે છે.

(૭) શૈખે બતાવેલ મામૂલાતથી વધારે કાર્ય ન કરે (જો ઈચ્છા થાય તો પૂછી લે અને ફરી કરે) ઘણી વખત એવુ થાય છે કે માણસ શૌખમાં આવી કામ વધારી દે છે અને થોડાક દિવસો સુધી તે કાર્ય કરે છે અને પછી થાકી જે થોડુ કરતો હતો તે પણ છોડી દે છે.

(૮) વચનભંગ ન કરે બલ્કે બયઅતમાં જે વચનો આપ્યા હતા, તેને પૂર્ણ કરવામાં પોતાની જાતને સંપૂર્ણ લગાડી દે. જો કયારેક વચનભંગ થઇ જાય તો તૌબા કરી લે.

(૯) શૈખની સેવાને પોતાનું સૌભાગ્ય સમજે.

(૧૦) તે શિષ્ટાચારોને અનુસરે, જેનું વર્ણન શૈખના શિષ્ટાચાર (આદાબ)માં કરવામાં આવશે. (શરીઅત વ તરીકત વિવરણ તથા ટુંકસાર સાથે)

## ★ શૈખની સોહબત

બયઅત થયા પછી સૌથી મહત્વની વસ્તુ આ છે કે મુરીદ પોતાના શૈખની સોહબતમાં અવારનવાર હાજરી આપતો રહે. શૈખની અને અલ્લાહવાળાઓની સોહબતમાં હાજરી આપવી આત્મ શુદ્ધિ માટે ખુબજ ઉપયોગી છે. સોહબત જ એ વસ્તુ છે જેના લીધે સહાબાને આટલો મોટો દરજજો મળ્યો કે નાના માં નાના સહાબી પણ મોટા મોટા અવલિયા, મુહદ્દીષીન, ફુકહા, કુતુબ અને અબ્દાલ ઉપર શ્રેષ્ઠતા ધરાવે છે. આ શ્રેષ્ઠતા ફકત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની સોહબત અને સાથે રહેવાના લીધે તેઓને પ્રાપ્ત થઇ. ફકત પુસ્તકો પઢી લેવાથી કોઇ માણસ નિપૂણ થતો નથી. જયાર સુધી કે જે કળા તે પ્રાપ્ત કરવા માંગે છે તે કળા માં નિપૂણ માણસો સાથે ન રહે. ખાવાનું રાંધવાના વિવિધ પ્રકારો વિશેનું પુસ્તક વાંચી લેવાથી કોઇ માણસ રસોઇયો બની શકતો નથી જયાર સુધી તે રસોઇયાની સોહબતમાં ન રહે. સુથારીકામ વિશેના પુસ્તકો વાંચી લેવાથી કોઇ માણસ સુથાર બની શકતો નથી. જયાર સુધી કે સુથારની સોહબતમાં ન રહે. દરજી કામ વિશેના પુસ્તકો વાંચી લેવાથી કોઇ દરજી બની શકતો નથી. જયાર સુધી કે તે દરજીની સોહબતમાં ન રહે. બીમારી પારખવા અને ઇલાજ કરવાની રીતો ઉપર લખાયેલા પુસ્તકો વાંચી લેવાથી કોઇ પણ માણસ ડોકટર બની શકતો નથી. જયાર સુધી કે તે કોઇ ડોકટરની સોહબતમાં ન રહે. એવી જ રીતે જયાર સુધી પોતાના શૈખ અથવા અલ્લાહવાળાઓની સોહબતમાં નહી રહે, ત્યાં સુધી તે અલ્લાહવાળો બની નહી શકે અને તેનું દિલ શુદ્ધ નહી થાય અને માણસ માં તે સારી આદતો પ્રસરે નહી, જે આદતોને અપનાવવાનો શરીઅતે આદેશ આપ્યો છે.

સોહબત (સાથે રહેવુ) ખુબજ અસરકારક હોય છે. સજીવ તો સજીવ નિર્જીવ વસ્તુઓમાં પણ સોહબતની અસર જાહેર થાય છે. દાખલા તરીકે ગરમ કપડાઓમાં કપુરની ગોળીઓ મુકવામાં આવે છે. અમુક દિવસો પછી જયારે તે કપડા કાઢવામાં આવે છે તો કપડાઓ માંથી કપૂરની સુગંધ આવે છે, કારણ કે આ કપડાઓ કપૂરની ગોળીઓની સોહબતમાં રહ્યા, જેના કારણે કપૂરની ગોળીઓની સુગંધ કપડાઓમાં પ્રસરી ગઈ. આગની ભઠ્ઠી માં લોખંડ નાંખવામાં આવે છે, લોખંડનો રંગ કાળો હોય છે. પરંતુ થોડીક વાર આગમાં રહેવાથી લોખંડનો રંગ પણ લાલ થઈ જાય છે, કેમ? કારણ કે લોખંડને થોડીક વાર આગની સોહબત મળી. એવી જ રીતે માણસ જે જાનવરોની સાથે રહે છે અને ઉછરે છે તેઓની અસર પણ માણસ ઉપર થાય છે. જેવી રીતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે ''સ્થિરતા અને ધીરજ બકરીઓના ઉછેર કરનારમાં હોય છે.'' કારણ કે બકરીમાં સ્થિરતા અને ધીરજનો ગુણ હોય છે. તે ગુણ સોહબતના લીધે બકરીઓના ઉછેર કરનાર લોકોમાં પણ પ્રસરે છે. એવી જ રીતે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે, ''ઘમંડ ઉંટવાળાઓમાં હોય છે.'' કારણ કે ઉંટમાં ઘમંડ હોય છે, તે ઉંટનો ઉછેર કરનાર લોકોમાં સોહબતના લીધે પ્રસરે છે.

જયારે નિર્જીવ વસ્તુઓ અને જાનવરો પણ પોતાની સાથે રહેનાર પર પોતાની અસરો છોડે છે. તો પછી નેક લોકોની અસર પાસે બેસનારાઓ ઉપર કેમ નહી પડે? આ જ કારણે અલ્લાહ તઆલાએ નેક લોકો પાસે બેસવાનો કુર્આન મજીદમાં આદેશ આપ્યો, એ ઈમાનવાળાઓ! અલ્લાહ તઆલાથી ડરતા રહો (અર્થાત તકવો અપનાવો) અને સાચા લોકો સાથે રહો. આ આયતમાં પહેલા તકવાનો આદેશ આપવામાં આવ્યો છે અને પછી સાચા લોકો સાથે રહેવાનો આદેશ આપવામાં આવ્યો. આ ક્રમથી વર્ણન કરવાનું કારણ ઉલમાએ લખ્યુ છે કે આ આયતમાં તકવાને પ્રાપ્ત કરવાની રીતનું માર્ગદર્શન આપવામાં આવ્યુ છે કે તકવો પ્રાપ્ત કરવા માટે સાચા અને નેક લોકોની સોહબતમાં રહો. સાચા અને નેક લોકોની સોહબતમાં રહેવાથી તકવો પ્રાપ્ત થઈ જશે. તકવાનો અર્થ અલ્લાહ તઆલાના બધાજ આદેશોનું પાલન કરવુ અને અલ્લાહ તઆલાએ જે કાર્યોથી બચવાના આદેશો આપ્યા છે તેનાથી

બચવુ. તકવા જેવી આટલી મોટી નેઅમત પણ અલ્લાહ તઆલા ના ફરમાન પ્રમાણે નેક લોકો પાસે રહેવાથી પ્રાપ્ત થાય છે.

હઝરત થાનવી (રહ) એ શૈખની સોહબતના અમુક ફાયદાઓનું વર્ણન કર્યું છે તેનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) શૈખના દિલમાં જે વસ્તુ (તકવો અને પવિત્રતા) હોય છે તે ધીરે ધીરે મુરીદના દિલમાં પ્રસરે છે.

(૨) શૈખની સોહબતથી સંપૂર્ણ ઈસ્લાહ ન પણ થઈ, તો કમ સે કમ પોતાના ઐબો (દોષો) પર નજર પડી જશે. આ પણ ઘણું ઉપયોગી છે.

(૩) આદતો અને અખ્લાકમાં પોતાના શૈખને અનુસરવાનું મન થાય છે.

(૪) જો કોઇ દિલની વિચિત્ર હાલત ઉત્પન્ન થશે તો પોતાના શૈખથી પુછી શકશે અને શૈખની પ્રેરણાથી તે સંતુષ્ટ થઈ જશે.

(૫) નેક કાર્યો કરવાનો ઉત્સાહ વધે છે.

(૬) અલ્લાહ તઆલાની મુહબ્બત પૈદા થાય છે. કારણ કે મશાઈખના દિલ અલ્લાહ તઆલાની મુહબ્બતથી છલોછલ હોય છે.

(૭) મશાઈખ નેક કાર્યો કરવાના લીધે બરકતવંત હોય છે. જેથી તેમની તાલીમ પણ બરકતવંત હોય છે, માટે બીમાર દિલ પર તેઓની તાલીમની અસર જલ્દી પડે છે અને માણસ જલ્દી નિરોગી થઈ જાય છે.

(૮) તેઓની દુઆઓ પ્રાપ્ત થાય છે. જે ઘણી જગ્યાઓ પર ખુબજ ઉપયોગી નિવડે છે.

(૯) અલ્લાહવાળાઓનું દિલ અલ્લાહ તઆલાના નૂરથી પ્રકાશિત હોય છે. તેઓની સોહબતમાં રહેવાથી મુરીદના દિલમાં પણ નૂર ઉત્પન્ન થાય છે. અને અંધકાર દૂર થાય છે. આ નૂરના કારણે દરેક વસ્તુની વાસ્તવિકતા ખુલી જાય છે. (શરીઅત વ તરીકત ટુંકસાર અને વિવરણ સાથે)

## શૈખ અને શૈખની સભા (મજલિસ)ના આદાબ

જયારે કોઈ શૈખના હાથ પર બયઅત કરી લેવામાં આવે તો પછી તેનો સંપૂર્ણ આદર અને એહતેરામ (સન્માન) કરે. ઘણા મુરીદો આદાબને અનુસરતા નથી. જેના લીધે શૈખના દિલમાં અપ્રસન્નતા છવાઈ જાય છે અને મુરીદને જેવો થવો જોઈએ તેવો ફાયદો થતો નથી. અમુક અલ્લાહવાળાઓનો

ઈરશાદ છે, તસવ્વુફ (ખાનકાહી આમાલ) સંપૂર્ણ આદર અને સન્માન નું નામ છે. દરેક જગ્યાના વિશેષ આદાબ છે, દરેક પરિસ્થિતીના વિશેષ આદાબ છે, જો કોઈ આદાબને અનુસરે છે તે નિપૂણ થઈ જાય છે અને જે માણસ આદાબથી વંચિત રહે છે તે ઘણું બધુ ખોઈ નાંખે છે. અવારિફુલ મઆરિફ માંથી અમુક આદાબનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) મુરીદને જોઈએ કે તે પોતાના શૈખની મજલિસમાં ચુપચાપ બેસે, શૈખની સામે કોઈ સારી વાત પણ ત્યા સુધી ન કહે, જયા સુધી કે શૈખથી ઈજાજત ન લઈ લે અને શૈખ ઈજાજત ન આપી દે.

(૨) શૈખની મજલિસમાં મુરીદનું ઉદાહરણ એવુ છે, જેવુ કે કોઈ માણસ દરિયા કાંઠે બેસી પોતાની રોઝીની રાહ જોઈ રહ્યો હોય. મુરીદ પણ પોતાના શૈખની અવાજ પર કાન ધરીને બેસે અને શૈખની વાતો વડે પોતાની આધ્યાત્મિક(રૂહાની) રોઝીની રાહ જોતો રહે. આ રીતે મુરીદની શ્રદ્ધા માં વધારો થાય છે અને મુરીદ અલ્લાહ તઆલાની કૃપાનો લાયક બને છે.

(૩) મુરીદનું પોતાના શૈખ સાથે વર્તન એવુ હોવુ જોઈએ કે તેની કોઈ ચાહત અને ઈચ્છા બાકી ન રહે. પરંતુ તે પોતાની ચાહત અને ઈચ્છા પોતાના શૈખને સોંપી દે. શૈખ જે કહે તેને જ અનુસરે (આ હાલતને તસવ્વુફની પરિભાષામાં ફના ફિશ્શૈખ કહેવામાં આવે છે)જયાર સુધી શૈખ એવા કોઈ કાર્યનો આદેશ ન આપે, જેમા અલ્લાહ તઆલાની નાફરમાની થતી હોય અને સંજોગોવસાત તે એવા કોઈ કાર્ય કરવાનો આદેશ આપે જેમા અલ્લાહ તઆલા ની નાફરમાની થતી હોય તો પછી શૈખની વાત ન માને.

(૪) પોતાના શૈખ સાથે ચાલવાનો મોકો આવે તો શૈખની આગળ ન ચાલે.

(૫) મુરીદ પોતાના માટે કોઈ મોટા દરજ્જાનો ઈચ્છુક ન રહે બલ્કે બધાજ મોટા દરજ્જાઓ પોતાના શૈખ માટે રહે તેવી ઈચ્છા કરે.

(૬) મુરીદ પોતાની કોઈ હાલત શૈખથી છુપાવે નહી. જે ફૈઝ (ખુદાની કૃપા) ખુદા તઆલા તરફથી તેની ઉપર જાહેર જાય છે, તે પોતાના શૈખ સમક્ષ રજૂ કરી દે. અને જે ખરાબ કુટેવો જાહેરી અથવા દિલના અંદરની હોય તે પણ જાહેર કરી તેનો ઈલાજ કરાવી લે. (અવારિફુલ મઆરિફ માંથી ટૂંકસાર સાથે)

હઝરત થાનવી(રહ.) એ પણ મુરીદ માટે અમુક આદાબો નું વર્ણન

કર્યું છે તે આદાબોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) જયારે પોતાના શૈખની સેવામાં જાય તો મિસ્વાક કરી, સ્વચ્છ કપડા પહેરીને જાય.

(૨) જયારે પોતાના શૈખથી કોઈ વાત કરે તો વગર જરૂરતે લાંબી વાત ન કરે. પરંતુ ટુંકી વાત કરે, અને સાફ સાફ અને સ્પષ્ટ વાત કરે.

(૩) પોતાના શૈખની મજલિસમાં પોતાનું સંપૂર્ણ ધ્યાન શૈખ તરફ કેન્દ્રીત કરી દે.

(૪) શૈખની સામે કોઈ બીજા માણસથી સખત જરૂરત વગર વાત ન કરે.

(૫) શૈખથી વધારે પડતા પ્રશ્નો ન કરે. સમય વિના ન તેની પાસે જાય અને ન વાત કરે. (ઘણા લોકો આ ભૂલ કરતા હોય છે, તેઓ કોઈ પણ સમયમાં બુઝુર્ગો પાસે ચાલ્યા જાય છે અને તેઓના મામૂલાતમાં ખલેલ નાંખે છે. કોઈ પણ બુઝુર્ગ પાસે જવા પહેલા તે જાણ કરી લેવી જોઈએ કે તેઓનો લોકોથી મળવાનો સમય કયારે છે? આ જાણી લીધા પછી સમય અને પરવાનગી લઈને જ જવુ જોઈએ.)

(૬) શૈખ થી કોઈ પ્રશ્ન કરે અને શૈખ ઉત્તર ન આપે તો સમજે હુ તે ઉત્તર પામવાનો લાયક ન હતો એટલા માટે શૈખે ઉત્તર ન આપ્યો.

(૭) કોઈ મહત્વનું સપનું આવ્યુ હોય, તો શૈખની સમક્ષ રજૂ કરી શકે છે. પરંતુ તેઓ જ તાબીર આપે એવો આગ્રહ ન રાખે.

(૮) જયારે શૈખ કોઈ કામ માં હોય અથવા કોઈ તકલીફ (આઘાત)માં હોય અથવા ખાવા પીવાની તૈયારીમાં અથવા સુવાનો તકાદો હોય અથવા થાક હોય એવા સમયે ન મળે. (ફુરૂઉલ ઈમાન વિવરણ તથા ટુંકસાર સાથે)

(૯) ઘણા લોકો રમઝાન માસમાં ખાનકાહમાં આવે છે અને તેઓ શૈખથી વાતચીત, મુલાકાત કરવાના ઈચ્છુક હોય છે અને જયાં મોકો મળે છે ત્યા મુલાકાત કરવા દોડી પડે છે. આ અદબ વિરુધ્ધ કાર્ય છે. જો શૈખ મુલાકાત અને વાત ચીત માટે સમય ફાળવે તો તે સમયમાં વાતચીત અથવા મુલાકાત કરવી જોઈએ, નહી તો તેમના રમઝાન માસના મામૂલાતમાં ખલેલ નાંખવો જોઈએ નહી અને તેઓની સોહબતમાં રહેવાને જ મુલ્યવાન સમજવુ જોઈએ.

સારાંશ આ છે કે એટલી વાતનું ધ્યાન રાખે કે પોતાની કોઈ વાત અથવા કાર્યથી પોતાના શૈખને કોઈ તકલીફ ન પહોંચે અને શૈખના દિલમાં અપ્રસન્નતા (તકદ્દુર) જન્મ ન લે. દરેક સમયે પોતાના શૈખની રાહત, શૈખની રૂચિ (મિજાજ) નો ખ્યાલ રાખે અને શૈખની સંપૂર્ણ ઈતાઅત (આજ્ઞા પાલન) કરે.

# દિલ ની ખરાબ આદતો

જેમ કે પહેલા વર્ણન કરવામાં આવ્યું, કે જાહેરી કાર્યોની જેમ દિલના અમુક કાર્યો સારા છે, જેને પ્રાપ્ત કરવાનો આદેશ આપવામાં આવ્યો છે અને દિલના અમુક કાર્યો ખરાબ છે. જે ખરાબ કાર્યો ના લીધે માણસ દુનિયા-આખિરતમાં નિષ્ફળ થઈ જાય છે. તે કાર્યો થી પોતાના દિલને સાફ અને શુધ્ધ કરવુ જરૂરી છે. તે કાર્યો કયા કયા છે? અને કુર્આન-હદીષમાં તે કાર્યો વિશે શું માહિતી આપવામાં આવી છે. હવે તેનું વર્ણન કરવામાં આવે છે.

## (૧) ઘમંડ

ઈસ્લામનો સ્વીકાર કરી લીધા પછી એટલે કુફ્ર અને શિર્કથી તોબા કરી લીધા પછી સૌથી મોટો પાપ (જે દિલથી સંબંધ રાખે છે) ઘમંડ છે, એટલે પોતાને સર્વશ્રેષ્ઠ સમજવુ અને બીજાઓને તૃચ્છ સમજવું. દિલના જેટલા રોગો છે, તેમા સૌથી ભયાનક અને ખતરનાક આ જ રોગ છે. જો આ રોગથી મુક્તિ મળી જાય તો બીજા રોગો આપો આપ દૂર થઈ જાય છે. જેવી રીતે ઉજબ (પોતાની જાતને સર્વશ્રેષ્ઠ સમજવું અને બીજાઓને તૃચ્છ ન સમજવું) આ રોગ પણ ઘમંડથી જન્મ લે છે કે માણસ પોતાની નિપૂણતાને અલ્લાહ તઆલાનો ઉપકાર (એહસાન) સમજવાની જગ્યાએ પોતાની નિપુણતા સમજે છે. પ્રદર્શનકારી(રિયાકારી) પણ માણસ એટલા માટે જ કરે છે કે તે માણસ લોકોની નજરોમાં સર્વ શ્રેષ્ઠ બનવા માંગે છે. પ્રતિષ્ઠાની ઈચ્છા (હુબ્બે જાહ) પણ માણસમાં ઘમંડને લીધે જન્મે છે કે માણસ લોકોની સમક્ષ પોતાની ખૂબીઓનું વર્ણન કરી, લોકોને પોતાના શ્રધ્ધાળુ બનાવવા માંગે છે અને લોકોથી પોતાના સન્માનની ઈચ્છા કરે છે. માલનો પ્રેમ પણ ઘમંડના લીધે જન્મ લે છે કે માણસ માલ વડે પોતાની સર્વ શ્રેષ્ઠતા લોકોના દિલોમાં ઉત્પન્ન કરવા માંગે છે. એવી જ રીતે વધારે પડતો ક્રોધ પણ ઘમંડના લીધે જન્મ લે

છે. જો પોતાની જાતને નાની સમજતો તો કોઈની ઉપર ક્રોધ કેમ કરતો? માણસ ક્રોધિત થઈ જો સક્ષમ હોય છે તો બદલો લઈ લે છે અને જો બદલો લેવાની ક્ષમતા હોતી નથી, તો પછી તેના દિલમાં શત્રુતા અને વેર જન્મ લે છે અને પછી ઈર્ષા(હસદ) જન્મ લે છે. એવી જ રીતે લાલસા, જૂઠ, કંજૂસી, ગીબત વગેરે મોટા મોટા ગુનાહો પણ ઘમંડથી જ જન્મે છે.

ઉપરની વાતોથી સ્પષ્ટ થયું કે ઘમંડ તે દિલોના બધાજ રોગોનું મૂળ છે. ઘમંડથી મુક્તિ પ્રાપ્ત થઈ જાય તો બીજા બધા રોગો આપો આપ દૂર થઈ જાય છે. આજ કારણે કુર્આન અને હદીષમાં આ પાપની ખૂબજ નિંદા કરવામાં આવી છે. અત્રે અમુક આયતો અને હદીષોનું વર્ણન કરવામાં આવે છે.

**આયત-૧ :-** હું એવા લોકોને પોતાના આદેશો (સમજવા અને અનુસરવા)થી દૂર જ રાખું છું. જેઓ દુનિયામાં અયોગ્ય ઘમંડ કરે છે. (પારા નં. ૯ - રૂકુઅ નં. ૭- આયત નં. ૧૪૬)

આયતનો અર્થ આ છે કે ઘમંડ એટલી ખરાબ આદત છે કે જે માણસમાં આ આદત હોય છે તો અલ્લાહ તઆલા તેની અક્કલ અને સમજવાની લાયકાત ઝુંટવી લે છે. પછી તે માણસ અલ્લાહ તઆલાના આદેશોને ન સમજી શકે છે અને ન તો તેની ઉપર અમલ કરી શકે છે અને જયારે તે અલ્લાહ તઆલાના આદેશોને ન સમજી શકે છે અને ન તેની ઉપર અમલ કરી શકે છે, તો તે માણસ દુનિયા-આખિરતમાં નિષ્ફળ થઈ જાય છે. આ વાતથી સ્પષ્ટ થયું કે દુનિયા-આખિરતમાં માણસને ઘમંડના લીધે નિષ્ફળતા સાંપડે છે.

**આયત-૨ :-** અને આવી જ રીતે અલ્લાહ તઆલા દરેક અભિમાન કરનાર અને ઘમંડ કરનારના દિલ પર મોહર મારી દે છે. (પારા નં.૨૪, રૂકુઅ નં. ૯, આયત નં. ૩૫)

અર્થાત અલ્લાહ તઆલા ઘમંડીના દિલ પર મોહર લગાવી દે છે. જેના લીધે તેના દિલમાં ઈમાનનો પ્રકાશ (નૂર) પ્રવેશી શકતો નથી અને પછી સદ્કાર્યો અને ખરાબ કાર્યો વચ્ચેનો તે તફાવત કરી શકતો નથી અને પરિણામ સ્વરૂપે તે સદ્કાર્યોથી દૂર થઈ જાય છે અને ખરાબ કાર્યો કરવા લાગે છે. આ વાતથી સ્પષ્ટ થયુ કે ઘમંડ કેટલી ખરાબ ટેવ છે.

**આયત ૩:–** તે (એટલે અલ્લાહ તઆલા) એ લોકોને કદાપિ પસંદ કરતો નથી જેઓ ઘમંડ કરે છે. (પારા નં. ૧૪, રૂકુઅ નં. ૯, આયત નં.૨૩)

આ આયતમાં કેટલી સખત વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે અલ્લાહ તઆલા ઘમંડી લોકોથી પ્રેમ કરતો નથી અને તેઓને અલ્લાહ તઆલા પસંદ કરતો નથી. જયારે અલ્લાહ તઆલા તેઓને પસંદ જ નથી કરતો તો તેઓ દુનિયા–આખેરતમાં કેવી રીતે સફળતા પ્રાપ્ત કરી શકશે???

હવે અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

**હદીષ ૧:–** હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ(રદી.)થી રિવાયત છે કે આપ(સ.અ.વ)એ ઈરશાદ ફરમાવ્યો, કે કોઈ એવો માણસ (હંમેશા માટે) દોઝખમાં જઈ શકશે નહી, જેના દિલમાં રજકણ બરાબર પણ ઈમાન હશે. અને કોઈ એવો માણસ જન્નતમાં પ્રવેશી શકશે નહી, જેના દિલમાં એક રજકણ બરાબર પણ ઘમંડ હશે. (મુસ્લિમ શરીફ)

હદીષ શરીફનો અર્થ આ છે કે જે માણસનું મૃત્યુ આ હાલતમાં થયું કે તેના દિલમાં થોડોક પણ ઘમંડ હશે તો તે માણસ ને ત્યાર સુધી જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે નહી, જયાં સુધી કે આ પાપની સજા જહન્નમ દ્રારા આપી તેને પવિત્ર ન કરી દેવામાં આવે. હા, જો અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી વગર સજાએ ક્ષમા આપી દીધી તો બીજી વાત છે!

**હદીષ–૨:–** હઝરત અબુ હુરૈરા(રદી.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ) એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે શ્રેષ્ઠતા, મહત્તા, મહાનપણુ તો મારી ચાદર છે અને પ્રતિષ્ઠા મારી ઈઝાર છે, જે કોઈ માણસ આ બન્ને વસ્તુઓ માંથી કોઈ એક વસ્તુ વિશે પણ મારાથી લડશે (અર્થાત પોતાની જાત માટે સાબિત કરશે) હું તેને દોઝખમાં ધકેલી દઈશ અને એક રિવાયત માં છે કે હું તેને દોઝખમાં ફેંકી દઈશ. (મુસ્લિમ શરીફ)

આ હદીષનો અર્થ છે કે શ્રેષ્ઠતા અને મહાનપણુ આ બન્ને વિશેષતાઓ ફકત અને ફકત અલ્લાહ તઆલા માટે જ યોગ્ય છે. જે માણસ આ બન્ને વિશેષતાઓને પોતાના માટે સાબિત કરશે તો અલ્લાહ તઆલા તેને દોઝખમાં ફેંકી દેશે. કેટલી સખ્ત વઈદ છે? ઘમંડી માણસ માટે!!!

**હદીષ-૩:-** હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ(રદી.) થી રિવાયત છે કે આપ(સ.અ.વ) એ ઈરશાદ ફરમાવ્યો કે ઘમંડી લોકોને કયામતના દિવસે નાની નાની કિડીઓની શકલમાં ભેગા કરવામાં આવશે (અર્થાત કદ તો તેઓનું નાનુ હશે પરંતુ શકલ માનવો જેવી હશે) અને દરેક બાજુથી તેઓને બદ્નામી ઘેરી વળશે (અર્થાત તેઓને રૂસ્વા કરવામાં આવશે) અને પછી તેઓને જહન્નમના એક કેદખાનામાં જેનું નામ ''બોલસ'' છે, ધકેલી દેવામાં આવશે અને ત્યાં પુષ્કળ પ્રમાણમાં આગ તેઓ પર છવાઈ જશે (જેવી રીતે કોઈ પાણીમાં ડુબનાર માણસ ઉપર ચારેય બાજુ પાણી છવાઈ જાય છે. એવી જ રીતે તેઓ પર આગ છવાઈ જશે) અને પછી તેઓને દોઝખીઓનું પીપ અને લોહી પીવા માટે આપવામાં આવશે જેને ''તીનતુલ ખબાલ'' કહેવામાં આવે છે. (તિર્મીઝી)

આ હદીષનો અર્થ આ છે કે ઘમંડી લોકો દુનિયામાં ઘમંડથી પોતાને જેટલા ઉંચા રાખતા હતા, કયામતના દિવસે અલ્લાહ તઆલા તેઓને એટલા જ રૂસ્વા કરશે અને જેવી રીતે કિડીઓને પગોથી કચડી નાંખવામાં આવે છે એવી રીતે કયામતના દિવસે તેઓ લોકોના પગોથી કચડાશે આ રીતે તેઓ ને રૂસ્વા(બદનામ) કરવામાં આવશે. અને છેલ્લે તેઓને જહન્નમ ના એક વિશેષ ભાગમાં ધકેલી દેવામાં આવશે, જયાં પુષ્કળ પ્રમાણમાં આગ હશે અને પછી તેઓને દોઝખીઓનું ખૂન અને પીપ પીવા માટે આપવામાં આવશે. વિચાર કરીએ કેટલો સખત અઝાબ હશે??? અલ્લાહ તઆલા ઘમંડથી આપણી હિફાઝત અને રક્ષા ફરમાવે.

## ઘમંડથી થતા નુકસાનો

(૧) અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે ઘમંડી લોકો માટે ખૂબજ ખરાબ ઠેકાણું (જહન્નમ) છે. ઘમંડના લીધે જ શૈતાન બરબાદ થઈ ગયો. એવી જ રીતે ઘમંડી માણસ પણ દુનિયા-આખિરતમાં બરબાદ થઈ જાય છે.

(૨) ઘમંડ કરવાથી અલ્લાહ તઆલા પોતાની નેઅમતો ઝુંટવી લે છે. (અલ્લાહ તઆલા હિફાઝત ફરમાવે)

(૩) ઘમંડી કયારેય સારી સલાહને સાંભળતો નથી, સલાહ ને ખરાબ સમજે

છે અને સલાહ આપનારનો દુશ્મન થઈ જાય છે.

ઈમામ ગઝાલી(રહ.) મિન્હાજુલ આબિદીનમાં લખે છે, ઘમંડ એક એવી આપત્તિ છે કે જે સદ્‌કાર્યોને સંપૂર્ણ ખતમ કરી નાંખે છે. શું તમે અલ્લાહ તઆલાની આ વાત નથી સાંભળી કે ‘‘શૈતાને વાત ન માની અને ઘમંડ કર્યો અને કાફિરોમાંથી થઈ ગયો.’’ સદ્‌કાર્યોને નુકસાન પહોચાડનાર આપત્તિઓ માંથી કોઈ એવી આપત્તિ નથી, જે ઘમંડની જેમ સદ્‌કાર્યોને નુકસાન પહોંચાડતી હોય. જયારે આ ઘમંડની બીમારી વધે છે, તો તેનો ઈલાજ કરવો મુશ્કેલ થઈ જાય છે. અને પછી તેનાથી ઘણી બધી બીમારીઓ જન્મ લે છે અને ચાર ખરાબીઓ તો જરૂર જન્મ લે છે.

(૧) એવો માણસ હક (પ્રમાણિકતા)થી વંચિત થઈ જાય છે અને દિલ અલ્લાહ તઆલાની મઅરિફત(પહેચાન)થી આંધળુ થઈ જાય છે અને અલ્લાહ તઆલાના આદેશો સમજવાની લાયકાત ખતમ થઈ જાય છે.

(૨) ઘમંડી માણસ પર લગાતાર અલ્લાહ તઆલાનો ક્રોધ વરસતો રહે છે. રિવાયતમાં છે કે હઝરત મુસા(અલૈ)એ અલ્લાહ તઆલાથી પ્રશ્ન કર્યો કે એ અલ્લાહ! તુ સૌથી વધારે કોનાથી ક્રોધીત રહે છે? તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યુ જેના દિલમાં ઘમંડ હોય, જેની આંખોમાં શરમ ન હોય, જેના હાથ કંજૂસ હોય અને જે દુર્વ્યવહારી(બદ્‌અખ્લાક) હોય, તેની ઉપર હું સૌથી વધારે ક્રોધિત રહું છું.

(૩) ઘમંડ કરવાની ત્રીજી ખરાબી આ છે કે માણસ દુનિયા-આખેરતમાં રૂસ્વા થઈ જાય છે. રિવાયતમાં છે કે ઘમંડીને અલ્લાહ તઆલા અવશ્ય રૂસ્વા અને બદનામ કરે છે.

(૪) ઘમંડ કરનાર માટે આ સૌથી મોટી આપત્તિ અને મુસીબત આ છે કે તે જહન્નમની આગમાં સળગશે.

ઉપરોકત વાતોથી સ્પષ્ટ થયુ કે ઘમંડ કેટલો સખત દિલનો રોગ છે. ઘમંડથી પોતાના દિલને શુધ્ધ ન કરવાને કારણે માણસનું દુનિયા-આખિરતમાં કેટલુ સખત નુકસાન થશે. હવે ઘમંડથી બચવા તથા દિલમાં હોય તો તેના શુદ્ધિકરણના ઉપાયોનું વર્ણન કરવામાં આવે છે.

# ઘમંડથી બચવાના ઉપાય

માણસમાં ઘમંડ કોઈ ન કોઈ નેઅમતના લીધે હોય છે. જેવી રીતે કોઈની પાસે જ્ઞાન(ઈલ્મ) છે, તો અજ્ઞાની લોકોથી પોતાની જાતને શ્રેષ્ઠ સમજે છે. કોઈની પાસે માલ હોય છે, તો તે ગરીબ લોકો પર ઘમંડ કરે છે. કોઈ ઉંચા કુટુંબનો હોય છે તો પોતાના કુટુંબથી નીચા કુટુંબવાળાઓને તૃચ્છ સમજે છે, કોઈ સૌંદર્યવાન હોય છે તો તે બદ્શકલ લોકોને તુચ્છ સમજે છે. આ કારણોને લીધે ઘમંડ હોય તો નિમ્નલિખિત વાતોને વિચારે.

(૧) જો કોઈ ગુણ મારામાં છે તો આ ગુણ મેં મારી મેહનતથી પ્રાપ્ત કર્યો નથી પરંતુ આ તો અલ્લાહ તઆલાએ કેવળ પોતાની મહેરબાની થી અર્પણ કર્યો છે. અર્પણ થયા પછી પણ આ ગુણ મારા કાબૂમાં નથી. અલ્લાહ તઆલા જયારે ઈચ્છે ત્યારે ઝુંટવી શકે છે. પછી ઘમંડ કેમ કરૂં?

(૨) જો સામેવાળા માણસ (જેને તે તુચ્છ સમજે છે)માં ગુણ અત્યારે નથી, પરંતુ શક્ય છે કે અલ્લાહ તઆલા તેને આ ગુણ મારાથી પણ વધારે પ્રમાણમાં આપી દે.

(૩) અને જો તે ગુણ મળવો તેને અસંભવ હોય તો બની શકે છે, તેમા એવો કોઈ ગુણ હોય (જે મારી સમક્ષ નથી) જેના લીધે તે અલ્લાહ તઆલાની નજરમાં મારાથી પણ શ્રેષ્ઠ હોય. જયારે તે મારાથી પણ વધારે અલ્લાહ તઆલાની નજરમાં શ્રેષ્ઠ છે તો પછી હું તેની ઉપર ઘમંડ કેમ કરૂં?

(૪) અને જો સંજોગોવસાત્ આ બધી જ વસ્તુઓમાં તેનાથી શ્રેષ્ઠ છેતો આમ વિચારે કે જે માણસ નિપૂણ હોય તેના શિરે છે કે આ અપૂર્ણતાને દૂર કરવાનો પ્રયાસ કરે અને નિપૂણતા પ્રાપ્ત કરવામાં તેની મદદ કરે. જેવી રીતે ડોકટરની જવાબદારી છે કે તે દર્દીને તંદુરસ્ત કરવા દર્દીની મદદ કરે, માલદાર પર જરૂરી છે કે તે ગરીબની મદદ કરે. આ રીતે આ શ્રેષ્ઠ માણસ વિચારે જેનાથી સામેવાળા પ્રત્યે તેના દિલમાં કૃપા અને દયા ઉત્પન્ન થશે. જેથી ઘમંડ દૂર થઈ જશે. અને આ શ્રેષ્ઠ માણસ નિપૂણતા પ્રાપ્ત કરવામાં શકય હોય તેટલી તેની સહાય કરે અને જો શકય ન હોય તો કમ સે કમ તેના માટે દુઆ તો અવશ્ય કરે. અને આ કાયદો છે કે જે માણસ નિપુણતા પ્રાપ્ત કરવામાં જેની સહાયતા કરે છે અથવા નિપૂણતા ની દુઆ કરે છે તો તેનાથી પ્રેમ થઈ જાય છે, તેના વિશે

દિલમાં જે તુચ્છતા છે તે આપોઆપ નિકળી જાય છે.

(૫) પોતાના ક્ષતિઓનો વિચાર કરે અને એમ સમજે કે મને મારી ખરાબીઓનું જ્ઞાન તો હકીકતમાં છે. જયારે સામેવાળાની ખરાબીઓનું જ્ઞાન મને કાલ્પનિક રીતે છે અને જે વાસ્તવમાં ક્ષતિવાળો હોય તે કાલ્પનિક ક્ષતિવાળોથી ખરાબ છે, એટલે હું સૌથી ખરાબ છું, પછી ઘમંડ કેમ કરૂં?

(૬) અવાર નવાર બુઝુર્ગોની સોહબતમાં હાજરી આપતો રહે અને પોતાના શૈખ સમક્ષ પોતાની આ બીમારીનો ઉલ્લેખ કરે અને તેઓ જે ઈલાજ આપે તેને પાબંદી સાથે અપનાવે.

## (૨) હુબ્બે જાહ (પ્રતિષ્ઠાની ઈચ્છા)

હુબ્બે જાહ(પ્રતિષ્ઠાની ઈચ્છા)નો અર્થ આ થાય છે કે માણસ આ ઈચ્છા કરે કે લોકોના દિલોમાં મારા માટે માન હોય, લોકોના દિલોને હું પોતાના તાબા હેઠળ કરી તેઓનો અલગ અલગ રીતે પોતાના સ્વાર્થોને પૂર્ણ કરવામાં ઉપયોગ કરૂં અને આ ઈચ્છા કરે કે લોકો મારા વખાણ કરે, લોકો મારો આદર કરે, લોકો મારી મુલાકાતને દુનિયા-અખિરતમાં સફળતા પ્રાપ્ત કરવા લાભદાયી સમજે, લોકો મારી દુઆઓથી ફાયદો ઉઠાવે, મારી સલાહો મુજબ લોકો વર્તે, લોકો મારી સેવા કરે, લોકો મને સલામ કરે, મોટી મોટી સભાઓમાં મને સ્ટેજ પર બેસાડવામાં આવે. ખરીદ-વેચાણ અને બીજા લેવડ-દેવડના કાર્યોમાં લોકો મારી સાથે નરમ અને દયાભર્યો વ્યવહાર કરે. ખાવા-પીવા વગેરેમાં મને આગળ કરે અને મારાથી શરૂઆત કરે, લોકો મારી સમક્ષ માથુ નમાવીને ઉભા રહે, સત્કાર અને નરમી સાથે રહે, મારી સમક્ષ કોઈ કશુ બોલે નહી અને દરેક જગ્યાએ મારો આદર કરવામાં આવે. આ બધાજ કાર્યો અથવા આમાંથી કોઈ એક કાર્યની ઈચ્છા હુબ્બે જાહ (પ્રતિષ્ઠાની ઈચ્છા) કહેવાય છે.

હુબ્બેજાહની કુર્આન અને અહાદીષમાં ખૂબજ નિંદા કરવામાં આવી છે. અત્રે અમુક આયતો અને અમુક હદીષોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત-૧:** જો કોઈ માત્ર દુનિયાની જિંદગી (નો લાભ) અને તેની શોભા ચાહે છે તો અમે તેઓના કાર્યોનો બદલો દુનિયામાં જ આપી દઈશું અને તેઓને તેમાં કંઈ ઓછુ આપવામાં આવશે નહી, એ લોકો જ એવા છે જેઓને માટે

આખિરતમાં આગ સિવાય કંઈ નથી અને તેઓએ દુનિયામાં જે કંઈ કર્યું હતુ તે આખિરતમાં વ્યર્થ સાબિત થશે અને જે કંઈ કરી રહ્યા છે તે ખરેખર નકામુ જ છે. (પારા : ૧૨, રૂકુઅ નં. ૨, આયત :૧૪,૧૫)

અર્થાત જે કોઈ માણસ પોતાના નેક કાર્યોથી અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા સિવાય બીજી કોઈ નિષ્ઠા રાખતો હોય જેમ કે ઈજ્જત, પ્રસિધ્ધિ (નેકનામી), ખ્યાતિ, ધન-દૌલત વિગેરે તો તેનો બદલો તેને દુનિયામાંજ સંપૂર્ણ આપી દેવામાં આવે છે. તેમાં કંઈ ઓછુ આપવામાં આવતુ નથી. પરંતુ તેવા લોકોને આખિરતમાં કંઈ મળશે નહી. આ રીતે તેઓ આખિરતમાં નિષ્ફળ થઈ જશે. કેટલી સખ્ત વઈદ છે તે લોકો માટે જે પ્રતિષ્ઠાના ઈચ્છુક હોય છે.!!!

## અહાદીષ

(૧) અલ્લાહના રસુલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું માલ અને પ્રતિષ્ઠાની ઈચ્છા દિલોમાં એવી રીતે વેર (દુશ્મની અને નિફાક) ઉત્પન્ન કરે છે, જેવી રીતે પાણી ખેતીને ઉગાડે છે.

અર્થાત માલથી પ્રેમ અને પ્રતિષ્ઠાની ઈચ્છા ના કારણે માણસના દિલમાં નિફાક, વેર અને દુશ્મની ઉદ્‌ભવે છે અને આ નિફાક અને વેર એક ખતરનાક બીમારી છે જેના વિશે કુર્આન અને અહાદીષમાં સખત વઈદોનું વર્ણન કરવામાં આવ્યું છે. કુર્આનમાં નિફાક વિશે વર્ણન કરવામાં આવ્યુ છે કે નિફાક રાખનાર વ્યક્તિઓ જહન્નમના સૌથી નીચેના દર્જામાં હશે.

(૨) હઝરત કઅબ બિન માલિક(રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે બે ભુખ્યા વરૂઓ જેઓને બકરીઓના ટોળામાં છોડી દેવામાં આવે તો તે વરૂઓ બકરીઓને એટલુ નુકસાન નથી પહોંચાડતા જેટલુ નુકસાન માણસના ધર્મને લાલસા અને પ્રતિષ્ઠાની ઈચ્છા પહોંચાડે છે. (તિર્મીઝી)

અર્થાત જો બે વરૂઓને બકરીઓના ટોળામાં છોડી દેવામાં આવે તો તેઓ પણ (બકરીઓથી પોતાની શત્રુતા હોવા છતાં) બકરીઓને એટલુ નુકસાન નથી પહોંચાડતા, જેટલુ નુકસાન માણસ ના ધર્મને માલની મોહબ્બત અને પ્રતિષ્ઠાની ઈચ્છા પહોંચાડે છે. મતલબ આ બન્ને

બીમારીઓથી માણસના દીન અને સદ્‌કાર્યોને ઘણુ નુકસાન પહોંચે છે અને આ બન્ને બીમારીઓ માણસના સદ્‌કાર્યોને નકામા કરી નાંખે છે.

## હુબ્બેજાહ (પ્રતિષ્ઠાની ઈચ્છા)થી થતા નુકસાનો

યાદ રાખવુ જોઈએ કે જે માણસના દિલમાં પ્રતિષ્ઠા મેળવવાની ઈચ્છા હોય છે, તેની બધીજ તાકત અને મહેનત નામના પ્રાપ્ત કરવા પર લાગી જાય છે અને લોકોના દિલોમાં તેનું થોડુક માન જન્મે છે તો તે વધારેની લાલસા કરે છે. પ્રતિષ્ઠા ના ઈચ્છુક નો હેતુ આ હોય છે કે વિવિધ પ્રકારથી તે લોકોના દિલોને શિકાર કરે. આ હેતુને પ્રાપ્ત કરવા માટે તે પ્રદર્શનકારી (રિયાકારી) અને નિફાક કરવા લાગે છે. આ રીતે તે પોતાના દીન અને સદ્‌કાર્યોને બરબાદ કરે છે.

જે હુબ્બેજાહથી નુકસાન થાય છે તે એ છે, જેને માણસ પ્રાપ્ત કરવાના પ્રયાસો કરે અને ઈચ્છા રાખે. (જો ઈચ્છા રાખ્યા વગર લોકોના દિલોમાં કોઈ માણસનું માન વધે અને લોકોના દિલોમાં તેની ઈજ્જત જન્મ લે તો તે કોઈ ખરાબ વસ્તુ નથી.) હુબ્બેજાહથી દીન અને દુનિયા બન્નેનું નુકસાન થાય છે. દીનનું નુકસાન તો આ રીતે થાય છે કે જયારે પ્રતિષ્ઠાનો ઈચ્છુક માણસ જુએ કે દુનિયા મારી ઉપર ન્યોછાવર છે અને લોકો મારી ખુબજ ઈજ્જત કરે છે તો તેના દિલમાં ઘમંડ જન્મ લે છે અને ઘમંડથી ઘણી બધી બીમારીઓ ઉત્પન્ન થાય છે, આ રીતે માણસ બરબાદ થઈ જાય છે. આ દીનનું નુકસાન થયુ અને દુનિયાનું નુકસાન આ રીતે થાય છે કે જે માણસ પ્રખ્યાત થઈ જાય છે અને લોકોના દિલોમાં તેની પ્રતિષ્ઠા બેસી જાય છે, તો એવા માણસ પર ઘણા લોકો ઈર્ષા કરવા લાગે છે અને ઈર્ષાળુ લોકો વિવિધ રીતે તેને પરેશાન કરતા રહે છે. આ રીતે દુનિયામાં પણ તેને સંતોષ અને આરામ પ્રાપ્ત થતો નથી. આ રીતે તેની દુનિયા પણ બરબાદ થઈ જાય છે અને આખિરત પણ બરબાદ થઈ જાય છે.

હા! જયારે કોઈ માણસને સદ્‌કાર્યોના લીધે લોકોમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ જાય અને તેના દિલમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની ઈચ્છા ન હોય અને તેના માટે તે પ્રયાસો પણ ન કરતો હોય તો આ પ્રતિષ્ઠા એક નેઅમત છે, જે ખુદા તરફથી અર્પણ કરવામાં આવે છે. આ પ્રતિષ્ઠામાં દુનિયા અને આખિરતના

નુકસાનોથી તેની રક્ષા કરી લેવામાં આવે છે.

સારાંશ આ છે કે હુબ્બેજાહ એક ખૂબજ ખતરનાક બીમારી છે. જેને દૂર ન કરવાથી માણસની દુનિયા પણ બરબાદ થઈ જાય છે અને આખિરત પણ બરબાદ થઈ જાય છે. આ બીમારીને દૂર કરવા માટે અલ્લાહવાળાઓની સોહબત ખૂબજ જરૂરી છે. તેઓની સોહબતથી ધીરે ધીરે આ બીમારી દૂર થઈ જાય છે. એવી જ રીતે કોઈ એક અલ્લાહવાળાથી સંબંધ જોડી, તેમની સમક્ષ પોતાની આ બીમારીનું વર્ણન કરવામાં આવે અને તેઓ જે ઈલાજ બતાવે તે પ્રમાણે ચાલવુ જોઈએ. આ રીતે પણ આ બીમારીથી છુટકારો પ્રાપ્ત થઈ જાય છે. અલ્લાહ તઆલા આ બીમારીથી આપણની સૌની હિફાઝત ફરમાવે.

## (૩) દુનિયાની મોહબ્બત

દિલના રોગો માંથી એક રોગ દિલમાં દુનિયાની મુહબ્બત નું સમાઈ જવું છે અને આ દુનિયાની મોહબ્બત બધા જ રોગોનું મુળ છે. દુનિયા એટલે દુનિયાનો તે સામાન અને ધન દોલત જે માણસને અલ્લાહ તઆલાની ઈતાઅત(આજ્ઞા પાલન)અને ફરમા બરદારીથી બેખબર(ગાફિલ) કરી દે. જો માણસ પાસે ધન-દોલત હોય, પરંતુ તે અલ્લાહ તઆલાના આદેશોને અનુસરતો હોય તો તે માણસ દુનિયાદાર લેખાશે નહી અને જે માણસ પાસે વધારે ધન-દોલત ન હોય, પરંતુ માલની લાલસા અને માલની મુહબ્બતમાં એટલે હદ સુધી ડુબેલો હોય કે તે અલ્લાહ તઆલાના આદેશોથી બેખબર થઈ ગયો હોય તો તે માણસ દુનિયાદાર લેખાશે અને કહેવાશે કે આ માણસ દુનિયાની મુહબ્બતનો રોગી છે.

દુનિયા અલ્લાહ તઆલાની દુશ્મન છે, અલ્લાહ તઆલાના દોસ્તો (અવલિયા)ની દુશ્મન છે. અલ્લાહ તઆલાની તો એટલા માટે દુશ્મન છે કે તે અલ્લાહ તઆલા બંદાઓને સીધા રસ્તા ઉપર ચાલવા દેતી નથી. અને તે અલ્લાહ તઆલાના બંદાઓને અલ્લાહ તઆલાના આદેશો પર અમલ કરવાથી ગાફેલ કરી દે છે. આ જ કારણે જયારથી અલ્લાહ તઆલાએ દુનિયાને બનાવી છે, ત્યાર થી લઈ અત્યાર સુધી તેની તરફ નજર ઉઠાવીને જોયુ પણ નથી. અલ્લાહ તઆલાના મિત્રોની એટલા માટે દુશ્મન છે કે દુનિયા તેઓની સમક્ષ

શોભા, સુંદરતા અને સજાવટ કરીને આવે છે. અને તેઓને પોતાની શોભા અને શણગાર વડે પોતાની તરફ આકર્ષિત કરે છે. કે તેઓ તેની જાળમાં ફસાઈ જાય, દુનિયાના ધોકાથી બચવા માટે અલ્લાહ તઆલાના મિત્રોને ઘણાં પ્રયાસો કરવા પડે છે. એટલા માટે દુનિયા અલ્લાહ તઆલાના મિત્રોની દુશ્મન છે. અલ્લાહ તઆલાના દુશ્મનોની દુનિયા એટલા માટે દુશ્મન છે કે આ દુનિયાએ તેઓને પોતાની જાળમાં ફસાવી દીધા છે. અને તેઓને પોતાની શોભા-શણગાર અને સુંદરતા બતાવી અલ્લાહ તઆલા અને તેના આદેશોથી બેખબર કરી દીધા છે. અને તેઓને ધિક્કારપાત્ર બનાવી દીધા છે. જો તેઓ દુનિયામાં રૂસ્વાઈથી બચી પણ ગયા તો આખિરતમાં તો રૂસ્વાઈથી છુટકારો પ્રાપ્ત નહી કરી શકે અને તેઓ સફળતા પ્રાપ્ત કરી શકશે નહી.

## દુનિયાની ખરાબી

કુર્આને મજીદમાં ઘણી જગ્યાએ દુનિયાની નિંદા કરવામાં આવી છે અને તેની ખરાબીઓનું વર્ણન કરવામાં આવ્યુ છે અને દુનિયાની અસ્થિરતા તથા નાશવંત હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બીજી તરફ આખિરતના જીવનના વખાણ કરવામાં આવ્યા છે અને આખિરતના જીવનથી સ્થિરતા તથા ટકાઉ હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એવી જ રીતે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની હદીષોમાં પણ દુનિયાની વિવિધ પ્રકારથી નિંદા કરવામાં આવી છે. અત્રે અમુક કુર્આને મજીદની આયતો અને અહાદીષનો આ સંદર્ભમાં ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત-૧:** એ મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)તમે ફરમાવી દો કે દુનિયાની પૂંજી ઘણીજ થોડી છે અને અલ્લાહ તઆલાની વિરુધ્ધતા (નાફરમાની)થી બચનાર માટે આખિરત(ની નેઅમતો દરેક રીતે) શ્રેષ્ઠ છે. (પારા:૫ - રૂકુઅ:૮ - આયત:૭૭)

અર્થાત આ દુનિયા માંથી કોઈને કેટલુંય વધારે કેમ ન મળી જાય, પરંતુ તે આખિરતની નેઅમતોના મુકાબલામાં ઘણુંજ થોડુ છે અને તે બધુ જ નષ્ટ થઈ જવાનું છે કાંતો દુનિયા માણસ પાસેથી ઝુંટવી લેવામાં આવે છે, કાંતો માણસ દુનિયા છોડીને ચાલ્યો જાય છે. આ દુનિયાની વાસ્તવિકતા છે.

માટે દુનિયાથી મોહબ્બત કરી અલ્લાહ તઆલાની નાફરમાની કરનાર છેલ્લે દુનિયામાં પણ નિષ્ફળ થઈ જાય છે અને આખિરતમાં પણ નિષ્ફળ થઈ જાય છે અને જો દુનિયામાં સફળ થઈ પણ થઈ ગયો તો આખિરતમાં તો તેને નિષ્ફળતા જ સાંપડે છે.

**આયત : ૨ :** અને આ જગત જીવન (ના ધંધાનો વિનાશી હોવાના કારણે) રમત-ગમત સિવાય કંઈ જ નથી અને આખિરતનું ઘર (જન્નત) પરહેઝગારો માટે શ્રેષ્ઠ છે તો શું તમે સમજતા નથી? (પારા:૭ - રૂકુઅ:૯ - આયત:૩૨)

અર્થાત ખરુ જોતા આખેરતનું અસલી ઘર અને ત્યાંની સારામાં સારી જિંદગીના મુકાબલામાં આજીવિકા અને તેના ધંધા કંઈ જ વિસાત માં નથી. આખિરતની ચિંતા અને તેની તૈયારી માટેના કામો સિવાય બીજા તમામ ધંધા આખિરતમાં કંઈજ લાભદાયી નહી હોવાથી માત્ર રમત-ગમત સમાન છે. માટે માણસને જોઈએ કે તે આખિરતમાં લાભદાયી થનાર કાર્યો કરવામાં લાગી જાય અને એવી દુનિયા અને દુનિયાની મોહબ્બતને છોડી દે જે માણસને અલ્લાહ તઆલાની ફરમાબરદારીથી બેખબર કરી દે છે.

**આયત : ૩ :** એ અમારી કૌમ! આ જગત જીવન તો થોડો સમય લાભ ઉઠાવવા માટે છે અને આખેરત તે જ સદાનું ઘર છે. (પારા:૨૪ - રૂકુઅ:૧૦ - આયત:૩૯)

અર્થાત આ વિનાશી જીવનના નજીવા વિલાસમાં પડી આખિરતને ભૂલશો નહી. આ જીવન તો સુખે દુ:ખે ખતમ થઈ જશે. પરંતુ આખિરતની જિંદગી અમર અને કાયમી છે. માટે બુદ્ધિશાળીને જોઈએ કે આ જીવનમાં જ તે જીવન(આખિરત)ને સફળ બનાવવા માટે પ્રયત્ન કરે, નહી તો ત્યાં સદા દુ:ખ ભોગવવું પડશે.

**આયત ૪ :** તમે સારી પેઠે જાણી લો કે આ જગત જીવન તો માત્ર રમત-ગમત તેમજ (જાહેરી) શોભા તથા માંહોમાહે શેખી કરવી અને સંપતિ તથા સંતતિની વૃદ્ધિની જ ઈચ્છા છે (તેનું ઉદાહરણ) જાણે એક વરસાદની સ્થિતિ છે કે તેના વડે ઉગેલી ખેતીએ ખેડૂતોને ખૂશ કર્યા. ફરી તે કરમાઈ જાય છે પછી તમે તેની પીળી પડેલી જૂઓ છો, ફરી તે (સુકાઈને) ભૂકો થઈ જાય છે અને

આખિરતમાં (કાફિરો માટે) સખત સજા છે અને (મુસલમાનો માટે) અલ્લાહ તઆલા તરફથી માફી અને ખુશી (ખુશ્નુદી) પણ છે અને આ જગતજીવન તો માત્ર ધોકાની જ પૂંજી છે. (પારા: ૨૭ – રૂકુઅ :૧૯ – આયત: ૨૦)

આ આયતમાં દુનિયાના જીવનને એક ઉદાહરણથી સમજાવવામાં આવ્યું છે.

બાળપણનો સમય રમત-ગમતમાં જાય છે, ફરી જુવાની આવતા ઠાઠ, ભપકા અને શોભાનો શોખીન રહે છે. ફરી આબરૂ વધારવા તેમજ પ્રતિષ્ઠા મેળવવાની ઈચ્છા ઉદ્‌ભવે છે. વૃદ્ધાવસ્થામાં ધન-દોલત અને અવલાદ વધારે હોય, તેથી ફુલાવાનો હેતુ હોય છે અને આખરે મૌત નજીક આવે ત્યારે પૂંજી અને અવલાદની એવી ચિંતામાં પડે છે કે પોતાની પાછળ પણ પોતાનું ઘર એવી જ રીતે આબાદ રહી શકે તેવી યુક્તિ કરવા ધારે છે. પરંતુ એ બધી ધોકાની પૂંજી છે. કેમ કે આગળ આખિરતમાં એ કંઈ જ કામ નહી લાગે, કામ આવનાર તો બીજી વસ્તુ એટલે ઈમાન અને નેકીઓ જ છે. તો જે શખ્સ દુનિયામાંથી આ વસ્તુઓની કમાણી કરી ગયો, તેનો બેડો પાર છે. તેના માટે આખિરતમાં માલિકની ખુશ્નુદી સઘળુ જ છે. પણ ઈમાનની દૌલતથી દૂર રહી રહી કુફ્ર અને ગુનાહોના બોજા લઈ જનાર માટે તો સખત અઝાબ છે. અને જે કોઈ ઈમાન સાથે લઈને જાય પણ નેકીઓમાં પાછળ રહ્યો હોય તેને ઘટતી સજા ભોગવ્યા પછી વહેલા મોડા માફી મળશે ખરી. (કુઆને મજીદ : ગુજરાતી તરજુમો અને તફસીર ભાગ: ૩ પેજનં. ૧૩૭૨)

ઉપરોક્ત બધી જ આયતોમાં દુનિયા માટે 'મતાઅ' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. 'મતાઅ' એટલે એવી વસ્તુ જે અમુક સમય માટે ઉપયોગી હોય અને પછી નષ્ટ થઈ જાય. જાણવા મળ્યુ કે દુનિયા ફકત થોડાક સમય માટે જ ઉપયોગી છે, પછી તે નષ્ટ થઈ જશે. તો એક મુસલમાન માટે લાભદાયક વાત આ છે કે મુસલમાન નષ્ટ થઈ જનાર(દુનિયા)ના મુકાબલામાં બાકી રહેનાર (આખિરતનું જીવન) જીવન અને હમેંશાની સફળતા પ્રાપ્ત કરવા પ્રત્યે પોતાનું બધુ જ ધ્યાન કેન્દ્રીત કરી દે અને આખિરતમાં કામ આપનાર કાર્યો કરવામાં લાગી જાય.

# અહાદીષ

**હદીષ:૧:** હઝરત સહલ બિન સઅદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક મૃત બકરી પાસેથી પસાર થયા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની સાથે ચાલી રહેલા સહાબા(રદી.)થી પ્રશ્ન કર્યો કે શું તમારા ખ્યાલ મુજબ આ બકરીની તેના માલિક સમક્ષ કોઈ કિંમત છે? સહાબા (રદિયલ્લાહુ અન્હ) એ ઉત્તર આપ્યો કે કિંમત વગરની છે, આ બકરીની કોઈ કિંમત ન હોવાના કારણે તો તેના માલિકે બકરીને અહીંયા ફેંકી દીધી છે, આ સાંભળી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે તે ખુદાની કસમ જેના હાથમાં મારા પ્રાણ છે, દુનિયા અલ્લાહ તઆલાની નજીક આ બકરીથી પણ વધારે તુચ્છ અને બે-કિંમત છે, જેટલી કે આ બકરી તેના માલિકની નજીક તુચ્છ અને બે-કિંમત છે. જો આ દુનિયાની હેસિયત અલ્લાહ તઆલાની નજીક એક મચ્છરની પાંખ બરાબર પણ હોત તો અલ્લાહ તઆલા કોઈ કાફિરને પાણીનો એક ઘુંટડો પણ ન આપતો. (ઈબ્ને માજા)

અર્થાત પોતાના મિત્રોને તો ભેટમાં એવી વસ્તુઓ આપવામાં આવે છે, જે આપનારની નજીક કિંમતી હોય છે અને દુશ્મનોને કાંતો કોઈ વસ્તુ આપવામાં જ નથી આવતી અને જો આપવામાં આવે છે તો તે વસ્તુઓ આપવામાં આવે છે જેની કોઈ કિંમત હોતી નથી. હવે અલ્લાહ તઆલાની નજીક દુનિયાની કોઈ હેસિયત અને ઉચ્ચતા નથી. એટલા માટે અલ્લાહ તઆલા પોતાના દુશ્મનો (કાફિરો)ને દુનિયા પુષ્કળ પ્રમાણમાં આપે છે. અને આ ગંદી, બેહેસિયત દુનિયાથી પોતાના દોસ્તો(મુસલમાનો)ની હિફાઝત કરે છે. અને તેઓને કાંતો દુનિયા આપતો જ નથી અને આપે છે તો ખુબજ ઓછા પ્રમાણમાં આપે છે. એટલા માટે હદીષમાં ફરમાવ્વામાં આવ્યુ કે જો અલ્લાહ તઆલાની નજીક દુનિયાની કિંમત એક મચ્છરની પાંખ બરાબર પણ હોત, તો અલ્લાહ તઆલા પોતાના દુશ્મનો(કાફિરો)ને એક ઘુંટડો પાણીનો પણ ન આપતો. અલ્લાહ તઆલાની નજીક આ દુનિયાની હૈસિયત કંઈ પણ નથી. એટલા માટે જ અલ્લાહ તઆલા પોતાના દુશ્મનો (કાફિરો)

ને પુષ્કળ પ્રમાણમાં દુનિયા આપે છે.

જયારે અલ્લાહ તઆલાની નજીક દુનિયાની કોઈ કિંમત નથી, તો પછી મુસલમાનો ને જોઈએ કે તેઓ આ દુનિયા પાછળ પડી પોતાની આખિરત ન બગાડે. પરંતુ આખિરત ના કાર્યો માં વધારે પડતા લાગી પોતાની આખિરતને સફળ બનાવવાના પ્રયાસો કરવામાં લાગી જાય.

**હદીષ:૨:** હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, સાવધાન રહો! દુનિયા અને દુનિયામાં જે કંઈ છે તે બધી જ વસ્તુઓ પર ખુદાની ફિટકાર છે. અને તે વસ્તુઓ રહમતથી વંચિત છે. હાં! ખુદાની યાદ અને તે વસ્તુઓ જેમને ખુદાની યાદથી સંબંધ છે અને આલિમ અને ઈલ્મ પ્રાપ્ત કરનાર પર અલ્લાહ તઆલાની ફિટકાર નથી. (તિર્મીઝી)

અર્થાત અલ્લાહ તઆલાથી બેખબર અને ગાફેલ કરનારી આ દુનિયા જેને પ્રાપ્ત કરવા માટે ઘણા માણસો અલ્લાહ તઆલા અને અને આખિરતના જીવનને ભૂલી જાય છે. આ દુનિયા પોતાની વાસ્તવિકતા પ્રમાણે એટલી તુચ્છ અને નકામી છે અને એવી મૃત છે કે અલ્લાહ તઆલાની વિશાળ રહમતમાં તેના માટે કોઈ પણ જગ્યા નથી અને તે અલ્લાહ તઆલાની રહમતથી અત્યંત દૂર છે. હા, આ દુનિયાની એવી વસ્તુઓ જેમને અલ્લાહ તઆલાની યાદ થી સંબંધ છે અથવા કોઈ આલિમ છે અથવા ઈલ્મ પ્રાપ્ત કરનાર છે તો આ વસ્તુઓ અલ્લાહ તઆલાની રહમતમાં છે અને તેઓ ઉપર અલ્લાહ તઆલાની રહમત દરેક સમયે વરસતી રહે છે. માટે દુનિયાથી દૂર રહી પોતાનો સંબંધ અલ્લાહ તઆલાની યાદ, ઉલમા અને ઈલ્મ શીખનાર સાથે જોડવો જોઈએ.

**હદીષ-૩:** હઝરત અબુમુસા અશઅરી(રદી.)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ દુનિયાને લક્ષ્ય બનાવીને જીવન પસાર કરશે, તે પોતાની આખિરતને અવશ્ય નુકસાન પહોંચાડશે અને જે કોઈ માણસ આખિરતને લક્ષ્ય બનાવીને જીવન ગુજારશે તો તે માણસ પોતાની દુનિયાને નુકસાન પહોંચાડશે (જયારે દુનિયા અને આખિરત માંથી કોઈ એક ને લક્ષ્ય બનાવવાથી બીજી જગ્યાનું

નુકસાન થાય છે, તો સમજદારી એમા છે કે માણસ નાશ પામનાર દુનિયાના મુકાબલામાં હંમેશા રહેનાર આખેરતને પસંદ કરે. (મુસ્નદે અહમદ)

અર્થાત જે માણસ દુનિયાને પસંદ કરશે અને પોતાનું લક્ષ્ય બનાવશે તો તેના બધા જ પ્રયાસો દુનિયામાં સફળતા પ્રાપ્ત કરવા માટે હશે અને આખેરતને કાંતો તદ્દન છોડી દેશે અથવા આખિરતમાં સફળ બનાવનાર કાર્યો માંથી ઘણા જ ઓછા કાર્યો કરશે. પરિણામે તેની આખિરતને સખત નુકસાન પહોંચશે અને જે માણસ આખિરત ને પસંદ કરશે અને પોતાનું લક્ષ્ય બનાવશે, તો તેના બધાજ પ્રયાસો આખિરમાં સફળતા પ્રાપ્ત કરવા માટે હશે અને દુનિયાને કાંતો બિલ્કુલ છોડી દેશે અથવા દુનિયા પ્રાપ્ત કરવા માટે ખુબજ ઓછા પ્રયાસો કરશે. પરિણામે તે પોતાની દુનિયાને નુકસાન પહોંચાડશે. હવે દુનિયાનું જીવન અને તેની સફળતા નાશવંત છે અને આખિરત અને તેની સફળતા કાયમ રહેનાર છે. તો સમજદારી એ છે કે માણસ નાશવંત જીવનની સફળતાના મુકાબલામાં હમેંશા રહેનાર જીવનની સફળતા પ્રાપ્ત કરવામાં લાગી જાય અને તે ન જુએ કે મારી દુનિયાને નુકસાન થઈ રહ્યું છે.

## દુનિયાનું ઉદાહરણ

દુનિયાનું ઉદાહરણ સુંદર સાંપથી આપવામાં આવે છે. જેનું બાહ્ય શરીર તો ઘણું સુંદર અને રૂપાળુ હોય છે, પરંતુ તેની અંદર ઝેર ભરાયેલુ હોય છે. જો નાના છોકરાની સામે સાંપ આવી જાય, તો તે બાળક તેની બાહ્ય સુંદરતા જોઈ મંત્રમુગ્ધ (ફરેફતા - આશિક) થઈ જાય છે અને તેને પકડી લે છે. તેને તે ખબર નથી હોતી કે આ સાંપની અંદર ઝેર છે. હવે સાંપને પકડવાનું પરિણામ શું આવશે તે બધા જ જાણે છે. આપણી હાલત પણ તે બાળક જેવી જ છે કે આપણે પણ દુનિયાની બાહ્ય સુંદરતા અને શોભા જોઈ મંત્રમુગ્ધ થઈ જઈએ છે. પરંતુ તેની અંદરની ખબર હોતી નથી જેના પરિણામે દુનિયા અને આખિરતનું નુકસાન ઉઠાવવુ પડે છે. (શરીઅત વ તરીકત)

એવી જ રીતે દુનિયાનું ઉદાહરણ એક એવી સ્ત્રીથી પણ આપવામાં આવે છે, તે વૃધ્ધ હોય અને અતિસુંદર લિબાસ પહેરી અને ચહેરા પર પડદો નાંખી પોતાના શરીરને છુપાવી લે અને લોકો તેને જુવાન સ્ત્રી સમજી તેની

પાછળ પડી જાય, જો લોકો તેની વાસ્તવિકતાથી વાકેફ થઈ જાય અથવા તો પોતાના ચહેરાથી પડદો હટાવી લે, તો લોકો કેટલી શરમ અનુભવે કે આવી વૃધ્ધ સ્ત્રી પાછળ કેમ પડ્યા?

આવી જ રીતે અત્યારે દુનિયા આપની સમક્ષ કપડા પહેરી અને પડદો નાંખીને છે અને તેના અતિ સુંદર કપડાથી પ્રભાવિત થઈ આપને તેની ઉપર મંત્રમુગ્ધ છે. પણ જયારે દુનિયા ઉપર થી નિકાબ હટશે અને વાસ્તવિકતા સામે આવશે, તો ઘણીજ જ શરમ અનુભવાશે. પરંતુ તે સમયની શરમ કંઈ કામ નહી લાગે. માટે આ દુનિયામાં તેની વાસ્તવિકતાથી વાકેફ થઈ તેનાથી દૂર રહેવાના પ્રયાસો કરવા જોઈએ. (અહયા-ઉલ-ઉલૂમુદ્દીન)

# દુનિયાની મોહબ્બતથી થતા નુકસાનો

દુનિયાની મોહબ્બતથી ઘણા નુકસાનો થાય છે. દિલના ઘણા બધા રોગો દુનિયાની મોહબ્બતથી જન્મ લે છે. જેવી રીતે ઘમંડ, વેર, ઈર્ષા, પ્રદર્શનકારી, લાલસા વગેરે રોગો દુનિયાની મોહબ્બતથી જન્મ લે છે. જયારે માણસને પોતાના દુનિયાના જીવનને સુંદર બનાવવાના શોખ થઈ જાય છે, તો વેપાર-ધંધામાં એવી રીતે ફસાઈ જાય છે કે તે પોતાની આખિરત સુધારવા પ્રત્યે ધ્યાન આપી શકતો નથી. પરિણામે તે પોતાની આખેરતને ઘણું જ નુકસાન પહોંચાડે છે.

હુઝુર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ દુનિયાને પોતાનું લક્ષ્ય બનાવીલે, અલ્લાહ તઆલાનો તેનાથી કોઈ સંબંધ બાકી રેહતો નથી અને અલ્લાહ તઆલા તે માણસને ચાર વસ્તુઓમાં ફસાવી દે છે.

(૧) એવી ચિંતા જે કયારેય ખતમ નહી થાય. (માણસ પર દરેક સમયે આ ચિંતા સવાર રહે કે હું મારી આવકને કેવી રીતે વધારૂં?

(૨) એવી તલ્લીનતા (મશ્ગૂલી) જેનાથી કયારેય નવરાશ નહી મળે.

(૩) એવી મોહતાજગી (ગરીબી) જે કયારેય દૂર નહી થાય. (કે માલની આવક જેટલી વધતી રહેશે એટલી જાવક પણ વધતી રહેશે અને આવક ઓછીજ લાગશે. આ રીતે માણસ દરેક સમયે મોહતાજ રહેશે.)

(૪) એટલી લાંબી લાંબી ઉમ્મીદો કે જે કયારેય પુરી નહી થાય. (ફઝાઈલે

સદકાત)

ઉપરોકત વાતોથી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે દુનિયાની મોહબ્બત કેટલી ખતરનાક અને નુકશાનકારક છે. દુનિયાની મોહબ્બતથી છુટકારો પ્રાપ્ત કરવા માટે મૌત ને ખુબજ યાદ કરે અને વિચારે એક દિવસ મરવાનું છે અને આ બધી જ વસ્તુઓ અહિંયા જ છોડી દેવાની છે. આ રીતે વિચારવાથી દુનિયાની મોહબ્બત ઓછી થઈ જશે અને અલ્લાહવાળાઓની સોહબત માં હાજરી આપે અને કોઈ અલ્લાહવાળા સાથે સંબંધ જોડી પોતાની આ બીમારીઓ નો તેઓની સમક્ષ ઉલ્લેખ કરી, તેઓ જે ઈલાજ બતાવે તેને અનુસરે. આ રીતે કરવાથી ઈન્શાઅલ્લાહ દુનિયાની મોહબ્બત ઓછી થઈ જશે.

## (૪) લાલચ

જ્યારે ભુખ, તરસ, ગરમી, ઠંડી માણસને સતાવે છે ત્યારે માણસને ઈચ્છા થાય છે કે આ તકલીફોને દૂર કરી રાહત પ્રાપ્ત કરૂ, જો આ ઈચ્છા જન્મ ના લેતી હોત, તો માણસ માટે જીવન પસાર કરવુ મુશ્કેલ થઈ જતું, પરંતુ માણસ ફકત પોતાની તકલીફો દૂર કરી રોકાઈ જતો નથી. પરંતુ તે પોતાની ઈચ્છાઓ અને ઉમ્મીદોને ખૂબ વધારી દે છે. પોતાની ઈચ્છાઓને જરૂરત થી વધારે કરી લેવી એ લાલચ છે. લાલચુ માણસ ને આરામ અને સુકૂન ખુબ જ ઓછા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. જેમ જેમ મોજમજાના સામાન વધતા જાય છે, તેમ તેમ લાલચ પણ વધતી જાય છે. લાલચુ માણસ હંમેશા મોહતાજ રહે છે. તે કયારેય ખુદાનો આભાર માનતો નથી. લાલચુ માણસ પોતાની ઈચ્છાઓનો ગુલામ બની જાય છે. તે લાલચમાં આંધળો થઈ પરિણામને વિચારતો નથી. તે બીજાઓને નુકશાનમાં નાંખી પોતાનું ભલુ થાય તેના પ્રત્યે ધ્યાન આપે છે. જે માણસ લાલચુ હોય છે, તે બીજાઓની મદદ પણ ખૂબજ ઓછી કરે છે. તેથી તેના મિત્રો ઓછા અને દુશ્મનો વધારે હોય છે. તે બીજાઓને પ્રસન્ન અને ખુશ જોઈ અંદરો અંદર ઈર્ષ્યા માં સળગતો રહે છે. આથી લોકોમાં તેના વિશે દુશ્મની અને વેર જન્મે છે, અને દુશ્મની થી ઘણા બધા રોગો જન્મ લે છે.

કુર્આન અને અહાદીષમાં આ બીમારીની ખુબ જ નિંદા (બુરાઈ) કરવામાં આવી છે, અને આ બીમારીથી બચવાનો આગ્રહ કરવામાં આવ્યો

છે. અમૂક આયતો અને અહાદીષ નો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત :** અને તે વસ્તુઓ તરફ પોતાની નજર પણ નાંખો નહી, જેને અમે તે કાફીરોમાંથી કેટલાક પ્રકારના લોકોને વાપરવા માટે આપી છે. જે આ જગતજીવનની શોભા છે. જેથી તેમાં અમે તેઓને અજમાવીએ. (પારખીએ) અને આપના પરવરદિગારની આપેલ રોઝી બેહતર અને વધુ રહેનાર છે. (પારા નં. ૧૬ રૂકુ નં.૧૭ આયત નં.૧૩૧)

અર્થાત: જગતમાં ઈન્કારીઓ (ગેર મુસ્લિમો) ના જૂદા જુદા સમૂહો જેમ કે યહુદી, ખ્રિસ્તી, પારસી વગેરે ને વિલાસ-વૈભવના જે સાધનો મળ્યા છે. તેની તરફ આંખ ઉઠાવીને પણ જોશો નહી. આ થોડાક દિવસની લીલાલહેર છે. જેના વડે અમે તેમની કસોટી કરીએ છીએ કે કોણ ઉપકાર (શુક્ર) માને છે અને કોણ નાશુક્રો બની શરારત કરે છે. આ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને કહી બીજાઓને સંભળાવ્યું છે. (કુર્આન મજીદ ગુજરાતી તર્જુમો અને તફસીર ભાગ:૨, પેજ : ૮૨૮)

ઉપરોકત આયતમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને સંબોધીને વાત કહેવામાં આવી છે. પરંતુ વાસ્તવમાં પુરી ઉમ્મતને માર્ગદર્શન આપવામાં આવ્યું છે, કે જગતના માલદારો, ધનિકોને વિવિધ પ્રકારની જે શોભાઓની વસ્તુઓ પ્રાપ્ત છે. તેની તરફ આંખ ઉઠાવીને પણ ન જુઓ અને લાલચભરી નજર થી ન જુઓ. કેમ કે આ બધી વસ્તુઓ નષ્ટ થઈ જનાર છે અને આ વસ્તુઓ તો તેમની કસોટી કરવા માટે અર્પણ કરવામાં આવી છે કે કોણ ઉપકાર માને છે અને કોણ નાશુક્રો બની આજ્ઞાપાલન કરતો નથી. બીજી બાજુ અલ્લાહ તઆલાએ તમને જે ઈમાન અને ઈસ્લામની નેઅમત આપી છે તે આ નાશવંત નેઅમતોના મુકાબલામાં શ્રેષ્ઠ છે. અને આખિરત માં સફળતા અપાવનાર છે.

**આયત :** અને જે માણસોને સ્વભાવિક લાલચથી દૂર રાખવામાં આવ્યા તો એવા લોકો સફળ થનાર છે. (પારા નં. ૨૮ રૂકુઅ:૪, આયત :૯)

અર્થાત : અલ્લાહ તઆલાએ જેઓને લાલચ અને કંજૂસી થી બચાવ્યા, તેઓ સંપુર્ણ રીતે સફળ થનાર છે. લાલચુ અને કંજૂસ માણસ પોતાના ભાઈઓ માટે હમદર્દી તો શું કરે? તેઓની સુખ-શાંતિ પણ જોઈ શકતો નથી.

(ગુજરાતી તરજુમો અને તફસીર ભાગ:૩ પેજ:૧૩૮૯)

ઉપરોકત આયત થી સ્પષ્ટ થયું કે લાલચ થી બચનાર માણસ સૌપ્રથમ સફળતા પ્રાપ્ત કરી લેશે.

## અહાદીષ

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ થી રીવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે લાલચ થી બચો. કારણ કે તમારાથી પાછલી કોમો આજ લાલચના લીધે નષ્ટ થઈ ગઈ. આ લાલચના રોગે જ તેઓને કંજુસી કરવા ઉત્તેજીત કર્યા, તો તેઓ કંજૂસી કરવા લાગ્યા. આ જ બીમારીએ તેઓને સગા સંબંધીઓ ના હક્કો પાયમાલ કરવા ઉત્તેજીત કર્યા, તો તેઓ સગાસંબંધીઓ ના હક્કો પાયમાલ કરવા લાગ્યા. આ જ લાલચની બીમારીએ તેઓને વ્યાભિચાર (ઝિના) કરવા પર ઉત્તેજીત કર્યા, તો તેઓ વ્યાભિચાર કરવા લાગ્યા. (અબુદાવૂદ)

અર્થાત લાલચ ફકત એક જ ખરાબ ટેવ નથી. પરંતુ લાલચને લીધે સમાજમાં બીજી ઘણી વિનાશકારી બીમારીઓ જન્મ લે છે. જે બીમારીઓ જ્યારે પુષ્કળ પ્રમાણમાં થવા લાગે છે, તો પછી તે બીમારીઓના કારણે કોમોને બરબાદ કરી દેવામાં આવે છે. માટે આ મૂળ રોગ (લાલચ) થી બચવાના પ્રયાસો કરવા જોઈએ.

(૨) હઝરત અબુ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુ થી રીવાયત છે કે મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી સાંભળ્યું છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે માણસમાં સૌથી મોટી કુટેવ બેચેન કરી નાંખનાર લાલચ અને ગભરાવી નાખનાર ડરપોક પણુ છે. (અબુ દાવૂદ)

આ વાસ્તવિકતા છે કે લાલચુ માણસ હંમેશા દુ:ખમાં બેચેન રહે છે કે આ વસ્તુ ન મળ્યુ, તે વસ્તુ ન મળ્યુ, આ માણસ પાસે આ વસ્તુ છે મારી પાસે નથી, એવી જ રીતે ડરપોક માણસ પણ હંમેશા ગભરાયેલો રહે છે. અને તેને કોઈપણ સમયે રાહત મળતી નથી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દિલની આ બીમારીઓ ને સૌથી ખતરનાક બીમારીઓ ના રૂપમાં ઉલ્લેખ કર્યો અને આ રીતે આ બંને બીમારીઓમાંથી બચવા પ્રત્યે ધ્યાન દોર્યું છે.

(૩) હઝરત અનસ રદિયલ્લાહુ અન્હુ હૂઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ નકલ ફરમાવે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે ચાર વસ્તુઓ દુર્ભાગ્યપણા (બદનસીબી) ની નિશાનીઓ છે. (૧) આંખોનુ સુકુ રહેવુ. (અલ્લાહના ડરથી કયારેય તેમાંથી આંસુઓ ના ટપકે.) (૨) દિલનું સખત હોવુ કે પોતાની આખિરત માટે અથવા બીજા કોઈના દર્દમાં કયારેય નરમ ન પડે. (૩) ઉમ્મીદો અને આશાઓનું લાંબુ હોવુ. (૪) દુનિયાની લાલચ. (ફઝાઈલે સદકાત)

સારાંશ આ છે કે લાલચ બધી જ તકલીફોનું મૂળ છે. આ એક એવી બીમારી છે, જે બધીજ બીમારીઓનુ મૂળ છે. કારણ કે આજ રોગના કારણે ઝઘડાઓ અને બગાડ થાય છે. આ જ રોગના કારણે એક બીજાઓ ઉપર કેસો થાય છે. જો લોકોમાં માલની લાલચ ના હોય, તો તેઓ કોઈના પણ હક્કો ન દબાવે, લાલચને કારણે જ માણસ બદકારી અને ચોરી કરે છે. ખરાબ વર્તાવ પણ માણસ આ રોગ ને કારણે જ કરે છે. કારણ કે ઉલમા લખે છે કે દિલના બધાજ રોગોનું મુળ ઘમંડ છે અને ઘમંડ દરજ્જા અને હોદ્દાની લાલચ કરવાનું નામ છે. (એટલે ઘમંડ કરનાર માણસનો હેતુ ઈજ્જત ની લાલચ હોય છે. આના લીધે જ તે પોતાને સર્વશ્રેષ્ઠ સાબિત કરવાના પ્રયાસો કરે છે અને લોકોને તુચ્છ ગણી તેઓની સાથે ખરાબ વર્તન કરે છે.)

ઉપરોકત વાતો પરથી સ્પષ્ટ થઈ ગયુ કે લાલચ કેટલી ખતરનાક બીમારી છે. આ રોગને દૂર કરવાનો એક ઈલાજ આ છે કે માણસ પોતાની જાવક ને ઓછી કરી દે. જ્યારે જાવક ઓછી થઈ જશે, તો આવક ની વધારે ચિંતા નહી રહે. આ રીતે ધીરે ધીરે લાલચ નો રોગ ખતમ થઈ જશે. બીજો ઈલાજ આ છે કે આ વિચાર કરે કે લાલચી માણસ હંમેશા બદનામ થતો રહે છે. કારણ કે તે પોતાની લાલચને સંતોષવા માટે કાંતો લોકો પાસે માંગે છે અને બદનામ થાય છે. કાંતો ચોરી કરી બદનામ થાય છે. ત્રીજો ઈલાજ આ છે કે માણસ અલ્લાહવાળાઓની સોહબતમાં આવતો જતો રહે, તેઓની સોહબતની બરકતથી પણ આ રોગ ધીરે ધીરે ખતમ થઈ જશે.

## (૫) ઈર્ષા (હસદ)

હસદ એટલે કોઈ માણસ બીજા માણસને સારી સ્થિતિમાં જોઈ

અંદરો-અંદર ક્રોધિત થાય અને આ ઈચ્છા કરે કે આ માણસની આ સારી સ્થિતિ ખતમ થઈ જાય. સારી સ્થિતિ કોઈ પણ કારણે હોય, દીનના લીધે હોય કે દુનિયાના લીધે હોય. જેવી રીતે કોઈ માણસ અતિસુંદર છે અથવા માલદાર છે અથવા મોટો હોદ્દેદાર છે અથવા મોટો આલિમ છે આ સ્થિતિ જોઈ, તે માણસ જેને આ નેઅમતો પ્રાપ્ત ન હોય, તે અંદરો અંદર ક્રોધિત થાય અને ઈચ્છા કરે કે એ નેઅમતો તેની પાસેથી ઝુંટવી લેવાય ભલે તે નેઅમતો મને પ્રાપ્ત થાય કે ન થાય, આ રોગને ઈર્ષા (હસદ) કહેવામાં આવે છે.

## ઈર્ષા (હસદ)ના દરજ્જાઓ

(૧) એક માણસ બીજા ઉપર અલ્લાહ તઆલાની નેઅમતો (સુંદરતા, માલ, હોદ્દો, ઈલ્મ, સદ્કાર્યો વગેરે) જોઈ આ ઈચ્છા કરે કે આ નેઅમતો તેનાથી ઝુંટવી લેવામાં આવે ભલે મને પ્રાપ્ત થાય કે ન થાય. આ હસદનો સૌથી ખતરનાક દરજ્જો છે અને હરામ છે.

(૨) એક માણસ બીજા ઉપર અલ્લાહ તઆલાની નેઅમતો જોઈ અંદરો અંદર ક્રોધિત થઈ એવી ઈચ્છા કરે કે આ નેઅમતો તેનાથી ઝુંટવી લેવામાં આવે અને મને પ્રાપ્ત થઈ જાય. આ હસદનો બીજો દરજ્જો છે આ પણ હરામ છે.

(૩) એક માણસ બીજા ઉપર અલ્લાહ તઆલાની નેઅમતો જોઈ અંદરો અંદર ક્રોધિત ન થાય અને આ ઈચ્છા કરે કે આ નેઅમતો તેની પાસે બાકી રહે, અલ્લાહ તઆલા તેની આ નેઅમતોમાં ખુબ બરકત આપે અને મને પણ અલ્લાહ તઆલા આવી જ રીતે નેઅમતો આપે. આ હસદ નથી, આ સ્થિતિને શરીઅતની પરિભાષામાં ''ગિબ્તા'' કહેવામાં આવે છે અને આ જાઈઝ છે. આવા ખ્યાલો અને ઈચ્છાઓ કરવી કોઈ ગુનાહની વાત નથી.

હસદની ખરાબી માટે ફકત એટલી જ વાત પૂરતી છે કે હસદ કરનાર માણસ અલ્લાહ તઆલાની વહેંચણી(તકસીમ) પર વાંધો ઉઠાવે છે કે આ નેઅમત અલ્લાહ તઆલાએ આ માણસને કેમ આપી, આ માણસ આ નેઅમતોનો હકદાર ન હતો. પરંતુ હું આ નેઅમતોનો હકદાર હતો. હવે વિચારીએ, આ ખ્યાલ કેટલો ખતરનાક છે?? શું હસદ કરનાર માણસ અલ્લાહ તઆલાથી પણ વધારે જાણકાર છે કે તે આ વાત વિચારે છે!! અને કહે છે કે આ માણસ આ નેઅમતનો હકદાર ન હતો? હસદ કરનાર માણસ અલ્લાહ

તઆલાની તકદીર અને વહેંચણી પર તદ્દન ખુશ હોતો નથી. અલ્લાહ તઆલા આપણી આ બીમારીથી હિફાઝત ફરમાવે.

ઈર્ષા(હસદ)ની આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની અહાદીષમાં ખુબજ નિંદા(મઝમ્મત) ફરમાવી છે અને આ રીતે હસદથી પોતાની જાતને બચાવવાનું એલાન કર્યુ છે. અહીંયા અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હઝરત અબુ હુરૈરા(રદિયલ્લાહુ અન્હ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે તમે હસદથી બચો. કારણ કે હસદ માણસની નેકીયોને એવી રીતે ખાય જાય છે (અર્થાત નષ્ટ કરી દે છે) જેવી રીતે આગ લાકડીને ખાય જાય છે (અર્થાત સળગાવી દે છે) (અબુદાવૂદ)

જે માણસના દિલમાં હસદની આગ સળગતી રહે છે, તે હંમેશા આ પ્રયાસમાં રહે છે કે તેને જે માણસ પર હસદ છે, તેને કોઈ પણ સંજોગોમાં નુકસાન પહોંચાડે અને તેને કોઈ પણ રીતે બેઈઝ્ઝત કરે અને જો તે માણસ કોઈ મોટા હોદ્દા પર હોય અને હસદ કરનારનું તેની સામે કાંઈ ન ચાલે તો છેલ્લે તે તેની ગીબત કરીને પોતાના દિલને સંતોષિત કરે છે, અને પોતાના દિલની આગ બુઝાવે છે. ઉપરોકત હદીષ પ્રમાણે હસદ નેકીને ખતમ કરી નાંખે છે તેનો અર્થ આ છે કે આ રીતે હસદ કરી તે માણસ બીજાને નુકસાન પહોંચાડી અથવા ગીબત કરી તેના હક્કોને પાયમાલ કરે છે અને કયામત ના દિવસે બંદાઓના હક્કોને નેકીયો વડે ચુકવવામાં આવશે અને હસદ કરનારની નેકીયો તે માણસને આપી દેવામાં આવશે. જેની ઉપર તે હસદ કરતો હતો. આ રીતે તેની બધીજ નેકીયો નષ્ટ થઈ જશે. ઉપરોકત હદીષનો બીજો અર્થ એ છે કે હસદ માં આ ગુણ છે કે તેના લીધે માણસની નેકીયોને નષ્ટ કરી દેવામાં આવે છે. માટે એક મુસલમાન ને જોઈએ કે તે હસદથી પોતાની જાતને બચાવે.

(૨) હઝત ઝુબૈર(રદિયલ્લાહુ અન્હ)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે પાછલી ઉમ્મતો માટે વિનાશકારી પૂરવાર થનાર બીમારી હસદ અને વેર(દુશ્મની) તમારી તરફ આવી રહી છે. આ બીમારી સંપૂર્ણ મુંડન કરી નાંખનાર છે. (પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાના આ વિધાનનું વિવરણ કરતા

ફરમાવ્યું કે) મારા આ વિધાનનો અર્થ આ નથી કે આ બીમારી માથાના વાળનું મુંડન કરી નાંખે છે. પરંતુ આ બીમારી માણસના દીનનું મુંડન કરી નાંખે છે એટલે દીન અને સદ્કાર્યો સંપૂર્ણપણે નષ્ટ કરી નાંખે છે. (મુસ્નદે અહમદ)

કુર્આને મજીદની આયતોથી આ વાત સ્પષ્ટ થાય છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સહાબાના દિલો તો એક બીજાના પ્રેમ અને મોહબ્બતથી ભરાયેલા હતા. તેઓમાં અંદરો અંદર વેર (દુશ્મની) અને હસદનું નામો-નિશાન પણ ન હતું. માટે આ ઉપરોકત હદીષનો અર્થ આ છે કે સહાબાના યુગ પછી આ બીમારી ધીરે ધીરે મુસલમાનોમાં પ્રસરી જશે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ પહેલાથી આ વાતને પારખી લીધી અને પોતાની ઉમ્મતને ખબર આપી દીધી અને જણાવી દીધુ કે પાછલી ઉમ્મતોને વિનાશ સુધી પહોંચાડનાર બીમારીઓ મારી ઉમ્મત તરફ પણ આવી રહી છે જે બીમારીઓએ તેઓના દીન અને સદ્કાર્યોને બરબાદ કરી દીધા છે. માટે મારી ઉમ્મતના લોકો હોંશિયાર રહે અને પોતાને આ બીમારીઓથી બચાવવાના પ્રયાસો કરવામાં વ્યસ્ત થઈ જાય.

(૩) હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હ)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, તમે અન્ય વિશે ખોટી ધારણા (બદ્ગુમાની) કરવાથી બચો. કારણ કે અન્ય વિશે બદ્ગુમાની કરવી સૌથી વધારે જુઠી વાત છે. તમે કોઇ ની ખામીઓની શોધખોળમાં ન રહો અને જાસૂસોની જેમ કોઈની ખામીઓને જાણવાની લાલચ પણ ન કરો. અને ન તો હસદ કરો અને ન તો કોઈથી વેર(દુશ્મની) રાખો અને ન તો એક બીજાને જોઈ મોઢુ ફેરવો. એ અલ્લાહ તઆલાના બંદાઓ! અલ્લાહ તઆલાના આદેશ પ્રમાણે ભાઈ-ભાઈ બની ને રહો. (બુખારી)

ઉપરોકત હદીષમાં જે કાર્યોથી બચવાનો આદેશ આપવામાં આવ્યો છે, આ બધાજ કાર્યો એવા છે જે અંદરો અંદર દુશ્મની(વેર) જન્માવે છે. અને પરસ્પરના સંબંધોને બગાડે છે. આ કાર્યો માંથી એક હસદ પણ છે. હસદના લીધે પણ પરસ્પરના સંબંધો બગડે છે અને પછી એક મુસલમાન પોતાના મુસલમાન ભાઈને નુકસાન પહોંચાડવા માટે દરેક પ્રકારના પ્રયાસો

કરી નાંખે છે અને પછી ન દુનિયામાં ચિંતામુક્ત જીવન પસાર કરી શકે છે ન આખિરતમાં તેને ચિંતામુક્ત જીવન પ્રાપ્ત થશે.

## હસદથી થતા દીન અને દુનિયાના નુકસાનો

હસદ એક દિલની બીમારી છે. તેનાથી માણસને દુનિયામાં પણ નુકસાન થાય છે અને આખિરતમાં પણ નુકસાન થશે. દીન અને આખિરતનું નુકસાન તો આ છે કે હસદ કરનાર(ઈર્ષાળુ) માણસના સદ્‌કાર્યો બરબાદ થઈ જાય છે. નેકીયોને નષ્ટ કરી દેવામાં આવે છે અને આ માણસ અલ્લાહ તઆલાની વહેંચણી પર વાંધો ઉઠાવવાના કારણે અલ્લાહ તઆલાના ગુસ્સાનો ભોગ બને છે. આ રીતે દરેક સમયે અલ્લાહ તઆલાના ગુસ્સામાં રહે છે. અને દુનિયાનું નુકસાન આ છે કે હસદ કરનાર માણસ હમેંશા રંજ અને ગમમાં રહે છે. અને દરેક સમયે આ વિચારમાં મગ્ન રહે છે કે કયારે તે માણસની આ બધી નેઅમતો ઝુંટવી લેવામાં આવે? અને કયારે તે માણસ બદ્‌નામ થઈ જાય? આ રીતે હસદ કરનાર માણસ મનની શાંતિથી વંચિત થઈ જાય છે. (શરીઅત-વ-તરીકત)

## ઈર્ષ્યાના નુકસાન :

## હસદની પાંચ ખરાબીઓ

(૧) અલ્લાહ તઆલાના આદેશો નું ઉલ્લંઘન કરવાના નકુસાન: આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે કે હસદ નેકીયોને એવી રીતે ખાઈ જાય છે. (અર્થાત ખતમ કરી દે છે) જેવી રીતે આગ સુકી લાકડીને ખાઈ જાય છે (અર્થાત સળગાવીને રાખ કરી નાંખે છે.) આ રીતે અલ્લાહ તઆલાની ફરમાબરદારી પર મળેલ સવાબ ખતમ થઈ જાય છે.

(૨) હસદથી વિવિધ પ્રકારના ગુનાહો જન્મે છે. હઝરત વહબ બિન મુનબ્બિહ (રહ.) ફરમાવે છે કે હસદ કરનાર માણસની ત્રણ નિશાનીઓ છે. જયારે સામે (અર્થાત જે માણસ પર હસદ કરે છે તેની સામે) આવે છે તો ખુશામતખોરી (ચાપલૂસી) કરે છે અને પીઠ પાછળ ગીબત કરે છે અને જયારે તે માણસ પર (જેની પર તે હસદ કરે છે) કોઈ મુસીબતમાં આવે છે તો આ હસદ કરનાર ખુશ થાય છે (અને મુસલમાનભાઈની મુસીબત પર ખુશ થવુ એક મોટો ગુનોહ છે)

(૩) હસદ કરનાર દુનિયામાં હંમેશા રંજ અને ગમ માં રહે છે અને આ રંજ અને ગમને લઈ તબીયત ભારે થઈ જાય છે અને જયારે તબીયત બોજલ થઈ જાય છે તો પછી તે માણસ ગુનાહના કાર્યો તરફ આકર્ષાય છે અને આ રીતે તે માણસ ઘણા બધા ગુનાહીત કાર્યોમાં ફસાઈ જાય છે.

(૪) હસદની એક ખરાબી આ છે કે હસદથી દિલ આંધળુ થઈ જાય છે. અહીંયા સુધી કે અલ્લાહ તઆલાના કોઈ આદેશને સમજવાની લાયકાત પણ ખતમ થઈ જાય છે. હઝરત સુફયાન સૌરી(રહ.) ફરમાવે છે કે હંમેશા ચુપ રહેવાનું પસંદ કર. આ ખુબીના કારણે તારા દિલમાં તકવો (અલ્લાહ તઆલાનો ડર) પેદા થશે. લાલચુ ન બન. આ ટેવથી બચવાના કારણે તુ ફિત્નાઓથી રક્ષણમાં રહેશે. લોકોના ઐબોની શોધખોળમાં ના રહે. આ કુટેવથી બચવાથી તુ લોકોની નિંદા અને લોકોના ટોણા સાંભળવાથી સુરક્ષિત રહેશે અને હસદ કરનાર(ઈર્ષાળુ) ન બન. આ કુટેવથી બચવાથી તમને સમજવાની લાયકાત પ્રાપ્ત થશે.

(૫) હસદ કરનાર માણસ જિલ્લત, લઅનત(ફિટકાર) અને નેઅમતોથી વંચિતની સ્થિતિમાં જકડાય જાય છે. પોતાના કોઈ કાર્યમાં તેને સફળતા મળતી નથી અને તેને પોતાના દુશ્મન પર કયારેય વિજય પ્રાપ્ત થતો નથી. હઝરત હાતિમ બિન અસમ્મ (રહ.) ફરમાવે છે કે વેરવૃત્તિ માણસ દીનદાર હોઈ શકતો નથી. લોકોની ખામીઓની શોધખોળ કરનાર ઈબાદત ગુઝાર હોઈ શકતો નથી. ચાડી ખાનાર(ચુગલખોર) કયારેય શાંતિમાં રહી શકતો નથી અને હસદ કરનાર માણસ અલ્લાહ તઆલાની મદદથી વંચિત રહે છે.

હસદ કરનાર માણસ પોતાના હેતુમાં કેવી રીતે સફળતા પ્રાપ્ત કરી શકે છે? કારણ કે એનો તો હેતુ આ છે કે બધાજ લોકોથી અલ્લાહ તઆલાની નેઅમતો ઝુંટવી લેવામાં આવે અને તે બધી જ નેઅમતો મને મળી જાય અને હસદ કરનાર માણસ કઈ રીતે પોતાના દુશ્મનો પર વિજય મેળવી શકે? કારણ કે તેના દુશ્મનો તો અલ્લાહ તઆલાના મિત્રો હોય છે. (અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ)

સારાંશ આ છે કે હસદ એક ખુબ જ ખતરનાક રોગ છે. તેના લીધે ઈબાદતનો સવાબ ખતમ કરી દેવામાં આવે છે. ઘણી બધી બીમારીઓ જન્માવે

છે. આરામ અને સુખમય જીવનને ખતમ કરી નાંખે છે. અલ્લાહ તઆલાના આદેશોને સમજવાની લાયકાતથી વંચિત કરી દે છે. હસદ કરનાર કયારેય પોતાના હેતુમાં સફળ થતો નથી. માટે મુસલમાને જોઈએ કે જો તેમા આ બીમારી હોય તો જલ્દી તેનો ઈલાજ કોઈ સાહિબે દિલ શૈખથી કરાવે અને આ બીમારીથી મુક્તિ પ્રાપ્ત કરવાના પ્રયાસોમાં લાગી જાય.

## ઈલાજ

હસદથી તો આ ખરાબી પૈદા થાય છે હસદ કરનાર સામે વાળા માણસ (જેની પર હસદ કરે છે)ની ખામીઓની શોધ ખોળ કરે છે અને તેને નુકસાન પહોંચાડવાના પ્રયાસો કરે છે. પરંતુ જે માણસ હસદથી મુક્તિ પ્રાપ્ત કરવા માંગતો હોય, તો તે માણસ હસદની ખરાબીઓ વિરુધ્ધ કાર્યો કરે. એટલે જેની પર હસદ કરે છે તેના વખાણ કરે. દિલને આ વખાણ કરવા કેમ નાપસંદ હોય પરંતુ તે વખાણ કરતો રહે. હસતા મોઢે તેનાથી મુલાકાત હસ્તધુનન કરે. તેના સાથે વાત કરે. કયારેય કોઈ વસ્તુની ભેટ પણ આપે, તેનાથી મોઢુ ફેરવવાની ઈચ્છા થાય તો બળજબરી પૂર્વક પણ તેનાથી મુલાકાત કરે અને મુલાકાતમાં તેનો આદર કરે. સલામમાં પહેલ કરે તેની સાથે સારો વર્તાવ કરવાના પ્રયાસો કરે. આ કાર્યો કરવાથી ધીરે ધીરે વેર ખતમ થશે અને પછી હસદ ખતમ થઈ જશે અને મોહબ્બત પેદા થઈ જશે.

બીજો ઈલાજ આ છે કોઈ અલ્લાહવાળાથી સંબંધ સ્થાપી (અર્થાત બયઅત થઈ) પોતાના આ રોગનું તેઓની સમક્ષ વર્ણન કરે. તેઓ જે ઈલાજ બતાવે તેને અનુસરે અને અવાર નવાર અલ્લાહવાળાઓની સોહબત (સંસર્ગ)માં હાજરી આપતો રહે. આ રીતે ધીરે ધીરે હસદની બીમારીથી મુક્તિ મળી જશે. અલ્લાહ તઆલા આપણી આ બીમારીથી હિફાઝત ફરમાવે.

## (૬) પ્રદર્શનકારી (રિયાકારી)

રિયાકારી પણ એક ખતરનાક બીમારી છે. જેના કારણે ખુબજ પરિશ્રમથી કરેલા સદ્કાર્યોના સવાબથી પણ માણસ વંચિત થઈ જાય છે. એક બાજુ સવાબ નથી મળતો અને બીજી તરફ રિયાકારીના લીધે માણસ ખુદાની નજીક સજાપાત્ર બની જાય છે. કારણ કે રિયાકારી કરનાર માણસને

કયામતના દિવસે ખુબ જ ઝિલ્લત અને રૂસ્વાઈ ઉઠાવવી પડશે અને રિયાકારીના કારણે તે સખત અઝાબમાં જકડાઈ જશે. આ બીમારી ખુબજ ખતરનાક છે અને ઘણા લોકો આ બીમારીમાં સપડાયેલા હોય છે. એટલે આ બીમારી નો ઉલ્લેખ વિગતવાર કરવામાં આવે છે.

રિયાનો અર્થ 'જોવાનો' થાય છે. રિયાકારીનો હેતુ લોકોને પોતાના સારા કાર્યો બતાવી લોકોના દિલોમાં પોતાનો આદર અને સત્કાર વધારવાનો હોય છે. આ હેતુ અલ્લાહ તઆલાની ઈબાદત ના હેતુથી તદ્દન વિરુધ્ધ છે. કારણ કે અલ્લાહ તઆલાની ઈબાદત અને સદ્‌કાર્યો કરવાનો હેતુ તો આ છે કે માણસ સદ્‌કાર્ય કરી ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના પ્રયાસો કરે. હવે આ હેતુમાં માણસ અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની સાથે લોકોની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની ઈચ્છા કરી તો અલ્લાહ તઆલાની પ્રસન્નતા સાથે લોકોની પ્રસન્નતાને ભેળવે છે. એટલા માટે હદીષ શરીફમાં રિયાકારીને નાનુ શિર્ક કહેવામાં આવ્યુ છે. અર્થાત એક તો મોટુ શિર્ક હોય છે, એટલે માણસ અલ્લાહ તઆલાની ઈબાદત સાથે બીજા માબૂદોની પણ ઈબાદત કરે અથવા અલ્લાહ તઆલાની ખુબીઓ બીજામાં પણ સમજી તેઓથી સવાલ કરે. જેવી રીતે કોઈ અલ્લાહ તઆલાને રોઝી આપનાર સમજી બીજાઓથી પણ રોઝી માંગે અથવા ઔલાદ માંગે અથવા મુસીબતો દૂર કરવાનુ આહવાન કરે.

ઈખલાસ (અર્થાત દરેક સદ્‌કાર્યથી અલ્લાહ તઆલાની પ્રસન્નતા અને ખુશ્નુદી પ્રાપ્ત કરવાનો હેતુ રાખવો) જેવી રીતે ઈમાન એકેશ્વરવાદ (તૌહીદ) અને સદ્‌કાર્યોની જાન છે. એવી જ રીતે રિયાકારી (અર્થાત લોકોને દેખાડવા માટે અને ખ્યાતિ મેળવવા માટે સદ્‌કાર્યો કરવા) ઈમાન અને તૌહીદથી તદ્દન વિરુધ્ધ છે અને એક પ્રકારનું શિર્ક છે.

હઝરત શદ્દાદ બિન ઔસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે મેં અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સાંભળ્યું કે માણસે લોકોને દેખાડવા માટે નમાઝ પઢી તે માણસે શિર્ક ભર્યુ કામ કર્યુ અને જે માણસે લોકોને દેખાડવા માટે રોઝો રાખ્યો તે માણસ શિર્ક કર્યુ અને જે માણસે લોકોને દેખાડવા માટે દાન કર્યુ તે માણસે શિર્ક ભર્યુ કામ કર્યુ. (મુસ્નદે અહમદ)

વાસ્તવિક અને મોટુ શિર્ક તો આ છે કે માણસ અલ્લાહ તઆલાની જાત અથવા અલ્લાહ તઆલાની કોઈ ખુબી (જે ફકત અને ફકત અલ્લાહ તઆલા માટે જ હોય બીજા કોઈ માણસમા તે ખુબી હોવી અશક્ય હોય)માં બીજા કોઈને ભાગીદાર સમજે અથવા બનાવે અને અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈની ઈબાદત કરે. આ તો વાસ્તવિક અને મોટુ શિર્ક છે. આ શિર્ક વિશે કુર્આને મજીદમાં સ્પષ્ટ એલાન કરવામાં આવ્યું છે કે ''બેશક અલ્લાહ તઆલા આ વાત કદી પણ માફ કરશે નહી કે તેની સાથે કોઈને શરીક (ભાગીદાર) કરવામાં આવે અને તેના સિવાય ચાહે તેને બખ્શી દેશે અને જેએ અલ્લાહ તઆલાનો કોઈને શરીક બનાવ્યો તો બેશક તે (સત્ય) માર્ગ ભુલીને ખુબ જ દૂરની ગુમરાહીમાં જઈ પડ્યો.'' અર્થાત અલ્લાહ તઆલાની ખુદાઈમાં બીજાને શરીક કરવું રાજદ્રોહી ગુનોહ હોવાથી એ માફીને પાત્ર નથી. દુનિયામાં આ ગુનાહથી તૌબા ન કરનાર અને કુફ્ર શિર્ક સાથે મૃત્યુ પામનાર માટે હમેંશા અઝાબ છે. હા, શિર્ક અને કુફ્રના સિવાય બીજા નાના-મોટા ગુનાહોને અલ્લાહ તઆલા ઈચ્છશે તો માફ કરી દેશે અને અમુક કાર્યો એવા છે, જે વાસ્તવમાં શિર્ક નથી પરંતુ તેમા શિર્કની મિલાવટ હોય છે, તેમાંથી એક આ છે કે કોઈ માણસ અલ્લાહ તઆલાની ઈબાદત અથવા કોઈ સદ્‌કાર્યથી અલ્લાહ તઆલાની ખુશ્નૂદી મેળવવાને બદલે લોકોને દેખાડવા માટે અને લોકોના દિલોમાં ઇઝ્ઝત તથા લોકોમાં ખ્યાતિ મેળવવા માટે તે કાર્ય કરે. આ નાનુ શિર્ક છે. કારણ કે આ માણસે એક સદ્‌કાર્ય જેનાથી ફકત અને ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો હેતુ હોવો જોઈતો હતો. બીજાઓની પ્રસન્નતાને પણ અલ્લાહ તઆલાની સાથે શરીક (ભાગીદાર) કરી દીધી, આ નાનુ શિર્ક કરવું પણ ઘણો મોટો પાપ છે.

આ વાત પણ યાદ રાખવામાં આવે કે ઉપરોકત હદીષમાં જે નમાઝ, રોઝા અને સદ્‌કા ખૈરાતનું વર્ણન કરવામાં આવ્યુ છે તે ફકત ઉદાહરણ માટે છે. નહી તો આ કાર્યો સિવાય જેટલા સારા કામો લોકોને દેખાડવા માટે અને તેઓની નજરોમાં શ્રેષ્ઠ બનવા માટે અને લોકોથી દુનિયાના લાભો પ્રાપ્ત કરવા માટે કરવામાં આવશે, તે બધાજ કાર્યો એક પ્રકારનું શિર્ક લેખાશે અને આ કાર્ય (નાનુ શિર્ક પ્રદર્શનકારી, રિયાકારી) કરનાર માણસ સખત સજા ને

પાત્ર બનશે. (મઆરિફુલ કુર્આન ટુંકસાર સાથે ભાગ : ૨ પેજ: ૩૨૮)

હઝરત મહમૂદ બિન લબીદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે મને તમારા વિશે સૌથી વધારે ભય નાના શિર્કનો છે. અમુક સહાબા(રદિયલ્લાહુ અન્હુ)એ પ્રશ્ન કર્યો કે એ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! નાનુ શિર્ક એટલે શું? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો રિયાકારી. (પ્રદર્શનકારી અર્થાત કોઈ કામ લોકોને દેખાડવા માટે કરવામાં આવે.)(મુસ્નદે અહમદ)

અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આ ઈરશાદ નો હેતુ પોતાની ઉમ્મતના લોકોને બીમારીથી ખબરદાર કરવાનો છે કે લોકો હોંશિયાર રહે અને આ નાના શિર્ક (રિયાકારી)થી પોતાને બચાવે. અને જો લોકો આ બીમારી પ્રત્યે હોંશિયાર ન રહ્યા, તો શેતાન તેઓને આ પાપમાં ફસાવી બરબાદ કરી નાંખશે.

## રિયાકારીના દરજ્જાઓ

રિયાકારીના અમુક દરજ્જાઓ છે.

(૧) જે કાર્યનો હેતુ ફકત અને ફકત લોકોને દેખાડવાનો હોય અને તેમાં બિલ્કુલ ઈખલાસ (અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવી)ન હોય તો તે કાર્ય બિલ્કુલ નકામુ થઈ ગયુ તે કાર્ય પર સવાબ તો શું મળે? ગુનોહ થશે.

(૨) જો કોઈ સદ્કાર્ય કરવામાં રિયાકારી અને ઈખલાસ બન્ને બરાબર (૫૦-૫૦ ટકા) હોય, તો તે માણસ આ રીતે છુટી જશે કે તે માણસને ન તો સવાબ મળશે અને ન તો કોઈ પાપ થશે.

(૩) જો કોઈ સદ્કાર્ય કરતી વખતે ખ્યાલ તો અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવાનો જ હોય પરંતુ થોડોક ખ્યાલ રિયાકારીનો પણ હોય, તો તે સદ્કાર્યનો સવાબ તો બરબાદ નહી થાય. પરંતુ જેટલો રિયાકારીનો ખ્યાલ હશે એટલો સવાબ ઓછો થઈ જશે. (અલ-મુર્શિદુલ અમીન પેજ:૨૦૭)

## રિયાકારીની રીતો

(૧) શરીર વડે જેવી રીતે કોઈ માણસ કમજોરી અને ઉંઘ ન હોવા છતા ઉંઘ

જાહેર કરે, હેતુ આ હોય કે લોકો સમજે કે આ માણસને આખિરતની ઘણી ફિકર છે.

(૨) હાલત વડે જેવી રીતે કોઈ માણસ ચાલવામાં અથવા અવાજ માં બનાવટી નરમી જાહેર કરે કે તેથી લોકો સમજે કે ખુબજ સત્કારવાળો (તવાઝુઅ કરનાર) છે, અથવા પોતાનું મસ્તક નમાવીને લોકોને દેખાડવા માટે બેસે કે તેથી લોકો સમજે કે કોઈ મુરાકબામાં છે અથવા આખિરતની યાદમાં તલ્લીન છે.

(૩) લિબાસ વડે જેવી રીતે લોકોના દિલોમાં પોતાને સન્યાસી જાહેર કરવા માટે સીધા સાદા કપડા પહેરે અને પીંડી સુધી શલવાર પહેરે(શરીઅતનો હુકમ સમજી નહી પરંતુ લોકોને દેખાડવા), કપડાઓ મેલા રાખે આ પણ રિયાકારીની એક રીત છે.

(૪) જબાન વડે રિયાકારી કરવી. જેવી રીતે અમુક દુનિયાદાર બયાન કરનાર ઉલમા કે તેઓ દેખાડવા માટે અને લોકોના દિલોમાં પોતાની ઈઝઝત વધારવાના હેતુથી શબ્દોને સુંદર બનાવે છે અને નેક લોકોની નકલ ઉતારે છે અને કયારેક પોતાના અવાજને પાતળી બનાવે છે અને કયારેક પોતાનો બોલવાનો લહેજો રંજવાળો બનાવે છે, વાસ્તવમાં દિલમાં જરાય પણ આ રંજ વગેરેનો અસર હોતો નથી. પરંતુ બનાવટથી આ બધુ કરે છે કે લોકો સમજે ખુબ મોટો જ્ઞાની (આલિમ) અને આખિરતની ખુબ ફિક્ર કરનાર માણસ છે. એવી જ રીતે અહાદીષની યાદ અને મોટા મોટા ઉલમા અને મશાઈખની મુલાકાતનો દાવો કરે અને લોકોને પોતાની જાતથી પ્રભાવિત કરે. અથવા કોઈ પણ હદીષ વિશે તેને પુછવામાં આવે તો તરતજ તે હદીષ પર સહીહ અથવા કમજોર હોવાનો હુકમ વગર તહકીક લગાવી દે, તેથી લોકો તેને મુહદ્દીષ અને મુહક્કીક સમજે અથવા કોઈ મોટા ગુનાહનું તેની સમક્ષ વર્ણન કરવામાં આવે તો ખાલી ઝબાનની દેખાડવા માટે આહ! કાઢે અથવા હાય અફસોસ! કહે અથવા શરીઅત વિરુધ્ધના કાર્યો પર પોતાની નફરત અને પ્રસન્નતા ખાલી દેખાડવા માટે જાહેર કરે, વાસ્તવમાં તેના દિલમાં થોડીક પણ ગુનાહોથી નફરત ન હોય આ બધુ એટલા માટે કરે કે તેથી લોકો તેને દીનદાર અને દીનની ખુબજ ફિક્ર રાખવા વાળો સમજે અને આ બધીજ વસ્તુઓ જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો જો બનાવટી હોય તો તે રિયાકારી છે અને જો વાસ્તવમાં તેને

આ બધી નેઅમતો પ્રાપ્ત છે, તો તે રિયાકારી નથી.

(૫) કામમાં રિયાકારી જેવી રીતે નમાઝ ના કિયામ, રૂકુઅ અને સજદાને લોકોને દેખાડવા માટે લાંબો કરી દેવો અને લોકોને દેખાડવા માટે અને પોતાને આબિદ, ત્યાગી હોવાને બતાવવા માટે નમાઝમાં માથાને નમાવીને ઉભા રહેવુ. વાસ્તવમાં અલ્લાહ તઆલા ઘણી સારી રીતે જાણે છે કે આ ખુબીઓથી આ માણસનું દિલ તદ્દન ખાલી છે. આ રિયાકારીની ઓળખ તે માણસને પોતે અને બીજાઓને ત્યારે થાય છે કે જયારે તે માણસ એકલતામાં નમાઝ પઢે છે, તો જલ્દી જલ્દી નમાઝ પઢે છે અને કિયામ, રૂકુઅ અને સજદાને ખુબજ ટુંકો કરી દે છે અને એકાંતવાસમાં નમાઝ પઢતો હોય અને અચાનક કોઈની નજર તેની ઉપર પડે અને તેને જાણ થઈ જાય કે કોઈ માણસ મને જોઈ રહ્યો છે, તો તે તરતજ કિયામ, રૂકુઅ, સજદાને ધીમી ગતિમાં કરી દે છે. હેતુ આ હોય છે કે લોકો મને એમ સમજે હુ ખુબજ ખુશુઅ, ખુઝુઅ (ડર અને સુકૂન)થી નમાઝ પઢી રહ્યો છું.

(૬) લોકોના દિલોમાં પોતાની ઈઝ્ઝત અને આદર જન્માવવા માટે લોકો સમક્ષ પોતાના શિષ્યો અને મુરીદોના વધારે હોવાનું વર્ણન કરવું અને મોટા મોટા મશાઈખનું વર્ણન કરવું કે તેથી લોકો સમજે કે મોટા મોટા મશાઈખથી મુલાકાત કરેલ છે. અમુક લોકો આ ઈચ્છા રાખે છે કે માલદાર અને મોટા મોટા ઉલમા અને મશાઈખ તેની મુલાકાત-ઝિયારત માટે આવે, તેથી લોકોમાં તે પ્રખ્યાત થાય. આ બધીજ વસ્તુઓ દીનમાં રિયાકારી છે, હરામ છે અને મોટો ગુનોહ છે. અલ્લાહ તઆલા આપણી સૌ ની હિફાઝત ફરમાવે. (શરીઅત-વ-તરીકત વિવરણ તથા ટુંકસાર-પેજ : ૨૧૧, ૨૧૨)

## સદ્કાર્યો પર ખૂશ થવાના ત્રણ પ્રકારો

કોઈ માણસ કોઈ સદ્કાર્ય એકાંતમાં કરતો હોય અને કોઈ બીજો માણસ તેને જોઈ લે તો તે દિલમાં ખૂશી અનુભવે.

(૧) ખૂશી આ કારણે થઈ કે તે માણસે મને સારી હાલતમાં જોયો કોઈ ગુનાહનું કામ કરતા નથી જોયો. આ સાથે કોઈ બીજો વિચાર ન આવ્યો જેનું વર્ણન ત્રીજા નંબરમાં કરવામાં આવશે. આવી રીતે ખૂશ થવામાં કોઈ વાંધો નથી.

આ ખૂશી તો એવી છે, જેવી રીતે કોઈ માણસ સ્વાદિષ્ટ વાનગી ખાઈને ખુશ થાય છે. આ ખૂશી તો માનવના સ્વભાવમાં કુદરતે પહેલાથી જ મુકેલી છે. આ ખૂશીને દૂર કરવી માણસની તાકતમાં નથી. માટે આ ખૂશીથી સદ્કાર્યનો સવાબ ઓછો નહી થાય, પરંતુ શર્ત આ છે કે એકાંતમાં ઈબાદત કરતી વખતે માણસ આ ઈચ્છા ન કરે કે કોઈ માણસ મને જોઈ લે અને મને મુખ્લિસ સમજે કે કેટલો મુખ્લિસ માણસ છે કે સંતાઈને એકાંતમાં ઈબાદત કરે છે. જો આ ઈચ્છા હશે તો પછી આ રિયાકારી ગણાશે.

(૨) બીજા માણસના જોવાથી એટલા માટે ખૂશ થયો કે આ રીતે મને સદ્કાર્ય કરતા જોવાથી જોવાવાળા માણસને પણ આવા સદ્કાર્યો કરવાની ઈચ્છા થશે, અને તે પણ આવા સદ્કાર્યો કરવા ઉત્તેજિત થશે અને જયારે તે આવા સદ્કાર્યો કરશે તો તેનો સવાબ મને પણ પ્રાપ્ત થશે. જો આ હેતુના કારણે ખૂશી થઈ તો કોઈ નુકસાન નહી થાય અને સવાબ ઓછો નહી થાય પરંતુ આ પ્રકારની ખૂશી પણ ઈબાદત લેખાશે.

(૩) પોતાના સદ્કાર્યોના જાહેર થવા પર એટલા માટે ખૂશી થઈ કે આના લીધે મારી નેકનામી થશે લોકો મને બુઝુર્ગ સમજશે અને લોકોના દિલોમાં મારૂ સ્થાન સ્થપાશે, આ વિચારો સાથેની ખૂશી રિયાકારી છે, જે હરામ છે. (શરીઅત-વ-તરીકત વિવરણ સાથે)

## લોકોના જોવાના કારણે કોઈ કાર્ય છોડી દેવુ તે પણ રિયાકારી છે.

હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિર મક્કી(રહ.) ફરમાવે છે કે જેવી રીતે લોકોને દેખાડવા માટે કોઈ કાર્ય કરવુ રિયાકારી છે. એવી જ રીતે લોકોના જોવાના કારણે કોઈ સદ્કાર્ય છોડી દેવુ પણ રિયાકારી છે. રિયાકારી હોવાનું કારણ આ છે કે અત્યાર સુધી લોકો પર (મખ્લૂક) પર નજર છે, હજુ સુધી મખ્લૂકથી નજર હટી નથી. જેવી રીતે નેક કાર્ય કરતી વખતે મખ્લૂક પર નજર રાખવી (અર્થાત મખ્લૂકને દેખાડવા માટે કાર્ય કરવું) રિયાકારી છે એવી જ રીતે કોઈ કાર્ય મખ્લૂકના જોવાના કારણે છોડી દેવુ અને મખ્લૂક પર નઝર રાખવી રિયાકારી છે. જો ઈખલાસ હોત તો તેની સમક્ષ મખ્લૂકનું જોવું અને

ન જોવુ બરાબર હોત. જેવી રીતે એક માણસના દિલમાં ખ્યાલ આવ્યો કે લાવો તસ્બીહ લઈને અલ્લાહ તઆલાનું ઝિક્ર કરૂં, પરંતુ તે માણસ આ વિચારીને ઝિક્ર છોડી દે છે તસ્બીહ લઈને ઝિક્ર કરીશ તો લોકો મને જોશે અને મને રિયાકાર સમજશે. આ વિચારી ઝિક્ર છોડી દેવુ પણ રિયાકારી છે. જો કોઈ માણસ કોઈ નેક કાર્ય કરવાનો ઈરાદો કરે પરંતુ તેને ભય છે કે શરૂઆત તો ઈખલાસ સાથે થશે પરંતુ નેક કાર્યની વચ્ચે તે કામ ખ્યાલના બદલવાથી રિયાકારી બની જશે, તો પણ તે કાર્ય ન છોડે. રિયાકારીના ખ્યાલને દૂર કરી દે, કારણ કે રિયાકારીના ખ્યાલથી આ માણસ તે નેક કાર્ય છોડી દેશે તો શેતાનનો મકસદ પ્રાપ્ત થઈ જશે. માટે આ ભયના કારણે કોઈ નેકકાર્ય છોડવુ જોઈએ નહી.

## એક અગત્યની નોંધ

ઘણાં લોકો રિયાકારી વિશે એવી ધારણા રાખે છે કે રિયાકારી દિલની નિય્યત પર આધારિત છે અને તે માણસના કાબૂ માં નથી અને રિયાકારી આપોઆપ થઈ જાય છે. આ ધારણા અને વિચાર તદ્દન ખોટો છે. રિયાકારી કરવી, ન કરવી તે માણસના કાબૂ(ઈખ્તિયાર)માં છે. માણસે જો નિય્યત લોકોને દેખાડવા, લોકોના દિલોમાં પોતાના આદર જન્માવવાની રાખી, તો તે રિયાકારી છે અને અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની રાખી તો તે એખલાસ છે. એક માણસે કોઈ કાર્ય કરતી વખતે અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવાની નિય્યત રાખી અને તે કાર્યની વચ્ચે તેના દિલમાં આપોઆપ (બિલા ઈખ્તિયાર) રિયાકારીના વિચારો આવ્યા, તો તે વિચારોની એખલાસ પર કોઈ અસર નહી પડે અને પોતાના કામમાં લાગી રહેવુ જોઈએ. વાસ્તવમાં શૈતાન આ ઈચ્છે છે કે એખલાસથી કાર્ય કરનારના દિલોમાં આ રીતે વિચારો નાંખી તેને પરેશાન કરે, તેથી આ માણસ પરેશાન થઈ સદ્કાર્યોને છોડી દે. જયારે આ માણસ તે વિચારો તરફ કોઈ ધ્યાન નહી આપે અને પોતાના કાર્યમાં તલ્લીન રહેશે તો શેતાન આવા વિચારો (વસ્વસા) નાંખવાનું પણ છોડી દેશે.

## સદ્કાર્યોના લીધે લોકોમાં ખ્યાતિ (શોહરત) પ્રાપ્ત થવી

હઝરત અબૂઝર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અલ્લાહ

તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પૂછવામાં આવ્યું, તે માણસ વિશે શું આદેશ છે? જે કોઈ સદ્કાર્ય કરે છે (ઈખલાસ સાથે) અને લોકો તેના સદ્કાર્યો પર તેના વખાણ કરે છે અને એક રિવાયતમાં છે કે પ્રશ્ન કરનારે પ્રશ્ન કર્યો કે શુ આદેશ છે? તે માણસ વિશે જે સદ્કાર્યો (એખલાસ સાથે) કરે છે અને લોકો તે સદ્કાર્યોના લીધે તેનાથી મોહબ્બત કરે છે? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, આ તો મુસલમાન માટે રોકડી બશારત અને ખૂશી છે. (મુસ્લિમ શરીફ)

રિયાકારી અને ખ્યાતિ પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખવા વિશે અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પવિત્ર કથનોએ સહાબા (રદિયલ્લાહુ અન્હુ)ને એટલા ભયભીત કરી દીધા હતા કે તેઓ માંથી અમુક આ વાત વિચારવા લાગ્યા હતા કે જે પણ સદ્કાર્ય પર લોકો સદકાર્ય કરનારના વખાણ કરવા લાગે અને તેના સદ્કાર્યોની લોકોમાં ચર્ચા કરવા લાગે અને લોકો તેને અલ્લાહનો નેક બંદો સમજી તેનાથી મોહબ્બત કરવા લાગે તો બની શકે છે કે તે માણસ અલ્લાહ તઆલા ની નજીક મકબૂલ નથી. કારણ કે તે માણસને દુનિયામાં શોહરત અને મોહબ્બત વડે બદલો મળી ગયો. આવા જ માણસ વિશે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી ઉપરોકત હદીષમાં પ્રશ્ન પુછવામાં આવ્યો, જેના જવાબમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું ''આ તો મુસલમાન માટે રોકડી બશારત છે'' અર્થાત કોઈ માણસના સદ્કાર્યોની ખ્યાતિ થઈ જવી, લોકોમાં તેના વખાણ થવા અને લોકોની તે માણસથી મોહબ્બત કરવી એ કોઈ ખરાબ વાત નથી. બલ્કે સમજવુ જોઈએ કે આ પણ અલ્લાહ તઆલા તરફથી પ્રાપ્ત થનાર ઈનામો પૈકી એક ઈનામ છે. જે અલ્લાહ તઆલા એ આ દુનિયામાં રોકડામાં અને જલ્દી આપી દીધુ અને આ ખ્યાતિ તે માણસની અલ્લાહ તઆલાની નજીક પ્રિયતા અને મકબૂલિયતની નિશાની છે. પરંતુ શર્ત આ છે કે સદ્કાર્યો કરતી વખતે તે માણસની નિય્યત લોકોના વખાણ અને ખ્યાતિ પ્રાપ્ત કરવાની ના હોય. માણસ એખલાસ સાથે સદ્કાર્યો કરતો રહે અને લોકોમાં તેના વખાણ થવા લાગે અને લોકોમાં તેની ખ્યાતિ થઈ જાય તો આ પ્રિયતા અને મકબૂલિયતની નિશાની છે અને જો સદ્કાર્યો કરતી વખતે લોકોના વખાણ અને ખ્યાતિ પ્રાપ્ત કરવાની નિય્યત

હોય અને લોકોમાં વખાણ થવા લાગે અને લોકોમાં ખ્યાતિ થઇ જાય તો આ પ્રિયતા અને મકબૂલિયતની નિશાની નથી. આવી ખ્યાતિથી બચવુ અને ડરવું જોઇએ. આવી ખ્યાતિ અસ્થાયી હોય છે.

આવી જ રીતે હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)સાથે આ ઘટના ઘટી કે તેઓ પોતાના ઘરમાં એકાંતમાં નમાઝ પઢી રહ્યા હતા કે અચાનક એક માણસ ઘરમાં આવ્યો. તે માણસે હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)ને નમાઝ પઢતા જોઇ લીધા. તેઓ ફરમાવે છે કે આ રીતે એક માણસે મને નમાઝ પઢતા જોઇ લીધો. તેથી મારા દિલમાં પ્રસન્નતા એ જન્મ લીધો કે આ માણસે મને નમાઝ જેવા એક નેક કાર્યમાં તલ્લીન જોયો. હઝરત અબુહુરૈરા (રદિયલ્લાહુ અન્હુ)એ આ રીતે પ્રસન્ન થવાનો ઉલ્લેખ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સમક્ષ કર્યો (કે આ પ્રસન્નતા પણ જો રિયાકારી હોય તો હું તૌબા-ઈસ્તિગ્ફાર કરી લઉં અને ભવિષ્યમાં આવી પ્રસન્નતાથી પોતાની જાતને બચાવી લઉં) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તસલ્લી આપી કે આ રિયાકારી નથી. આ સ્થિતિમાં તમોને એકાંતમાં સદ્કાર્ય કરવાનો અને જાહેરમાં સદ્કાર્ય કરવાનો(બન્ને) સવાબ મળશે.

ઉપરોકત હદીષથી સ્પષ્ટ થયુ કે જો સદ્કાર્યો ઈખલાસ સાથે અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે કરવામાં આવે. પરંતુ અમલ કરનારના ઈરાદા અને પ્રયાસ વગર અલ્લાહ તઆલાના બીજા બંદાઓને તેનું જ્ઞાન થઇ જાય અને અમલ કરનારને તેનાથી પ્રસન્નતા પ્રાપ્ત થાય, તો આ ઈખલાસની વિરુધ્ધ લેખાશે નહી. માટે આ રીતે જાહેર થવાથી અને પ્રસન્નતાથી ગભરાઇ કોઇ સદ્કાર્ય છોડવુ જોઈએ નહી.

એવી જ રીતે કોઇ માણસ જાહેરમાં સદ્કાર્ય એટલા માટે કરે કે લોકો આ સદ્કાર્ય જોઇ આ સદ્કાર્ય કરવા ઉત્તેજિત થાય (બીજી કોઇ ખરાબ નિય્યત ના હોય) તો આ પણ રિયાકારી નથી. આ સ્થિતિમાં તો આ માણસે તે સદ્કાર્યના સવાબ સાથે સાથે એક સદ્કાર્યની તબ્લીગ કરવાનો સવાબ પણ મળશે. ઘણી હદીષોથી આ વાત સાબિત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ઘણા કાર્યો જાહેરમાં એટલા માટે કરતા હતા કે લોકો ઉત્તેજિત થાય અને સદ્કાર્ય કરવાની રીતનું તેઓને જ્ઞાન મળી જાય. અલ્લાહ તઆલા આપણને

સૌ ને એખલાસની વાસ્તવિકતા નસીબ ફરમાવે અને આ વિનાશકારી બીમારીથી આપણી સૌ ની હિફાઝત ફરમાવે.

# રિયાકારીની સજાઓ

ઉપરોકત વાતોથી રિયાકારીની વાસ્તવિકતા સ્પષ્ટ થઇ ગઇ, હવે અહાદીષમાં રિયાકારી વિશે કઇ કઇ સજાઓનું વર્ણન કરવામાં આવ્યુ છે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા એ ઈરશાદ ફરમાવ્યો કે હું શિર્ક અને ભાગીદારીથી બેપરવા છું. (અર્થાત જેવી રીતે ભાગીદારો ભાગીદારી પર રાઝી હોય છે અને પોતાની સાથે કોઈની ભાગીદારીને ઈચ્છે છે અને મંજૂર કરી લે છે એવી રીતે હું થોડીક પણ ભાગીદારીને પસંદ કરતો નથી કે કોઈ માણસ મારી ઈબાદતમાં કોઈને મારો ભાગીદાર સમજે અથવા મારી તે ખુબીઓમાં કોઈને પણ ભાગીદાર સમજે, જે ખુબીઓ ફકત અને ફકત મારા માં જ મૌજૂદ છે. હું આવી ભાગીદારીથી સૌથી વધારે બેપરવા છું) હવે જો કોઈ માણસ કોઈ સદ્કાર્ય કરતી વેળા મારી સાથે કોઈ ભાગીદાર બનાવે (અર્થાત મારી પ્રસન્નતા પ્રાપ્ત કરવાની ઈચ્છા સાથે તેની પણ પ્રસન્નતા પ્રાપ્ત કરવાની ઈચ્છા ધરાવે) તો હું તે માણસને અને તેના આ કાર્ય(ભાગીદાર બનાવવાના) બન્ને ને છોડી દંઉ છું. તે સદ્કાર્ય (મારા માટે ન હતુ) ફકત અને ફકત બીજા તે માણસ માટે કર્યુ હતુ જેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની ઈચ્છા હતી (અર્થાત તે આ સદ્કાર્ય નો બદ્લો તે માણસ પાસેથી લઈ લે.) (મુસ્લિમ શરીફ)

ઉપરોકત હદીષમાં કેટલી સખત વઈદનું વર્ણન કરવામાં આવ્યુ છે કે અલ્લાહ તઆલા રિયાકારને છોડી દે છે અને તેનો બદ્લો આપતો નથી અને તે માણસની આ ભાગીદારીથી બેપરવા થઈ જાય છે. માટે રિયાકારીથી પોતાની જાતને ખુબ જ બચાવવી જોઈએ.

(૨) હઝરત અબૂ સઈદ બિન ફઝાલા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જયારે અલ્લાહ તઆલા કયામતના દિવસે (જે દિવસ આવવા વિશે કોઈ શંકા નથી)

બધાજ માણસોને ભેગા કરશે, તો એક અવાજ લગાડનાર એલાન કરશે કે જે માણસે પોતાના કોઈ એવા કાર્યમાં જે ફકત અલ્લાહ તઆલા માટે કરવામાં આવે છે કોઈ બીજાને પણ ભાગીદાર બનાવ્યો હોય, તો તે કાર્યનો સવાબ તે માણસ પાસેથી લઈ લે, જેને પ્રસન્ન કરવા માટે તે કાર્ય કર્યુ હતુ. કારણ કે અલ્લાહ તઆલા ભાગીદારોમાં સૌથી વધારે બેપરવા (નિઃસ્પૃહ) છે. (મુસ્નદે અહમદ)

ઉપરોકત હદીષનો સારાંશ આ છે કે અલ્લાહ તઆલા ફકત તે સદકાર્યોને કબૂલ ફરમાવે છે અને તે જ સદકાર્યો પર સવાબ અર્પણ કરશે જે સદકાર્યો ઈખલાસની સાથે ફકત તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે કરવામાં આવ્યા હશે અને તે કાર્યો કરવામાં બીજા કોઈની પણ પ્રસન્નતા કે આદર પ્રાપ્તની ઈચ્છા ન હોય. તેની વિરુધ્ધ જે સદ્‌કાર્યોથી અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની જગ્યાએ બીજા કોઈની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખી હશે, તો તે કાર્યોને ન તો કબુલ કરવામાં આવશે અને ન તો તે કાર્યોનો સવાબ અર્પણ કરવામાં આવશે. પરંતુ તે કાર્યોના લીધે માણસને અઝાબ પણ થઈ શકે છે.

(૩) હઝરત જુન્દુબ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે જો કોઈ માણસ કોઈ સદકાર્ય સંભળાવવા માટે અને ખ્યાતિ પ્રાપ્ત કરવા માટે કરશે, તો અલ્લાહ તઆલા તેને ખુબ સંભળાવશે અને ખુબ ખ્યાતિ અર્પણ કરશે અને જો કોઈ માણસ કોઈ સદકાર્ય દેખાડવા માટે કરશે તો અલ્લાહ તઆલા તેને ખુબ દેખાડશે. (બુખારી)

અર્થાત ખ્યાતિ પ્રાપ્ત કરવા અને દેખાડવાના હેતુથી સદકાર્યો કરનારાને એક અઝાબ તેના કાર્યો પ્રમાણે આપવામાં આવશે. તેની રીત આ અપનાવવામાં આવશે કે કિયામતના દિવસે જ્યારે બધાજ લોકો મેદાને મહશરમાં ભેગા થયા હશે, ત્યારે અલ્લાહ તઆલા આવા રિયાકારો ને બધાજ લોકો સમક્ષ રજુ કરશે અને પછી કહેશે કે આ લોકો તે છે જેઓ દુનિયામાં ખ્યાતિ પ્રાપ્ત કરવા માટે અને દેખાડવા માટે નેક કાર્યો કરતા હતા. આ રીતે તેઓના ગલત કામની ખ્યાતિ થશે અને તેઓ બધા જ લોકોની સમક્ષ રૂસ્વા થઈ જશે. અલ્લાહ તઆલા આપણી હિફાઝત ફરમાવે.

(૪) હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે તમે લોકો રંજ અને ગમના કુવાથી હિફાઝતનો અલ્લાહ તઆલાથી સવાલ કરો. (પનાહ માંગો) સહાબા રદિયલ્લાહુ અન્હુમે સવાલ કર્યો કે એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ! ગમ અને રંજનો કુવો શું છે? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે જહન્નમ માં એક ખીણ છે જે ખીણ એટલી ખતરનાક છે કે પોતે દોઝખ પણ દરરરોજ તેનાથી ચારસો વખત પનાહ માંગે છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પુછવામાં આવ્યુ કે આ ખાઈ માં કેવો લોકો જશે? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો તેમાં મોટા મોટા ઈબાદત ગુઝારો (ઉપાસકો) અને ખૂબ જ કુર્આન પઢનારાઓ જશે. જેઓ બીજાઓને દેખાડવા માટે દુનિયામાં ઈબાદત કરતા હતા અને કુર્આન પઢતા હતા. (તિરમીઝી)

અર્થાત દોઝખમાં એક ખીણ (જગ્યા) એટલી ખતરનાક કે તે ખીણથી પોતે દોઝખ પણ પરેશાન છે અને દરરોજ દોઝખ પણ તેનાથી ચાર સો વખત અલ્લાહ તઆલાથી પનાહ માંગે છે. દોઝખની આ ખીણમાં તે લોકોને નાંખવામાં આવશે, જેઓ જાહેરમાં ઉંચા દરજ્જાના ઈબાદતગુઝાર, કુર્આનનું જ્ઞાન રાખનારા અને ખુબજ કુર્આન પઢનારા હશે. પરંતુ વાસ્તવમાં આ બધાજ કાર્યો તેઓએ રીયાકારી (લોકોને દેખાડવા માટે) અને ખ્યાતિ પ્રાપ્ત કરવા માટે કર્યા હશે. જેની સજા તેઓને આ ખીણમાં નાંખી દેવામાં આવશે. અલ્લાહ તઆલા સૌની હિફાઝત ફરમાવે. (મઆરિફુલ કુર્આન)

ઉપરોક્ત હદીષોથી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે રીયાકારી કેટલી ખતરનાક બીમારી છે. જેના કારણે ખુબજ પરિશ્રમ થી કરેલા સદકાર્યોનો સવાબ તો બરબાદ થઈ જાય છે. અને સાથે સાથે રીયાકારી સાથે કરેલા સદકાર્યો કયામતના દિવસે માણસ માટે એક આપત્તિ સમાન બની જશે અને તે માણસ અઝાબમાં સપડાઈ જશે. માટે પોતાની જાતને આ બીમારીથી મુક્ત કરવુ અત્યંત જરૂરી છે. હવે અહિંયા આ બીમારીના અમુક ઈલાજોનું વર્ણન કરવામાં આવે છે.

## ઈલાજ

(૧) કોઈપણ સદ્કાર્ય કરતી સમયે પોતાની તરફથી ન તે સદ્કાર્યને છુપાવવાનો પ્રયાસ કરે અને ન તો જાહેર કરવાનો પ્રયાસ કરે (કારણ કે છુપાવવાનો પ્રયાસ

કરવો અને જાહેર કરવાનો પ્રયાસ કરવો આ નિશાની છે કે હજુ સુધી મખ્લૂક પર નજર છે. આ રિયાકારીની નિશાની છે જયારે મખ્લૂકથી નજર હટાવી ખાલિક (અલ્લાહ તઆલા) તરફ ધ્યાન અને નજરનું કેન્દ્રીત થઈ જવું તે ઈખલાસ છે.) પોતાના કામથી કામ રાખે અને અમલની શરૂઆતમાં અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની નિય્યત કરી લે. એવી જ રીતે તે કાર્યની વચ્ચે પણ પોતાની નિય્યતને તપાસી લે અને અમલ પૂર્ણ કરતી સમયે પણ પોતાની નિય્યતને તપાસી લે. પોતાના ઈખ્તિયારથી અલ્લાહ તઆલા સિવાય કોઈની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની નિય્યત ન રાખે. આપો આપ જો રિયાકારીનો ખ્યાલ (વસ્વસો) આવી જાય, તો તેની કોઈ ચિંતા ન કરે. પોતાના કામમાં લાગેલો રહે પરેશાન ન થાય આપો આપ તે ખ્યાલ ખતમ થઈ જશે.

(૨) કોઈ પણ સદ્કાર્ય કરતી સમયે પોતાની નિય્યતને તપાસે. જો નિય્યત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની હોય, તો તે કાર્ય કરી લે અને જો બીજી કોઈ નિય્યત હોય તો નિય્યતને સુધારી લે અને પછી તે કાર્ય કરે.

(૩) પોતાની જાતને કોઈ અલ્લાહવાળાને સુપરત કરી દે અને રિયાકારીથી સંબંધિત ખ્યાલો પરેશાન કરે, તો તેઓની સમક્ષ વિગતવાર વાત નો ઉલ્લેખ કરી દે અને તેઓ જે માર્ગદર્શન આપે, તેને અનુસરે અને અલ્લાહવાળાઓની સોહબત-ખિદ્મતમાં અવાર નવાર હાજરી આપે. તેઓની સોહબતથી પણ ઈન્શાઅલ્લાહ રિયાકારી ખતમ થઈ જશે.

(૪) જે સદ્કાર્ય કરવામાં રિયાકારી થતી હોય, તે કાર્ય ખુબજ કરે. ધીરે ધીરે આ સદ્કાર્યની આદત બની જશે અને આદત બન્યા પછી ધીરે ધીરે ઈબાદત બની જશે અને પછી ઈખલાસ પ્રાપ્ત થઈ જશે. (શરીઅત-વ-તરીકત)

(૫) અલ્લાહ તઆલાથી દુઆ માંગતો રહે કે અય અલ્લાહ મારા સદ્કાર્યોને રિયાકારીથી પાક સાફ કરી દે, જેવી રીતે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દુઆમાં આ દુઆનું વર્ણન છે.

## (૭) અભિમાન

હઝરત ઈમામ ગઝાલી(રહ.) ફરમાવે છે ઉજબ (અભિમાન) અર્થ આ છે કે માણસ પોતાના સદ્કાર્યોને ખુબજ મોટા સમજે (અને આ સદ્કાર્યોના લીધે પોતાની જાતને મહાન સમજે) બીજા ઉલમાની નજીક ઉજબની

વાસ્તવિકતા આ છે કે માણસ એમ વિચારવા લાગે કે સદ્કાર્યો તે પોતે કરે છે સદ્કાર્યો ને અલ્લાહ તઆલાની તૌફીક અને ફઝલ ન સમજે.

હઝરત થાનવી(રહ.) ફરમાવે છે કે પોતાની જાતને પોતાના ખ્યાલમાં નિપૂણ (કામિલ) સમજવુ અને અલ્લાહ તઆલાએ આપેલ નેઅમતોને પોતાનો હક સમજવો એટલે અલ્લાહ તઆલાનો ફઝલ ન સમજવુ અને તે નેઅમતોના ખતમ થઈ જવા અને ઝુંટવાઈ જવાથી નિડર થઈ જવું. આ હાલતને ઉજબ (અભિમાન) કહેવામાં આવે છે. (તબ્લીગે દીન)

પોતાની નિપુણતા (કમાલ)ને પોતાનાથી જોડવી (અર્થાત પોતાનો કમાલ સમજવો અને અલ્લાહ તઆલાની બખ્શીશ ન સમજવી) અને આ વાતનો ભય ન રાખવો કે બની શકે છે મારી નાફરમાનીના કારણે આ નેઅમતો ઝુંટવી લેવામાં આવે, આ ઉજબ(અભિમાન) છે. ઉજબ(અભિમાન) એટલી ખરાબ બીમારી છે કે જયારે કોઈ માણસ પોતાની નજરમાં ઉત્તમ અને પસંદીદા થાય છે, ત્યારે તે અલ્લાહ તઆલાની નજરમાં નાપસંદ થઈ જાય છે. હા, જો અલ્લાહ તઆલાની નેઅમત પર ખુશ થાય અને ઝુંટવાઈ જવાનો ભય પણ દિલમાં રાખતો હોય અને એટલુ જ સમજે આ નેઅમત અલ્લાહ તઆલાએ મને ફલા અમલના લીધે અર્પણ કરી છે અને તે માલિક છે, જયારે ઈચ્છે ત્યારે તે મારી પાસે થી લઈ શકે છે. આવો ખ્યાલ કરવો ઉજબ (અભિમાન)નથી કારણ કે ઉજબ કરનાર તો નેઅમતને અલ્લાહ તઆલા તરફથી સમજતો જ નથી. તે તો પોતાનો હક અને કમાલ સમજે છે. (શરીઅત-વ-તરીકત ટુંકસાર)

## ઉજબ (અભિમાન) અને ઘમંડમાં તફાવત

ઉજબ કરનાર માણસ ફકત પોતાને મહાન સમજે છે બીજાઓને તુચ્છ નથી સમજતો, જયારે ઘમંડ કરનાર માણસ પોતાને મહાન સમજવાની સાથે સાથે બીજાઓને તુચ્છ સમજે છે.

## ઉજબ કરવાનું પરિણામ

હદીષ શરીફમાં છે કે જે માણસ પોતાને મહાન સમજે છે અને ઈત્રાઈને (અભિમાનથી) ચાલે છે તો તે માણસ કયામતના દિવસે અલ્લાહ તઆલાથી

એવી હાલતમાં મળશે કે અલ્લાહ તઆલા તેની ઉપર ક્રોધિત હશે. (મુસ્નદે અહમદ)

## ઉજબથી બચવુ કેમ જરૂરી છે?

ઉજબથી બે કારણોને લઈ બચવુ જરૂરી છે.

(૧) ઉજબના કારણે માણસ અલ્લાહ તઆલાની તૌફીક અને મદદથી વંચિત થઈ જાય છે. જયારે તે માણસ અલ્લાહ તઆલાની તૌફીક અને સહાયતાથી વંચિત થઈ જાય છે તો તે માણસ ખુબજ જલ્દી બરબાદીનો શિકાર થઈ જાય છે. આ જ કારણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે માણસને ત્રણ વસ્તુઓ બરબાદ કરે છે. (૧) એવી કંજૂસી જેની પર અમલ કરવામાં આવે. (૨) તે મનેચ્છાઓ જેના મુજબ ચાલવામાં આવે (૩) અને માણસનું પોતાની જાતને મહાન સમજવું.

(૨) ઉજબ(અભિમાન)ના કારણે સદ્કાર્યો બરબાદ થઈ જાય છે. આ જ કારણે હઝરત ઈસા(અલૈ.)એ પોતાના હવારીઓ (સહાબા)થી ફરમાવ્યું કે ઘણા દીવાઓ છે જેઓ ને હવા એ ઓલવી નાંખ્યા છે અને ઘણા ઈબાદત કરનારાઓ છે જેઓને ઉજબ એ બરબાદ કરી નાંખ્યા છે. જયારે માણસના જીવનનો હેતુ બંદગી છે અને આ બીમારી (ઉજબ) માણસને આ હેતુ પ્રાપ્ત કરવાથી વંચિત કરી દે છે. માણસ કોઈ ભલાઈને પ્રાપ્ત કરી શકતો નથી અને જો થોડીક નેકી પ્રાપ્ત પણ થઈ જાય તો આ ઉજબ તેને બરબાદ કરી નાંખે છે અને તેના હાથમાં કશુ જ બાકી રહેતુ નથી તો ખુબજ જરૂરી છે કે માણસ પોતાની જાતને આ બીમારીથી બચાવવાના પ્રયાસો કરે. (મિન્હાજુલ આબિદીન)



## ઈલાજ

(૧) કોઈ પણ સદ્કાર્ય કે નેઅમત ને પોતાનો કમાલ ન સમજે. પરંતુ ફકત અને ફકત અલ્લાહ તઆલાની ભેટ સમજે અને ડરતો રહે કે કોઈ નાફરમાનીના કારણે અલ્લાહ તઆલા આ નેઅમત ઝુંટવી ના લે. (શરીઅત-વ-તરીકત)

(૨) અલ્લાહ તઆલાના નેકબંદોની સોહબત અને ખિદ્મતમાં અવાર-નવાર હાજરી આપતો રહે અને જો આ બીમારીનું જ્ઞાન થાય, તો તેઓ સમક્ષ

પોતાની આ બીમારીનું વિગતવાર વર્ણન કરી, તેઓથી માર્ગદર્શન પ્રાપ્ત કરતો રહે અને તેઓએ આપેલ માર્ગદર્શન મુજબ અમલ કરતો રહે. ઈન્શાઅલ્લાહ આ બીમારી એક ને એક દિવસે મુક્તિ પ્રાપ્ત થઈ જશે.

## (૮) ક્રોધ (ગુસ્સો)

ક્રોધ દિલમાં છુપાઈ રહેલી એક આગ છે. જેવી રીતે આગ રાખની નીચે દબાયેલી હોય છે. એવી જ રીતે ગુસ્સાની આગ દિલમાં છુપાયેલી હોય છે. ઘમંડ તે આગને બહાર કાઢે છે. ગુસ્સો તે આગ થી નિકળ્યો છે, જે આગથી શેતાનને બનાવવામાં આવ્યો હતો. (અલ મુરશિદુલ અમીન)

બદલો લેવા માટે દિલના લોહીનું જોશ મારવુ તે ગુસ્સો છે. ગુસ્સો એક અગ્નિ જવાળા છે. જયારે માણસ ગુસ્સે થાય છે, તો ગરમી અને આગની નિશાનીઓ જાહેર થાય છે. ચહેરો લાલ થઈ જાય છે, નસો ફુલી જાય છે અને માણસ પોતાના શરીરમાં ગરમી અનુભવે છે. હદીષમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, ગુસ્સો શૈતાનની અસર છે અને શેતાન આગથી બનાવવામાં આવ્યો છે. શૈતાનથી કોઈ માણસે પ્રશ્ન પુછયો કે તુ માણસના શરીરમાં કયાં રહે છે? તો શૈતાને જવાબ આપ્યો કે જયારે માણસ પ્રસન્ન હોય છે, ત્યારે તેના દિલમાં રહુ છું અને જયારે માણસ ગુસ્સામાં હોય છે, ત્યારે તેના માથામાં રહુ છું. (અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ - વિવરણ સાથે)

## ગુસ્સો આવવો ખરાબ વસ્તુ નથી

ગુસ્સો આવવો ખરાબ વસ્તુ નથી પરંતુ ગુસ્સાનો ગલત જગ્યાએ ઉપયોગ કરવો તે ખરાબ છે. કયાંક અલ્લાહ તઆલાની નાફરમાનીનું કાર્ય થતુ હોય અને માણસને ગુસ્સો આવે અને માણસ તે ગુસ્સાના તકાદા પર અમલ કરી જો હાથથી રોકવાની તાકત હોય, તો હાથથી રોકી દે અને ઝબાનથી રોકવાની તાકત હોય તો ઝબાનથી રોકી દે તો કહેવાશે કે ગુસ્સાનો ઉપયોગ સારી જગ્યાએ કરવામાં આવ્યો. અને જો કોઈ માણસે તમારી મનેચ્છા વિરુધ્ધ કાર્ય કર્યુ અથવા કોઈ માણસે તમને પરેશાન કર્યો, તે સમયે ગુસ્સો આવ્યો અને તમારામાં પોતાનો ગુસ્સો કાઢવાની તાકત હતી, તો પણ તમે ગુસ્સાને

રોકી લીધો અને સામેવાળા માણસને ક્ષમા આપી દીધી, તો આ સવાબનું કાર્ય લેખાશે અને જો પોતાની તાકત વડે સામેવાળાથી બદલો લઈ લીધો, તો સારૂ કાર્ય ન કર્યુ અને જેટલી ભૂલ કરી હતી તેનાથી વધારે બદલો લઈ લીધો આ એક બીમારી અને ઝુલ્મ છે. જેનો ઈલાજ કરાવવો અત્યંત જરૂરી છે.

## ગુસ્સાથી થતા નુકસાનો

હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક માણસે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી વિનંતી કરી કે એ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! કોઈ નસીહત ફરમાવો, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ગુસ્સો ન કરો. તે માણસે ફરી નસીહત કરવાની વિનંતી કરી તો અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરી ફરમાવ્યું ગુસ્સો ન કરો તે માણસે ફરી એકવાર નસીહત કરવાની વિનંતી કરી તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરી ફરમાવ્યુ કે ગુસ્સો ન કરો. (બુખારી)

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સવાલ કરનાર સહાબી ગુસ્સાવાળા હતા. તેથી તેમના માટે યોગ્ય નસીહત આ જ હતી કે તેઓને એમ કહેવામાં આવે કે ગુસ્સો ન કરો એટલા માટે તેઓના ફાયદા માટે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક જ નસીહત વારંવાર ફરમાવી. અને આ પણ એક વાસ્તવિકતા છે કે ખરાબ આદતોમાં ગુસ્સો એક ખતરનાક આદત છે અને તેનું પરિણામ પણ ખુબજ ખરાબ આવે છે. ગુસ્સાની હાલતમાં માણસને ન તો અલ્લાહ તઆલાના આદેશોનું ધ્યાન રહે છે અને ન તો પોતાના ફાયદા તથા નુકસાનનો ખ્યાલ રહે છે. અનુભવ છે કે માણસ પર શૈતાનનો કાબૂ જેટલો ગુસ્સાની હાલતમાં વધારે હોય છે એટલો બીજી કોઈ હાલતમાં હોતો નથી. અને ગુસ્સાની હાલતમાં માણસ પોતાના કાબૂમાં રહેતો નથી પરંતુ તે શૈતાનના કાબૂમાં ચાલ્યો જાય છે. સૌથી ખતરનાક નુકસાન ગુસ્સાથી આ આવે છે કે માણસ કયારેક ગુસ્સાની હાલતમાં કુફ્રના બોલ પણ બોલવા લાગે છે. આ જ કારણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ એક હદીષમાં ફરમાવ્યું કે ગુસ્સો માણસના દીન અને ઈમાનને એવી રીતે ખરાબ કરી દે છે

જેવી રીતે કે થોરનું વૃક્ષ મધને ખરાબ કરી દે છે.

પરંતુ યાદ રહે કે શરીઅતમાં જે ગુસ્સાથી બચવાનો આદેશ આપવામાં આવ્યો છે તે ગુસ્સો એ છે જે પોતાની ઈચ્છાઓની વિરુધ્ધ કોઈ કાર્ય થવાથી માણસને આવે છે. અને જો ગુસ્સો અલ્લાહ તઆલા માટે આવે (અર્થાત અલ્લાહ તઆલાનો કોઈ આદેશ કોઈક માણસ દ્વારા તોડવામાં આવે અને નાફરમાની કરવામાં આવે તો તેના કારણે જોનાર માણસને ગુસ્સો આવે) અને આ ગુસ્સામાં શરીઅતે વર્ણવેલ હદોથી આગળ ન વધે, તો આવો ગુસ્સો તો ઈમાનમાં નિપૂણતાની નિશાની છે.

કોઈની ઉપર ત્યારે ગુસ્સો આવે છે, જયારે માણસ સામેવાળા માણસને પોતાનાથી નાનો સમજે છે. જયારે કોઈને પોતાનાથી નાના સમજયો તો પોતાને મોટો અને મહાન સમજયો, આ રીતે પોતાને મહાન સમજવું ઘમંડ છે, જાણવા મળ્યું કે ગુસ્સો ઘમંડના લીધે જનમ લે છે. ગીબત પણ ગુસ્સાના કારણે માણસ કરે છે. જયારે કોઈ માણસથી ઈચ્છાઓ વિરુધ્ધ કાર્ય થઈ જાય છે અને આ માણસ તેનાથી બદ્લો લઈ શકતો નથી તો તેને ગુસ્સો આવે છે અને તે તેની પીઠ પાછળ તેની બુરાઈ કરે છે. આ બુરાઈ કરવાને ગીબત કહેવામાં આવે છે. જો ગુસ્સો ન આવ્યો હોત અને સહન કરી લીધુ હોત, તો ગીબત કેમ કરતો? જાણ થઈ કે ગીબત જેવો મોટો ગુનોહ પણ માણસ ગુસ્સાના કારણે જ કરે છે. જો બદલો લેવાની તાકત હોય છે તો માણસ બદલો લે છે પરંતુ તે ગુસ્સામાં આંધળો થઈ જાય છે અને જરૂરતથી વધારે બદલો લઈ લે છે અને સામેવાળા માણસ પર જુલ્મ કરે છે. જાણ થઈ કે જુલ્મ જેવો મોટો પાપ પણ ગુસ્સાના લીધે જ જનમ લે છે અને જો બદ્લો લેવાની તાકત નથી હોતી તો ગીબત કરે છે અને જો ગીબતથી બચી ગયો તો કમ સે કમ તેના દિલમાં દુશ્મની અને વેર ઉત્પન્ન થાય છે અને વેર-દુશ્મનીથી હસદની બીમારી જન્મ લે છે. હસદની બીમારી પછી તે તેને શારીરિક, માનસિક અને આર્થિક નુકસાન પહોંચાડવા પ્રત્યે ધ્યાન કેન્દ્રીત કરે છે અને આ રીતે ગુસ્સાના લીધે ગીબત, દુશ્મની-વેર, હસદ અને બીજાને નુકસાન પહોંચાડવા જેવા મોટા મોટા ગુનાહો જનમ લે છે. એવી જ રીતે ગુસ્સાના કારણે જ મારપીટ, ગાળો આપવી, છુપાયેલી અને ભેદની વાતોને ખોલી દેવી, કોઈને બેઈઝઝત કરવું.

મુસલમાનભાઈને ખૂશ જોઈ દિલમાં અપ્રસન્નતા અનુભવવી અને તકલીફમાં જોઈ પ્રસન્ન થવું વગેરે જેવા ગુનાહો પણ ગુસ્સાના લીધે જ જન્મ લે છે. માટે આ બીમારીથી પોતાની જાતને બચાવવાના ભરપૂર પ્રયાસો કરવા જોઈએ.

## ગુસ્સો પી જવાની ફઝીલત

ગુસ્સા પર કાબૂ મેળવી બદલો લઈ લેવાની તાકત હોવા છતા બદ્લો ન લેવો અને સામેવાળા માણસને માફ કરી દેવા વિશે શરીઅતે લોકોને ઉત્તેજિત કર્યા છે અને આ કાર્ય પર કુર્આન અને અહાદીષમાં ફઝીલતોનું વર્ણન કરવામાં આવ્યુ છે. અહીંયા અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે કોઈ માણસ કોઈ વસ્તુનો કોઈ ઘુંટડો એવો નથી પીતો જે અલ્લાહ તઆલાની નજીક ગુસ્સાના ઘુંટડાને પી લેવાથી વધારે શ્રેષ્ઠ હોય. જે ગુસ્સાનો ઘુંટડો તે માણસે અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવા માટે પીધો હોય. (મુસ્નદે અહમદ)

અર્થાત પીવા માટેની ઘણી વસ્તુઓ એવી છે, જેને પીવુ અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનું માધ્યમ બની શકે છે. પરંતુ તેમા સૌથી શ્રેષ્ઠ અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે તે ગુસ્સાનો ઘૂંટડો છે જે માણસ અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે પી લે. એટલે માણસ ગુસ્સાના તકાદા પર તાકત હોવા છતા અમલ ના કરે અને સામેવાળા માણસને માફ કરી દે. આ કાર્ય અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનું સૌથી મોટુ માધ્યમ છે.

હઝરત સહલ બિન મુઆઝ(રહ.) પોતાના પિતા હઝરત મુઆઝ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત કરે છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ ગુસ્સાને પી જાય હાલાંકે તે માણસમાં એટલી તાકત હતી કે તે માણસ પોતાના ગુસ્સાના તકાદા પર અમલ કરી સામેવાળા માણસથી બદ્લો લઈ શકતો હતો, પરંતુ તે માણસે સામેવાળા માણસને માફ કરી દીધો અને તેનાથી કોઈ બદલો ન લીધો, તો અલ્લાહ તઆલા કયામતના દિવસે બધાજ લોકોની સામે તે માણસને બોલાવશે અને તેને આદેશ

આપશે કે જન્નતની હુરો માંથી જે હૂર તને પસંદ આવે તે લઈ લે. (તિર્મીઝી)

અનુભવ બતાવે છે કે સખત ગુસ્સાની હાલતમાં માણસના દિલની છેલ્લી ઈચ્છા આ હોય છે કે તે પોતાના ગુસ્સાના તકાદાને પૂર્ણ કરે અને સામેવાળા માણસથી બદ્લો લઈ લે. હવે જે માણસ તાકત હોવા છતાં ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની નિય્યતથી પોતાના દિલની આ છેલ્લી ઈચ્છાને કુર્બાન કરી દેશે, તો અલ્લાહ તઆલા આખિરતમાં આ સદ્કાર્યનો બદ્લો આ રીતે આપશે કે કયામતના મૈદાનમાં બધાજ લોકોની હાજરીમાં તેને બોલાવશે અને કહેશે કે દિલની તે ઈચ્છાને કુર્બાન કરી દેવાના બદ્લામાં આજે જન્નતની હૂરો માંથી જે હૂર તને પસંદ આવે તે તુ લઈ લે. કેટલી ફઝીલત અને ફાયદાની વસ્તુ છે ગુસ્સાને પી જવું!!!

## ઈલાજ

(૧) ગુસ્સો પી જવા પર જે સવાબ મળે છે તે દિલને સમજાવવામાં આવે અને પોતાની જાતને ડરાવે કે જેવી રીતે સામેવાળા માણસે તારી ઈચ્છાની વિરુદ્ધ કાર્ય કર્યુ અને તુ બદલો લેવા માંગે છે. યાદ રાખ તુ પણ અલ્લાહ તઆલાની કેટલી નાફરમાની કરે છે. અલ્લાહ તઆલા પણ તારાથી બદ્લો લેવાની અને સજા આપવાની તારાથી વધારે તાકત રાખે છે. આ ખ્યાલ કરવાથી ગુસ્સો કાબૂમાં આવી જશે.

(૨) જો કોઈ માણસ પર ગુસ્સો આવે તો એમ વિચારવુ જોઈએ કે બની શકે છે આ માણસ અલ્લાહ તઆલાની નજીક મારાથી વધારે શ્રેષ્ઠ હોય. આ વિચાર કરવાથી પણ ગુસ્સો સંપૂર્ણ ખતમ થઈ જશે અથવા ઓછો થઈ જશે.

(૩) હઝરત અબુઝર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે જયારે તમારા માંથી કોઈને ગુસ્સો આવે અને તે ઉભો હોય તો બેસી જાય અને જો બેસવાથી ગુસ્સો ખતમ થાય તો ખુબ જ સારૂ. નહી તો સુઇ જાય. (મુસ્નદે અહમદ)

ઉપરોકત હદીષમાં ગુસ્સો ખતમ કરવાના ઈલાજનું વર્ણન કરવામાં આવ્યું છે જેને અનુસરવાથી ગુસ્સો નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના

ફરમાન મુજબ ખતમ થઈ જશે.

(૪) હઝરત અતિય્યા બિન ઉર્વા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ગુસ્સો શૈતાન ના અસરથી આવે છે. અને શૈતાનને આગથી બનાવવામાં આવ્યો છે અને આગ ને પાણી વડે બુઝાવવામાં આવે છે હવે તમારા માંથી કોઈને ગુસ્સો આવે તો તે માણસ વુઝૂ કરી લે.

ઉપરોકત હદીષથી સ્પષ્ટ થયું કે ગુસ્સાને ખતમ કરવાની એક રીત આ પણ છે કે માણસ વુઝૂ કરી લે. વુઝૂ કરવાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ફરમાન મુજબ ગુસ્સો ખતમ થઈ જશે.

(૫) જયાં ગુસ્સો આવ્યો છે, ત્યાંથી અલગ થઈ જાય. કારણ કે તે જગ્યા છોડી દેવાથી સામેવાળો માણસ ત્યાં નહી હોય જેથી ગુસ્સો ખતમ થઈ જશે.

(૬) અલ્લાહવાળા બુઝુર્ગોની સોહબતમાં અવાર-નવાર હાજરી આપતો રહે. અને જો આ બીમારી હોય તો તેઓથી માર્ગ દર્શન પ્રાપ્ત કરતો રહે. ઈન્શાઅલ્લાહ બુઝુર્ગોની સોહબતની બરકત અને માર્ગદર્શનને અનુસરવાના લીધે આ બીમારીથી મુક્તિ પ્રાપ્ત થઈ જશે.

## (૯) દુશ્મની(વેર), અદાવત, કીના

દિલની બીમારીઓ માંથી એક બીમારી બુગ્ઝ(અદાવત-દુશ્મની) છે, જયારે ગુસ્સામાં બદલો લેવાની તાકત નથી હોતી ત્યારે માણસના દિલમાં સામેવાળા માણસ વિશે વેર જન્મે છે તેને બુગ્ઝ, અદાવત, દુશ્મની અને કીનો કહેવામાં આવે છે. કીનો રાખવો ફકત એક જ બીમારી નથી પરંતુ તે ઘણા બધા ગુનાહોનું મૂળ છે. જયારે દિલમાંથી ગુસ્સો નિકળ્યો નહી અને તેનો નશો દિલમાં ભરાઈ રહ્યો, તો પછી વાત આગળ વધતી રહે છે અને સંતાપ વધતો જાય છે. કીનો-દુશ્મની તે છે તે જે પોતાના કાબૂ(ઈખ્તિયાર) થી રાખવામાં આવે છે. જેમા માણસ સામેવાળા માણસની બદ ખ્વાહી (ખરાબ ઈચ્છવુ) કરવા લાગે છે અને સામેવાળા માણસને શારીરિક, માનસિક કે આર્થિક નુકસાન પહોંચાડવા માટે તત્પર રહે છે. જો કોઈ માણસથી તકલીફ પહોંચે અને તબિયત તેનાથી મળવાની ઈચ્છા ન કરે અને તેનાથી દૂર રહેવાના પ્રયાસો કરે (તેનું ખરાબ ન ઈચ્છે અને તેને તકલીફ-નુકસાન પહોંચાડવાના

પ્રયાસો ન કરે) તો આ કીનો નથી અને ગુનાહનું કાર્ય નથી. (શરીઅત-વ-તરીકત)

## કીનાથી થતા નુકસાનો

હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે દર અઠવાડીયે સોમવાર અને ગુરૂવારના દિવસે લોકોના સદ્કાર્યો અને બદ્કાર્યો અલ્લાહ તઆલા સમક્ષ રજૂ કરવામાં આવે છે અને અલ્લાહ તઆલા (આ કાર્યો નિહાળી સદ્કાર્યોને કબૂલ ફરમાવે છે અને) બદ્કાર્યોને માફ કરી દે છે. સિવાય તે બે માણસો જેઓ એક બીજાથી કીનો રાખતા હોય, તેઓના વિશે અલ્લાહ તઆલા આદેશ આપે છે. આ બન્નેની માફીને મુલ્તવી કરી દો, જયાર સુધી તેઓ સમાધાન ન કરી લે અને પોતાના દિલોને કીના અને દુશ્મનીથી શુધ્ધ ન કરી લે. (મુસ્લિમ શરીફ)

ઉપરોકત હદીષમાં અર્થને સ્પષ્ટ કરતી એક હદીષ તબરાની માં છે તેમા ફરમાવવામાં આવ્યું છે કે દરેક સોમવારે અને ગુરૂવારે લોકોના કાર્યો અલ્લાહ તઆલા સમક્ષ રજુ કરવામાં આવે છે. જેઓએ ખરાબ કાર્યો કર્યા પછી અલ્લાહ તઆલાથી માફી માંગી લીધી હોય છે. તેઓને માફ કરી દેવામાં આવે છે અને જે માણસે તૌબા કરી હોય છે તેની તૌબા કબૂલ કરી લેવામાં આવે છે. પરંતુ પરસ્પર કીનો, વેર, દૂશ્મની રાખનાર માણસોના કાર્યો કીનાના કારણે પરત કરી દેવામાં આવે છે. (અર્થાત તેઓની માફી અને તૌબાનો કોઈ નિર્ણય કરવામાં આવતો નથી. જયાર સુધી કે તેઓ પરસ્પરની દુશ્મની ખતમ કરી પોતાના દિલોને શુધ્ધ ન કરી લે. આ જ ભાવાર્થની બીજી ઘણી હદીષો છે એ બધી જ રિવાયતોથી જાણ થાય છે કે જે મુસલમાનના દિલમાં બીજા મુસલમાન ભાઈ પ્રત્યે કીનો, વેર, દુશ્મની હશે જયાર સુધી તે માણસ પોતાના દિલને પાક સાફ નહી કરી લે, ત્યાર સુધી તે માણસ અલ્લાહ તઆલાની રહમત અને મગ્ફિરતને પાત્ર નહી બને. (મઆરિફુલ કુર્આન)

ઈમામ ગઝાલી(રહ.) ફરમાવે છે કે જયારે માણસને ગુસ્સો આવે છે અને તે તાકત ન હોવાના કારણે બદલો લઈ શકતો નથી. તો આ જ ગુસ્સો તેના દિલમાં કીનાનું સ્વરૂપ ધારણ કરી લે છે. કીનાનો અર્થ થાય છે માણસ

પોતાના દિલમાં હમેંશા માટે કોઈ માણસથી નફરત અને દુશ્મની પેદા કરી લે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ મુસલમાનની નિશાની એક હદીષમાં આ શબ્દોથી વર્ણવી છે કે મુસલમાન કદાપી કીનો રાખનાર હોઈ શકતો નથી.

કીનાના કારણે નીચે મુજબના પરિણામો જાહેર થાય છે.

(૧) કીનાનું પહેલું પરિણામ હસદ છે અર્થાત કીનાના કારણે તમારા દિલમાં આ ઈચ્છા જન્મ લેશે કે તેની પાસે જેટલી નેઅમતો છે તે ઝુંટવી લેવામાં આવે. અને તેને કોઈ નેઅમત પ્રાપ્ત થશે, તો તમે પોતાના દિલમાં દુઃખ અનુભવશો અને તેની ઉપર કોઈ આપત્તિ આવશે, તો તમે પ્રસન્ન થઈ જશો, આ હાલતને જ હસદ કહેવામાં આવે છે.

(૨) બીજુ પરિણામ આ આવશે કે તમે તે માણસને છોડી દેશો અને સંબંધો તોડી નાંખશો. તે તમને મળવાનો ઈચ્છુક હશે અથવા મળવા આવશે તો પણ તમે તેને મળશો નહી. અને તેને તકલીફ પહોંચાડશો.

(૩) ત્રીજુ પરિણામ એ આવશે કે તમે તેને ઝલીલ અને રૂસ્વા કરવાના પ્રયાસો કરશો.

(૪) ચોથુ પરિણામ એ આવશે કે તમે તેના વિશે એવી વાતો કહેશો જે વાતો કહેવી શરીઅતમાં જાઈઝ નથી, જેવી રીતે તેના વિશે લોકોમાં જૂઠી વાતો કહેવી, ગીબત કરવી તેના ભેદોને ઉઘાડા પાડી દેવા વગેરે.

(૫) પાંચમુ પરિણામ એ આવશે કે તમે તેની મજાક-મશ્કરી કરવાના ઈરાદાથી તેની નકલ ઉતારશો.

(૬) છઠ્ઠુ પરિણામ આ આવશે કે તમે તેને શારીરિક, માનસિક નુકસાન પહોંચાડશો.

(૭) સાતમુ પરિણામ આ આવશે કે જો તે તમારી પાસે પોતાના બાકીના પૈસા માંગતો હશે તો તમે સમય પર અદા નહી કરો અને તેને તકલીફમાં નાંખશો.

આ બધી જ વસ્તુઓ હરામ અને નાજાઈઝ છે અને જો તમારા દિલમાં આ સાત પરિણામો માંથી કોઈ એક વાત પણ ન હોય. પરંતુ તમારા દિલમાં તે માણસ વિશે થોડીક ખોટ પેદા થઈ અને તમે તે માણસથી જેવી રીતે પહેલા

પ્રસન્નતાથી મળતા હતા હવે ન મળો, તેનાથી પ્રસન્ન મુદ્રામાં વાતો ન કરો, ન તો તેની જરૂરતનો ખ્યાલ રાખો, ન તો તેની સાથે કોઈ સભામાં બેસો, ન તેની સાથે મળી અલ્લાહ તઆલાનો ઝિક્ર કરો, ન તો તેના માટે દુઆ કરો, ન તો તમે તેના વખાણ કરો, ન કોઈ સદ્કાર્યો પર ઉત્તેજિત કરો, ન તેના વિશે કોઈ સહાનુભૂતિ દર્શાવો આ બધી વસ્તુઓ નાજાઈઝ અને હરામ તો નથી પરંતુ આ થોડોક કીનો અને દિલની ખોટ પણ તમારા દીન ના દરજ્જાને ઘટાડી શકે છે. અને તમને વધારે સવાબથી વંચિત કરી શકે છે, જો કે આ થોડાક કીના ના કારણે તમને અઝાબ આપવામાં આવશે નહી. (ઈહયાઉલ ઉલૂમ ટુંકસાર)

ઉપરોકત વાતોથી સ્પષ્ટ થયું કે કીનો રાખવો કેટલી ખતરનાક બીમારી છે. જેના લીધે વિવિધ પ્રકારની ખતરનાક બીમારીઓ જનમ લે છે. માટે કીનાથી પોતાના દિલને સાફ રાખવાના પ્રયત્નો કરતા રહેવુ જોઈએ.

## ઈલાજ

(૧) જે માણસ વિશે દિલમાં કીનો અનુભવાય તો તેની ભૂલો માફ કરી દે અને તેનાથી વારંવાર મળતો રહે, તેનાથી મુલાકાત કરે ઈન્શાઅલ્લાહ થોડાક દિવસોમાં જ કીનો ખતમ થઈ જશે.

(૨) અલ્લાહવાળાઓની સોહબતમાં અવાર-નવાર હાજરી આપતો રહે અને જો આ બીમારી અનુભવાય તો તેઓની સમક્ષ વિગતવાર તેનો ઉલ્લેખ કરી દે અને પછી તેઓ જે માર્ગ દર્શન આપે તેને અનુસરે. ઈન્શાઅલ્લાહ દિલ શુધ્ધ થઈ જશે.

## (૧૦) કંજૂસી (બુખ્લ)

કંજૂસીનો શરીઅતમાં અર્થ છે જે વસ્તુ અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવી કોઈ પર વાજિબ હોય (જેવી રીતે ઝકાત, સદ્કાત, કુર્બાની) તે વસ્તુ ખર્ચ ન કરે. આ કંજૂસી હરામ છે અને આ કંજૂસી પર દોઝખની સખત વઈદનું વર્ણન કરવામાં આવ્યું છે. અને જે જગ્યાઓ પર ખર્ચ કરવું મુસ્તહબ છે, વાજિબ નથી તે જગ્યાએ ખર્ચ ન કરવું આ હરામ કંજૂસીમાં ગણાશે નહી, હા, લોકો ની બોલચાલમાં આ ખર્ચ ન કરવાને પણ કંજૂસી કહેવામાં આવે

છે. પરંતુ આ કંજૂસી હરામ નથી પરંતુ સારી પણ નથી.

## કંજૂસીના નુકસાનો

કંજૂસ માણસ વિશે અહાદીષમાં સખત વઈદો ઈરશાદ ફરમાવવામાં આવી છે અહીંયા અમુક અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

(૧) હઝરત અબુહુરૈરા (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો, દાનવીર(સખી) માણસ અલ્લાહ તઆલાની નજીક છે (અર્થાત સખી માણસને પોતાની સખાવતના કારણે અલ્લાહ તઆલાનો કુર્બ(નિકટતા) પ્રાપ્ત થાય છે. સખી માણસ અલ્લાહ તઆલાના બંદાઓથી નજીક હોય છે. (અર્થાત તેની સખાવતના લીધે અલ્લાહ તઆલા લોકોના દિલોમાં તેની મોહબ્બત અને પ્રેમ નાંખી દે છે. અને લોકો તેનાથી નજીક રહે છે) અને સખી માણસ જન્નતથી નજીક અને દોઝખથી દૂર હોય છે. અને કંજૂસ માણસ અલ્લાહ તઆલાથી દૂર હોય છે, અલ્લાહ તઆલાના બંદાઓથી પણ દૂર હોય છે (કારણ કે તેની કંજૂસીના કારણે લોકો તેનાથી દૂર રહેવાનું પસંદ કરે છે, અને કંજૂસ માણસ જન્નતથી દૂર અને દોઝખથી નજીક હોય છે. અને ખરેખર એક જાહિલ સખી અલ્લાહ તઆલા ની નજરમાં એક ઈબાદત ગુજાર કંજૂસથી વધારે મહબૂબ અને પ્યારો હોય છે. (તિર્મીઝી)

ઉપરોકત હદીષથી સ્પષ્ટ થયું કે કંજૂસ માણસ માટે સૌથી ખરાબ વાત આ છે કે તે જન્નતથી દૂર અને દોઝખથી નજીક થઈ જાય છે જયારે સખી માણસ જન્નતથી નજીક અને દોઝખથી દૂર થઈ જાય છે.

(૨) હઝરત જાબિર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે કંજૂસીથી બચો. કારણ કે તમારા પૂર્વજોને આ બીમારીએ બરબાદ કરી દીધા, કંજૂસીની આદતે તેઓને ઉત્તેજિત કર્યા અને તેઓએ લોકોનું ખૂન કર્યુ અને અલ્લાહ તઆલાએ હરામ કરેલ વસ્તુઓને તેઓએ હલાલ સમજી લીધી. (મુસ્લિમ)

ઉપરોકત હદીષથી સ્પષ્ટ થયું કે કંજૂસીના લીધે પાછલી ઉમ્મતોને બરબાદ કરવામાં આવી અને એક બીજાનું ખૂન અને હરામ વસ્તુઓને હલાલ સમજી લેવા જેવી બીમારીઓ પણ કંજૂસી ના લીધે જ જન્મ લે છે.

(૩) હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાના

રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે લાલચ, કંજૂસી અને ઈમાન કયારેય એક દિલમાં ભેગા થઈ શકતા નથી. (નસઈ)

અર્થાત લાલચ, કંજૂસી અને ઈમાન વચ્ચે આગ-પાણી જેવો સંબંધ છે કે જેવી રીતે આગ અને પાણી બન્ને કયારેય ભેગા થઈ શકતા નથી એવી જ રીતે લાલચ, કંજૂસી અને ઈમાન પણ એક દિલમાં ભેગા થઈ શકતા નથી જે માણસ ઈમાનમાં નિપૂણ હશે તે કયારેય લાલચુ કે કંજૂસ નહી હોય, જો ઈમાન પરિપૂર્ણ હશે નહી તો આ બન્ને બીમારીઓ દિલમાં પ્રવેશી જશે.

(૪) હઝરત અબુબક્ર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે દગાખોર , કંજૂસ અને ઉપકારી જન્નતમાં જઈ શકશે નહી. (તિર્મીઝી)

અર્થાત આ ત્રણેય આદતો તે વિનાશકારી અને બરબાદ કરી નાંખનાર આદતો માંથી છે, જે જન્નતના રસ્તામાં અડચણ બને છે એટલે જે બંદાઓ જન્નતના શોખીન અને દોઝખથી ડરનાર છે તેઓને જોઈએ કે આ ત્રણેય કુટેવોથી પોતાની જાતને બચાવે.

## ઈલાજ

હઝરત ઈમામ ગઝાલી(રહ.) ફરમાવે છે કે કંજૂસીનો ઈલાજ આ છે કે માણસ પોતાની મનેચ્છાઓને ઓછી કરી દે, મૃત્યુને ખૂબજ યાદ કરતો રહે. પોતાના મિત્રો જે મૃત્યુ પામી ગયા છે, તેઓને યાદ કરે કે હું પણ તેઓની જેમ એક દિવસ આ દુનિયા છોડી ચાલ્યો જઈશ. કબ્રસ્તાનમાં કબ્રોની ઝિયારત કરતો રહે. (અલ મુરશિદુલ અમીન)

આ રીતે ધીરે ધીરે દુનિયાની મોહબ્બત ઓછી થશે અને જયારે દુનિયાની મુહબ્બત ઓછી થશે, તો કંજૂસીની આદત પણ ખતમ થઈ જશે. કારણ કે માણસ દુનિયાની મોહબ્બતના કારણે જ કંજૂસી કરે છે.

હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી થાનવી (રહ.) ફરમાવે છે કે કંજૂસીનો ઈલાજ આ છે કે કંજૂસીથી થતા નુકસાનોનું જ્ઞાન મેળવે અને વિચારે કે આખિરતની બરબાદી અને દુનિયાની બદ્‌નામી બન્ને કંજૂસીના લીધે થાય છે. કંજૂસ સાથે માલ કબ્રમાં જતો નથી. માણસ તે માલ પોતાની અવલાદ માટે છોડી જાય છે અને પોતે ખાલી હાથ આખિરતની નેઅમતોથી

વંચિત અને નાફરમાની સાથે કબ્રમાં પહોંચી જાય છે અને બીજા લોકો (અવલાદ વગેરે) તે માલથી ફાયદો ઉઠાવે છે. કંજૂસીના આવા પરિણામો વિચારવાથી ઈન્શાઅલ્લાહુ તઆલા કંજૂસીથી મુક્તિ પ્રાપ્ત થઈ જશે. એક ઈલાજ આ છે કે પોતાની જાત પર બોજ નાંખી ખર્ચ કરવાની ટેવ પાડે અને જરૂરતના સમયે ખર્ચ કરવાના ફઝાઈલ વિચારી પોતાની જાત પર એટલું જોર નાંખે કે ખર્ચ કરવા ઉત્તેજિત થઈ જાય આ રીતે ઈન્શાઅલ્લાહ બુખ્લ (કંજુસી) નું મુળ કપાઈ જશે. (તબ્લીગે દીન)

અલ્લાહવાળાઓની સોહબતમાં અવાર-નવાર હાજરી આપતો રહે અને પોતાની બીમારીનું તેઓની સમક્ષ વર્ણન કરી માર્ગદર્શન મેળવતો રહે અને તેઓના માર્ગદર્શન મુજબ અમલ કરતો રહે. ધીરે ધીરે ઈન્શાઅલ્લાહ આ બીમારીથી મુક્તિ પ્રાપ્ત થઈ જશે.

અહીંયા દિલની દસ બીમારીઓનું વર્ણન પૂર્ણ થયુ. જેને વાંચી અંદાજો થયો હશે કે આ કેટલી ખતરનાક બીમારીઓ છે. જેના કારણે માણસની દુનિયા અને આખિરત બન્ને બરબાદ થઈ શકે છે. જયારે આ બીમારીઓ વિનાશકારી છે તો તેનાથી બચવુ કેટલુ જરૂરી છે. આ બીમારીઓથી સંપૂર્ણ શુદ્ધિ પ્રાપ્ત કર્યા વિના માણસ ન તો દુનિયામાં સફળ થઈ શકશે અને ન તો આખિરતમાં સફળતા પ્રાપ્ત કરી શકશે. જેવી રીતે શરીરને લાગતી જાહેરી બીમારીઓના ઈલાજ માટે ડોકટરો પાસે જવામાં આવે છે અને તેઓના માર્ગદર્શન હેઠળ ઈલાજ કરવામાં આવે છે, માણસ સ્વસ્થ થઈ જાય છે, એવી જ રીતે દિલની બીમારીઓથી સ્વસ્થતા પ્રાપ્ત કરવા માટે દિલના ડોકટરો (અલ્લાહવાળાઓ) પાસે અવાર નવાર હાજરી આપવામાં આવે અને તેઓના માર્ગદર્શન હેઠળ ઈલાજ કરવામાં આવે તો આ દિલની બીમારીઓથી મુક્તિ પ્રાપ્ત થઈ શકે છે, અને દિલ શુદ્ધ થઈ શકે છે. અને જયારે દિલ શુદ્ધ થઈ જાય છે તો માણસ માટે શરીઅતના આદેશોનું પાલન કરવું સરળ થઈ જાય છે અને માણસ શરીઅતના આદેશનું પાલન કરતો રહે છે, તો તેને અલ્લાહ તઆલાની નિકટતા (કુર્બત) પ્રાપ્ત થઈ જાય છે અને પછી માણસ દુનિયા-આખિરત બન્નેમાં સફળતા પ્રાપ્ત કરી લે છે. અલ્લાહ તઆલા અમારા સૌ ને દિલની બીમારીઓથી મુક્તિ આપી દુનિયા આખિરતમાં સફળ બનાવે. (આમીન)

# ઝબાન ની બીમારીઓ

હવે તે જાહેરી બીમારીઓ જેનાથી દુનિયા-આખિરતનું સખત નુકસાન થાય છે તેમનું વર્ણન કરવામાં આવે છે. જાહેરી બીમારીઓમાં સૌથી વધુ ખતરનાક ઝબાનની બીમારીઓ અને ઝબાનના ગુનાહો છે, અહીંયા ઝબાનના અમુક ગુનાહોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

દુનિયામાં વધારે પડતા ઝઘડાઓ ઝબાનનો દૂર ઉપયોગ કરવાના લીધે થાય છે અને જે મોટા મોટા ગુનાહ માનવોથી પ્રગટ થાય છે તે પણ ઝબાનથી જ થાય છે, આ જ કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ વાતની ખુબજ તાકીદ ફરમાવતા હતા કે ઝબાનને કાબૂમાં રાખવામાં આવે અને દરેક પ્રકારની ખરાબ વાતોથી અને લાભ વિનાની વાતોથી પણ પોતાની ઝબાનને રોકવામાં આવે અને જયાર સુધી વાત કરવાની સખત જરૂરત ન હોય અને વાત કરવાથી કોઈ ભલાઈની ઉમ્મીદ ન હોય ત્યાર સુધી ચુપચાપ રહેવું જોઈએ. આ માર્ગદર્શન આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના તે મહત્વના માર્ગદર્શનો માંથી એક છે જેમની ઉપર આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આખિરતમાં નજાત અને છુટકારાની નિર્ભયતા(બુનિયાદ)રાખી છે. અને અમુક હદીષોથી સ્પષ્ટ થાય છે કે નમાઝ, રોઝા, હજ્જ વગેરે ઈબાદતોમાં ઉજ્જવળતા (તલ્લીનતા) પણ ઝબાનને કાબૂમાં રાખવાથી આવે છે. અત્રે ઝબાન વિશેના આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના મહામૂલ્ય કથનોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની એક લાંબી હદીષ જેની શરૂઆતમાં નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત અને તહજ્જુદની નમાઝ વિશે ઉલ્લેખ કર્યા પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, એ મુઆઝ! હુ તમોને એક એવી વસ્તુ ન બતાવું જેની ઉપર આ બધાજ કાર્યોની નિર્ભયતા છે (અને જેના વગર આ બધાજ કાર્યો બેહેસિયત અને બેવઝન છે) હઝરત મુઆઝ(રદિયલ્લાહુ અન્હુ) એ કહ્યુ કે હઝરત! તે વસ્તુ અવશ્ય બતાવી દો. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની ઝબાન પકડીને ફરમાવ્યું આ ઝબાનને રોકો. (અર્થાત પોતાની ઝબાનને કાબૂમાં રાખો તે નિડર અને બેલગામ (નિરંકુશ) ન થઈ જાય) હઝરત મુઆઝ(રદિયલ્લાહુ અન્હુ) એ

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પ્રશ્ન કર્યો કે શું અમે જે વાતો કરી એ છીએ તેની ઉપર અમારી પકડ થઈ શકે છે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું, એ મુઆઝ! તારી માતા તારી ઉપર રડે. (અરબીમાં આ શબ્દ પ્રેમ માટે અને આશ્ચર્ય માટે બોલવામાં આવે છે.) માણસોને કયામતના દિવસે ઉંધા મોંઢે દોઝખમાં વધારે પડતા એટલા માટે નાંખવામાં આવશે તેઓએ પોતાની ઝબાનોનો દૂર ઉપયોગ કર્યો હશે. (મુસ્નદે અહમદ)

હદીષનો મતલબ આ છે કે નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત, સદ્કા વગેરે સદ્કાર્યોની નૂરાનીયતની બુનિયાદ આ વાત પર છે કે માણસ પોતાની ઝબાનની હિફાઝત કરે કારણ કે ઝબાનનો દુર ઉપયોગ આ બધા સદ્કાર્યોને નિર્મૂલ્ય બનાવી દે છે અને ઝબાનના ગુનાહોના કારણે જ કયામતના દિવસે ઘણા બધા લોકોને ઉંધા મોંઢે દોઝખમાં નાંખી દેવામાં આવશે. અલ્લાહ તઆલા આપણી સૌની હિફાઝત ફરમાવે.

(૨) હઝરત સુરદ બિન સઅદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ મને પોતાના બે હોંઠોની વચ્ચેની વસ્તુ(ઝબાન) અને બે પગોની વચ્ચેની વસ્તુ (શરમગાહ)ની હિફાઝત(રક્ષા) કરવાની જવાબદારી આપી દે (અર્થાત આ બન્ને વસ્તુઓનો દૂરઉપયોગ ન કરવાનું વચન આપી દે અને તે વચનને પુરૂ પાડે) તો તેના માટે જન્નતની જવાબદારી લંઉ છું (કે તે માણસને હું જન્નતમાં પહોંચાડી દઈશ.)

માણસના અંગોમાં ઝબાન સિવાય જે અંગનો દુર ઉપયોગથી બચવાની વિશેષ મહત્ત્વતા છે તે અંગ માણસની શરમગાહ છે. આ જ કારણે ઉપરોકત હદીષમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ બંને અંગો વિશે ફરમાવ્યુ કે જે માણસ આ વાતનું વચન આપે કે તે આ બંને અંગોને હરામથી બચાવશે અને તેમનો દૂરઉપયોગ નહી કરે તો હું તે માણસ માટે જન્નતમાં પ્રવેશ અપાવવાનું વચન આપુ છું. કેટલી મોટી ફઝીલત અને ફાયદા ની વાત છે કે જે માણસ આ બન્ને અંગોનું રક્ષણ કરશે તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે જ તે માણસને જન્નતમાં પ્રવેશ અપાવશે.

(૩) હઝરત સુફયાન બિન અબ્દુલ્લાહ ષકફી(રદી.)થી રિવાયત છે કે મેં

અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પુછ્યુ કે હઝરત! મારા વિશે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને જે વાતોનો ભય છે તેમા સૌથી ખતરનાક કઈ વસ્તુ છે? સુફયાન(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની પવિત્ર ઝબાન પકડીને ફરમાવ્યું કે સૌથી વધારે આ વસ્તુનો ખતરો છે. (તિર્મીઝી)

અર્થાત તમારા વિશે બીજી કોઈ બુરાઈનો ભય નથી. હા, ઝબાન વિશે ખતરો અને ભય છે તમે તેનો દૂર ઉપયોગ કરી બરબાદ ન થઈ જાવ. માટે ઝબાન વિશે હોંશિયાર રહો અને તેનો દુર ઉપયોગ ન કરો. આ હદીષથી સ્પષ્ટ થયું કે ઝબાન એક એવુ અંગ છે જેના વિશે માણસે ખુબજ હોંશિયાર રહેવુ જોઈએ અને તેનો દુરઉપયોગ ન થાય તેની કાળજી રાખવી જોઈએ.

(૪) હઝરત ઉકબા બિન આમિર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે હું અલ્લાહ ના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં હાજર થયો અને પુછ્યુ હઝરત! આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મને બતાવો કે (દુનિયા અને આખિરતની મુસીબતોથી) છુટકારો પ્રાપ્ત કરવા માટે મારે શું કરવું જોઈએ? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો ઝબાનને કંટ્રોલમાં રાખો અને તમારૂ ઘર તમને સમાવી લે અને પોતાના ગુનાહો પર રડયા કરો. (તિર્મીઝી)

ઉપરોકત હદીષમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ત્રણ વાતોનું દુનિયા–આખિરતની મુસીબતોથી છુટકારો પ્રાપ્ત કરવાના માઘ્યમો સ્વરૂપે વર્ણન કર્યુ. તેમા સૌથી પહેલા જબાન પર કાબૂ કરવાનો આદેશ આપ્યો કે માણસ ઝબાનનો દુરઉપયોગ ન કરે તો તે દુનિયા–આખિરતની મુસીબતોથી મુક્તિ પ્રાપ્ત કરી લેશે. બીજા નંબરે વધારે પડતુ ઘરમાં રહેવા પર ભાર મુક્યો કે જરૂરત વગર ઘરેથી બહાર ન નિકળો. આ નસીહત પર અમલ કરવાથી પણ દુનિયા–આખિરતની ઘણી મુસીબતોથી માણસને મુક્તિ મળી જાય છે. ત્રીજા નંબરે પોતાના ગુનાહોની માફી માટે અલ્લાહ તઆલા સમક્ષ રડતા રહેવાનો આદેશ આપ્યો, કારણ કે વધારે પડતી દુનિયા–આખિરતની મુસીબતો ગુનાહોના કારણે જ આવે છે. જયારે માણસ પોતાના ગુનાહોની માફી માટે અલ્લાહ તઆલા સમક્ષ રડતો રહેશે, તો અલ્લાહ તઆલા તેના બધાજ ગુનાહોને

માફ કરી દેશે. તેથી ગુનાહોના લીધે આવતી દુનિયા-આખિરતની મુસીબતો પણ દૂર થઇ જશે.

ઉપરોકત હદીષોથી સ્પષ્ટ થયું કે ઈસ્લામમાં જબાનના રક્ષણ કરવા પર કેટલો ભાર મુકવામાં આવ્યો છે અને ઝબાનનો સદ્ઉપયોગ કરવા પર જન્નત સુધીનો વાયદો કરવામાં આવ્યો છે અને દૂરઉપયોગ પર જહન્નમ સુધીની વઈદ(ધમકી)નું વર્ણન કરવામાં આવ્યુ છે. હવે જબાનથી થતા અમુક ગુનાહોનું વર્ણન કરવામાં આવે છે. તેથી તે ગુનાહોની ભયાનકતાનો ખ્યાલ આવે અને બચવુ સરળ થઇ જાય.

## (૧) વ્યર્થ વાતો (લા-યાની વાતો કરવી)

વ્યર્થ વાતોનો અર્થ એવી વાતો જેનાથી દુનિયા-આખિરત માં કોઈ પણ જાતનો ફાયદો ન થતો હોય.

માણસ પોતાની જબાનથી જે વાતો કરે છે અથવા પોતાના શરીર વડે જે કાર્યો કરે છે તેના ત્રણ પ્રકારો છે.

(૧) ફાયદાકારક :- તે વાતો જેનાથી દુનિયા અથવા આખિરતનો ફાયદો થાય.

(૨) નુકસાનકારક :- તે વાતો જેનાથી દુનિયા અથવા આખિરતમાં નુકસાન થતુ હોય.

(૩) વ્યર્થ વાતો :- તે વાતો જેનાથી દુનિયા-આખિરતમાં ન તો નુકસાન થતુ હોય અને કોઈ ફાયદો પણ ન થતો હોય.

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની હદીષોમાં આ ત્રીજા પ્રકાર ની વાતોનું ‘‘લા-યાની’’ શબ્દ વડે વર્ણન કર્યું છે. હવે જેવી રીતે બીજા પ્રકારની વાતોથી બચવુ જરૂરી છે, એવી જ રીતે ત્રીજા પ્રકારની વાતોથી પણ બચવું જરૂરી છે. કારણ કે કયામતના દિવસે આ ત્રીજા પ્રકારની વાતો કરવા વિશે પણ સવાલ કરવામાં આવશે કે આવી વાતો જબાનથી કેમ કાઢી? અને જે વાતો વિશે કયામતના દિવસે પુછવામાં આવશે તો છુટકારો પ્રાપ્ત કરવો મુશ્કેલ થઇ જશે. માટે વ્યર્થ વાતોથી પણ પોતાને બચાવવું અત્યંત જરૂરી છે.

# લા-યાની (વ્યર્થ વાતો) ઠીક ન હોવાના ચાર કારણો

ઈમામ ગઝાલી(રહ.)એ ''મિન્હાજુલ આબિદીન''માં વ્યર્થ વાતો ઠીક ન હોવાના ચાર કારણોનું વર્ણન કર્યું છે.

(૧) વ્યર્થ વાતો કિરામન કાતિબીન(આમાલ લખનાર ફરિશ્તાઓ)ને લખવી પડે છે. મુસલમાનને જોઈએ કે તેઓથી શરમ કરે અને વ્યર્થ વાતો લખવાની તેઓને તકલીફ ન આપે. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે માણસ જે કોઈ શબ્દ જબાનથી બોલે છે તેને લખી લેવા માટે એક તાક માં લાગેલો ફરિશ્તો સરંક્ષકના સ્વરૂપમાં તૈયાર રહે છે.

(૨) આ સારી વાત નથી કે માણસ વ્યર્થ અને લા-યાની વાતોથી ભરાયેલુ આમાલનામું લઈ અલ્લાહ તઆલાની સમક્ષ હાજર થાય. માટે મુસલમાનને જોઈએ વ્યર્થ અને લા-યાની વાતોથી પોતાને બચાવવાનો પ્રબંધ કરે.

(૩) કયામતના દિવસે બંદાથી કહેવામાં આવશે કે પોતાના આમાલનામાને અલ્લાહ તઆલાની સમક્ષ અને બધા જ લોકોની રૂબરૂ પઢીને સંભળાવે. તે સમયે કિયામતના દિવસની ભયાનકતા તેની સામે હશે અને સખત તરસના કારણે તે મરી રહ્યો હશે. ભૂખના કારણે તેની કમર તુટી રહી હશે. જન્નતમાં પ્રવેશ મેળવવાથી તેને રોકી દેવામાં આવશે અને દરેક પ્રકારની રાહત તેની ઉપર બંધ કરી દેવામાં આવશે આવી પરિસ્થિતિમાં પોતાના આવા આમાલ નામાને પઢવુ જેમા વ્યર્થ અને નકામી વાતો લખેલી હશે તે માણસને કેટલુ ભારે પડશે તેનો અંદાજો લગાવવો મુશ્કેલ છે. આ પરેશાનીથી બચવા માટે મુસલમાનને જોઈએ કે તે પોતાની જબાન થી સારી વાત સિવાય કોઈ વાત ન કાઢે.

(૪) કયામતના દિવસે મુસલમાને પોતે કરેલ વ્યર્થ વાતો પર ઠપકો આપવામાં આવશે અને તેનાથી આ વ્યર્થ વાતો વિશે સવાલ કરવામાં આવશે તે સમયે માણસ પાસે કોઈ જવાબ નહી હોય અને માણસ અલ્લાહ તઆલાની સમક્ષ શરમથી પાણી પાણી થઈ જશે. (મિન્હાજુલ આબિદીન)

હઝરત માલિક બિન દીનાર(રહ.) ફરમાવે છે કે જયારે તમે પોતાના દિલમાં સખ્તી, શરીરમાં સુસ્તી અને રોઝીમાં તંગી અનુભવો તો સમજી લો જો કે તમે કયાંક ને કયાંક વ્યર્થ વાતો કરી હશે. જેનું આ પરિણામ છે અને આ

વાત તો જગ જાહેર છે કે જેટલી વાતો વધારે થશે એટલી ભૂલો પણ વધારે થશે અને આ વાત પણ પ્રખ્યાત છે કે વધારે બોલનાર ભૂલો પણ વધારે કરે છે.

હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, કયારેક માણસ પોતાની જબાન થી કોઈ એવો શબ્દ બોલે છે જેમા અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવાની વાત હોય છે, પરંતુ તે માણસ આ શબ્દની મહત્વતાને નથી જાણતો. પરંતુ અલ્લાહ તઆલા આ શબ્દથી પ્રસન્ન થઈ તેના માટે જન્નતનો ફેસલો કરી દે છે અને જન્નતમાં તેના દરજ્જાઓને વધારી દે છે. એવી જ રીતે માણસ કયારેક પોતાની ઝબાનથી એવો કોઈ શબ્દ બોલે છે, જેમાં અલ્લાહ તઆલાની નારાઝગી (અપ્રસન્નતા)ની વાત હોય છે, પરંતુ તે માણસ આ શબ્દને કોઈ મહત્વ નથી આપતો અને તેને કશુજ નથી સમજતો અને તે શબ્દના નિકળવાથી કોઈ વાંધો નથી સમજતો, પરંતુ વાસ્તવમાં તે શબ્દ એટલો વાંધાજનક અને અલ્લાહ તઆલાની નજરમાં એટલો ખતરનાક હોય છે અલ્લાહ તઆલા તે માણસ માટે જહન્નમ નો ફેસલો કરી દે છે. અને તે માણસ જહન્નમમાં પડી જાય છે. અને એક રિવાયતમાં છે કે તે માણસ આ શબ્દ બોલવાના કારણે જહન્નમમાં એટલે દૂર જઈ પડે છે જેટલુ કે પૂર્વ અને પશ્ચિમ દિશાનું અંતર છે. (બુખારી)

ઉપરોકત હદીષનો સારાંશ આ છે કે માણસ પોતાની ઝબાનને દરેક સમયે કાબૂમાં રાખે. જબાનને પુરેપુરી મહત્ત્વતા આપે. તેના તરફથી ધ્યાન ન હટાવે કારણ કે તેના તરફથી બેપરવાહી અતિ નુકસાનકારક નિવડી શકે છે. જેમ કે હદીષમાં વર્ણન કરવામાં આવ્યું કે માણસ કોઈ શબ્દ પોતાની જબાનથી બોલે છે અને તે તેને કોઈ મહત્ત્વતા નથી આપતો અને વાસ્તવમાં તે વાત અલ્લાહ તઆલાની નજરમાં એટલી ખરાબ હોય છે કે અલ્લાહ તઆલા તે માણસ માટે જહન્નમનો નિર્ણય કરી લે છે. માટે માણસને જોઈએ કે પોતાની ઝબાનથી કોઈ શબ્દ કાઢયા પહેલા સો વખત વિચારે કે આ શબ્દ શરીઅતની વિરુધ્ધ તો નથી ને? અને આ શબ્દ અલ્લાહ તઆલાની અપ્રસન્નતાનું કારણ તો નહી બની જાય? આ વિચારી જો તે શબ્દ શરીઅતના આદેશો મુજબ હોય અને અલ્લાહ તઆલાની પ્રસન્નતાનું કારણ બનતો હોય તો જ પોતાની

જબાનથી કાઢે.

## વ્યર્થ વાતો વિશે બુઝુર્ગોની કાળજી

હઝરત હસ્સાન બિન સિનાન(રહ.) એક ઘર પાસેથી પસાર થયા તો તેઓએ ઘરના માલિકથી પૂછ્યુ કે આ ઘર તમે કેટલા સમયથી બનાવ્યુ છે? આ સવાલ કર્યા પછી તેઓ ખુબ જ પસ્તાયા અને પોતાના નફસને સંબોધીને કહ્યું એ ધોકાબાઝ નફસ! તુ નકામા અને વ્યર્થ સવાલો કરી પોતાનો સમય બરબાદ કરે છે. પછી આ વ્યર્થની સજારૂપે તેઓએ એક વર્ષ સુધી રોઝા રાખ્યા. (મિન્હાજુલ આબિદીન)

અંદાજો લગાવો આ લોકો વ્યર્થ વાતો થવાના કારણે કેટલા ચિંતાતુર થઇ જતા હતા અને આપણે કેટલા ચિંતામુકત હોઇએ છીએ!!!

હઝરત નિઝામુદ્દીન અવલીયા(રહ.)ની સેવામાં બે માણસો બયઅત થવા માટે આવ્યા અને મસ્જિદના હોજ પર વુઝૂ કરવા માટે બેસ્યા અને પરસ્પર વાતો કરવા લાગ્યા. એક માણસે કહ્યું આપણા ત્યાનું હોજ આ હોજ કરતા ઘણું મોટુ છે. હઝરત નિઝામુદ્દીન અવલીયા(રહ.)એ આ વાત સાંભળી લીધી. જયારે તેઓ વુઝૂ કરી સેવામાં હાજર થયા અને બયઅત માટે કહ્યું તો હઝરત શેખે તે માણસને કહ્યું કે તમારા ત્યાંનું હોજ અહીંયાના હોજ કરતા કેટલું મોટું છે? તે માણસે જવાબ આપ્યો આ વાતની તો મને જાણ નથી. હઝરતે તે માણસને આદેશ આપ્યો જાવ અને માપીને આવો. તે માણસને જવુ પડ્યુ અને તે પ્રવાસ ખેડી પોતાના શહેરમાં પહોંચ્યો અને હોજનું માપ લીધુ તો તેણે જાણ થઇ કે આ હોજ તો માત્ર એક જ વેંત મોટુ છે. તે માણસ ફરી હઝરત પાસે આવ્યો અને કહ્યું કે હઝરત હું અમારા ત્યાના હોજનું માપ લઇ ને આવ્યો. તે હોજ એક વેંત મોટુ છે. આ વાત સાંભળી હઝરતે ફરમાવ્યુ, તમે તો પોતાના સાથી જોડે વાત કરતા એમ કહ્યું કે અમારા ત્યાંનું હોજ આ હોજ કરતા ઘણું મોટુ છે. એક વેંત મોટા હોજ માટે 'ઘણુ મોટું' કહેવું અયોગ્ય છે. તમારી આ વાતથી જાણ થઇ કે તમારા સ્વભાવમાં જુઠ અને સચ્ચાઇ વિશે કોઇ કાળજી અને ચિંતા નથી. પછી તમે આ રસ્તા (દિલની શુદ્ધિકરણ)માં કઇ રીતે ચાલી શકશો? (મજાલિસે હકીમુલ ઉમ્મત, અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ)

ઉપરોકત ઘટનાથી આ વાત સ્પષ્ટ થઈ કે આપણા બુઝુર્ગો વ્યર્થ સવાલો તથા વ્યર્થ વાતોથી પોતે બચવા તથા બીજાઓને બચાવવાના કેટલા પ્રયાસો કરતા હતા. અને આ વાત પણ સ્પષ્ટ થઈ કે જયાર સુધી સ્વભાવમાંથી વ્યર્થ વાતોની કુટેવ ન નિકળી જાય ત્યાં સુધી દિલનું શુદ્ધિકરણ થવું અત્યંત મુશ્કેલ છે.

## વ્યર્થ વાતો વિશે ઈમામ ગઝાલી(રહ.)ની એક મહત્વની વાત

ઈમામ ગઝાલી(રહ.) ફરમાવે છે કે વ્યર્થ વાતો તેને કહેવામાં આવે છે કે જો તમે તે વાતોથી ચુપ રહો તો ન તો કોઈ પાપ થાય અને ન તો વર્તમાનકાળમાં અને ન તો ભવિષ્યમાં તે વાતથી ચુપ રહેવાના કારણે કોઈ નુકસાન થાય. આ વાતનું ઉદાહરણ આ છે કે તમે પોતાના મિત્રોની સભામાં બેસી પોતાના પ્રવાસની વાતો સંભળાવો કે તમે ઉંચા ઉંચા પર્વતો, વહેતી નદીઓ જોઈ અને પ્રવાસ દરમ્યાન સારામાં સારો આહાર લીધો હતો અને સારી સારી વસ્તુઓને જોઈ અને મોટા મોટા બુઝુર્ગોથી મુલાકાત કરી. આ બધી તે વાતો છે કે જો તમે આ વાતો ન કહેતા તો તમને કોઈ ગુનોહ ન થતો અને કોઈ પણ જાતનું નુકશાન પણ ન થતું. આ વાત પણ તે સમયે છે જયારે તમે આ બધી વાતો સાચી રીતે વર્ણવી હોય, ન તો તેમા કોઈ જૂઠી વાત ભેળવી હોય અને ન તો કોઈ વાત પોતાના તરફથી વધારી હોય અને ન તો આ વાતોમાં કોઈ માણસની ગીબત કરી હોય, ન કોઈની નિંદા કરી હોય, ન પોતાના વખાણ કર્યા હોય અને ન તો પોતાના મહાન હોવાનું વર્ણન કર્યુ હોય આટલી બધી સાવધાની અને ચોકસાઈ સાથે પ્રવાસનો ઉલ્લેખ કરવા છતા એમ કહેવામાં આવશે કે તમે પ્રવાસની ઘટનાઓનું વર્ણન કરી પોતાનો અમુલ્ય સમય બરબાદ કર્યો. અને જો સાવધાની અને ચોકસાઈથી કામ ન લીધુ અને કોઈની ગીબત, નિંદા, પોતાના વખાણ અને પોતાની મહાનતા સાબિત કરવાના પ્રયાસો કર્યા તો ગુનાહોનું કાર્ય કર્યુ. એવી જ રીતે કોઈ માણસ બીજા માણસથી વગર જરૂરતે કોઈ સવાલ કરે, તો તે માણસે પણ પોતાનો અમુલ્ય સમય બરબાદ કરી દીધો. પરંતુ વગર જરૂરતે સવાલ કરવામાં વધારે નુકસાન છે કારણ કે તમે

સવાલ કરી સામેવાળા માણસ ને ઉત્તર આપવા પર મજબૂર કરી દીધો. અને આ સવાલ કરવો પણ એવી સ્થિતિમાં હોય કે સવાલ અને જવાબથી કોઇ ગુનાહનું કાર્ય ન થતુ હોય. કોઈથી સવાલ કરવામાં વધારે પડતુ નુકસાન જ થાય છે. જેવી રીતે તમે કોઈથી પૂછો કે શું તમે રોઝો રાખ્યો છે? જો તે માણસે 'હાં' માં જવાબ આપ્યો, તો એમ કહેવામાં આવશે કે તે માણસે પોતાના એક સદ્‌કાર્યને જાહેર કર્યુ, બની શકે છે કે આ જાહેર કરવામાં તે પ્રદર્શનકારી (રિયાકારી) કરી બેસે અને તે ગુનેહગાર થઈ સદ્‌કાર્યનો સવાબ પણ ખોઈ બેસે. અને જો રિયાકારીથી બચી પણ ગયો, તો તે માણસે પોતાના એક સદ્‌કાર્યને જાહેર કરી દીધુ. તેના માટે શ્રેષ્ઠ આ વાત હતી કે તે માણસ પોતાના આ સદ્‌કાર્યને છુપાવતો! અને જો તે માણસ તમારા સવાલ (શું તમે રોઝો રાખ્યો છે?)ના જવાબમાં 'ના' કહી દીધુ અને વાસ્તવમાં તે રોઝાથી હતો તો તે જુઠ બોલનાર લેખાશે અને તેને જુઠનો ગુનોહ થશે. અને જો તે માણસે કોઈ જવાબ ન આપ્યો તો સવાલ કરનારની રૂસ્વાઇ થશે, તે એવુ અનુભવશે કે મને જવાબ આપવાના લાયક પણ ન સમજયો, આ રીતે સવાલ કરનારને તકલીફ થશે અને બની શકે છે તેના દિલમાં વેર પણ જન્મ લઈ લે અને જો તે માણસે જવાબ ન આપવો પડે તે માટે કોઈ બહાનુ કર્યુ તો બહાનુ શોધવામાં તેને પોતાનો દિમાગ થકાવવો પડશે, આ રીતે તે તકલીફમાં મુકાઇ જશે. (અહયાઉલ ઉલૂમ વિવરણ સાથે)

આ બધી વાતોનો સારાંશ આ છે કે માણસે પોતાની જાતને વ્યર્થ વાતો, વ્યર્થ કામો તથા વ્યર્થ સવાલોથી બચાવવી જોઈએ. પોતાની જાતને બચાવવા માટે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તે અહાદીષનું વારંવાર વાંચન કરવુ જોઈએ જેમા આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વ્યર્થવાતો, વ્યર્થ કામોથી પોતાને બચાવવાની તાકીદ ફરમાવી છે, એવી જ રીતે બુઝુર્ગોની તે વાતો અને કિસ્સાઓ પઢવા જોઇએ, જેનાથી વ્યર્થવાતોથી બચવાની પ્રેરણા મળતી હોય, અને અલ્લાહવાળાઓની સોહબતમાં અવારનવાર હાજરી આપવી જોઇએ અને આ બીમારીથી બચવા માટે તેઓ પાસેથી માર્ગદર્શન મેળવતુ રહેવું જોઇએ.

# (૨) ગાળો આપવી

ગાળ અને બેશરમીની વાત તેને કહેવામાં આવે છે જેને જાહેર કરવાથી સામાન્ય માણસ શરમ અનુભવે એવી વાતોને ખુલ્લેઆમ જાહેર કરવું. કોઈને ગાળ આપવી શરીઅતમાં ખુબજ મોટો ગુનોહ છે, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની અહાદીષમાં આ ગુનાહથી બચવાની ખુબજ તાકીદ ફરમાવી છે. અહીંયા અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે તેઓએ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી કોઈ નસીહત કરવાની રજૂઆત કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, અલ્લાહથી ડરતા રહો (અર્થાત અલ્લાહે જે આદેશો આપ્યા છે તેને અનુસરો અને જે કાર્યોથી અલ્લાહે રોકયા છે તેનાથી બચતા રહો) અને જો કોઈ માણસ તમારામાં કોઈ ખામી(ઐબ) જુએ અને તમને તે ખામીને લઈ શરમમાં પાડે તો જયારે તમે તે માણસમાં કોઈ ખામી જુઓ તે તમે તે માણસને તે ખામીને લઈ શરમમાં ન નાંખો આ રીતે વર્તાવ કરી કોઈને શરમમાં નાંખવાનો ગુનોહ ફકત તે માણસને જ થશે, અને તમને સવાબ મળશે અને કોઈ પણ વસ્તુ (સજીવ હોય કે નિર્જીવ) ને ગાળ ન આપો. આ સહાબી (હઝરત અબુહુરૈરા રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આ નસીહત પછી મેં કયારેય કોઈ વસ્તુને ખરાબ નથી કહી. (મુસ્નદે અહમદ)

(૨) હઝરત અયાઝ બિન હિસાર(રદિયલ્લાહુ અન્હુ)એ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી અર્જ કર્યુ એ અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! એક માણસ જે દરજજામાં મારાથી નાનો છે તે મને ગાળ આપે છે. જો હું તેનાથી બદલો લઈ લઉં તો કોઈ વાંધો તો નથી? આ સાંભળી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, બે ગાળો આપનાર બે શૈતાનો હોય છે જેઓ એક બીજાને જુઠાણુ કહે છે, અને એક બીજાઓ પર આક્ષેપ લગાવે છે. (અબુદાવૂદ તયાલિસી)

ઉપરોકત હદીષમાં ગાળો આપનારને શૈતાનથી વર્ણવવામાં આવ્યો છે. કેટલી સખત વઈદ છે ગાળો આપનાર માટે!!

(૩) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત

છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો મુસલમાનને ગાળો આપવી ફિસ્ક(દુષ્કર્મ અને મોટા ગુનાહનું કાર્ય)છે, અને મુસલમાનને કતલ કરવું કુફ્રભર્યુ કાર્ય છે. (બુખારી)

(૪) હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ગાળો આપનાર જે કોઈ ગાળ આપે છે તો તેનો ગુનોહ તેની ઉપર પડે છે જે શરૂઆત કરે છે જયાર સુધી કે સામેવાળો હદ ન વટાવી દે. (મુસ્લિમ)

અર્થાત એક માણસ બીજા માણસને ગાળ આપે, બીજો માણસ પણ એટલી જ ગાળ આપે તો ગુનોહ શરૂઆત કરનારને થશે, જવાબ આપનારને ગુનોહ નહી થાય, પરંતુ જો જવાબ આપનાર હદથી નીકળી ગયો અને એકની જગ્યાએ બે ગાળો આપી અથવા સખત ગાળ આપી તો પછી જવાબ આપનારને પણ ગુનોહ થશે. શરૂઆત કરનારે જેટલી ગાળ આપી હતી જવાબમાં એટલી જ ગાળ આપવી જાઈઝ છે, પરંતુ ચુપ રહેવુ અને માફ કરી દેવુ વધારે સારૂ છે.

(૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મોટા ગુનાહોમાં સૌથી મોટો ગુનોહ આ છે કે માણસ પોતાના માતા-પિતાને ગાળ આપે. સહાબાએ પૂછ્યુ એ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)શું કોઈ માણસ પોતાના માતા-પિતાને પણ ગાળ આપી શકે છે? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું હા, તે આ રીતે કે માણસ બીજાના માતા-પિતાને ગાળ આપે છે, તો સામેવાળો માણસ આ માણસના માતા-પિતાને ગાળ આપે છે, આ રીતે માણસ પોતાના માતા-પિતા પર ગાળ પડવાનું કારણ બની જાય છે. (મુસ્નદે અહમદ)

આ તે યુગની વાત છે જયારે લોકો માતા-પિતાને ગાળ આપવાને અત્યંત ખરાબ કાર્ય સમજતા હતા એટલા માટે સહાબાને આશ્ચર્ય થયું કે શું કોઈ માણસ પોતાના માતા-પિતાને પણ ગાળ આપી શકે છે? અત્યારે તો માતા-પિતાને ગાળ આપવી ખૂબજ સરળ કામ થઈ ગયુ છે, અને લોકો કોઈ શરમ પણ અનુભવતા નથી. આ વાતથી આગળ વધી હવે તો લોકો પોતાના

સગા માતા-પિતાનું ખૂન પણ કરી નાંખે છે (ઈન્નાલિલ્લાહી વ ઈન્ના ઈલયહી રાજીઉન) સારાંશ આ છે કે માતા-પિતાને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ગાળ આપવી ખુબજ મોટો ગુનોહ છે. આવા કાર્યથી પોતાને બચાવવું અત્યંત જરૂરી છે.

## (૩)કોઈની હાંસી ઉડાવવી (મજાક ઉડાવવી)

હાંસી ઉડાવવાનો અર્થ આ છે કે કોઈને રૂસ્વા કરવા અથવા તૃચ્છ સાબિત કરવાના હેતુથી તેની ખામીઓ એ રીતે જાહેર કરવી કે લોકો હંસી પડે અને તે માણસને દુ:ખ થાય. હાંસી ઉડાવવાના ઘણા પ્રકારો છે.

(૧) કોઈ માણસના ચાલવા, ઉઠવા-બેસવા, બોલવા-હંસવા વગેરે ની તે માણસની સમક્ષ નકલ ઉતારી તેને દુ:ખી કરવો અને લોકોને હંસાવવું.

(૨) કોઈના કોઈ કાર્ય અથવા વાત પર હંસી તેનું દિલ દુખવ્વું.

(૩) આંખો, હાથ અથવા પગ વડે ઈશારો કરી તેની મજાક ઉડાવવી અને લોકોને હંસાવી તેને દુ:ખ પહોંચાડવું.

કુર્આનમાં આ રીતે હાંસી ઉડાવવાથી રોકવામાં આવ્યા છે, અલ્લાહ તઆલાનો ઈરશાદ છે ''એ ઈમાનવાળાઓ! પુરૂષો બીજા પુરૂષોની હાંસી ઉડાવે નહી કદાચને તેઓ (અલ્લાહ તઆલાની નજીક) એમનાથી શ્રેષ્ઠ હોય અને સ્ત્રીઓ પણ બીજી સ્ત્રીઓની હાંસી કરે નહી કદાચને તેણીઓ તેણીઓથી શ્રેષ્ઠ હોય.'' (સુરએ હુજુરાત પારા નં. ૨૬-આયત નં.૧૧)

હાંસી ઉડાવવા પર રોક લગાવવાને કુર્આને મજીદમાં એટલી મહત્વતા આપવામાં આવી કે પુરૂષો અને સ્ત્રીઓનું અલગ અલગ વર્ણન કરવામાં આવ્યુ અને બંનેને અલગ અલગ રીતે સંબોધિત કરી રોકવામાં આવ્યા, નહી તો કુર્આને મજીદમાં ઘણી જગ્યાએ પુરૂષો અને સ્ત્રીઓને કોઈ આદેશ આપવામાં બંનેને એક સાથે આદેશ આપી દેવામાં આવ્યો છે. જેવી રીતે નમાઝ વિશે પુરૂષો અને સ્ત્રીઓને અલગ અલગ આદેશ આપવામાં નથી આવ્યો, પરંતુ એક જ આદેશમાં બન્નેને સમાવી લેવામાં આવ્યા છે. અહીંયા હાંસી ઉડાવવા પર રોક લગાવવામાં બંનેને અલગ અલગ સંબોધિત કરવામાં આવ્યા અને કહેવામાં આવ્યું કે કોઈ પુરૂષ બીજા પુરૂષની હાંસી ન ઉડાવે, બની શકે છે તે માણસ જેની હાંસી ઉડાડવા માં આવી રહી છે. તે હાંસી ઉડાવનારથી અલ્લાહ તઆલાની નજીક શ્રેષ્ઠ હોય એવી જ રીતે કોઈ સ્ત્રી બીજી સ્ત્રીની હાંસી ન ઉડાવે

બની શકે છે કે જેની હાંસી ઉડાવવામાં આવી રહી છે તે હાંસી ઉડાવનાર કરતા શ્રેષ્ઠ હોય. જયારે આ વાત શકય છે કે જેની હાંસી ઉડાવવામાં આવી રહી છે તે શ્રેષ્ઠ હોય તો પછી પોતાનાથી શ્રેષ્ઠ પર કેમ હંસવામાં આવે? અને તેને કેમ રૂસ્વા કરવામાં આવે? અને તેને કેમ તુચ્છ ગણવામાં આવે? અને તેને કેમ દુ:ખ પહોંચાડવામાં આવે?

આ આયત સાંભળી આપણ બુઝુર્ગોની આ હાલત થઇ ગઇ હતી કે અમ્ર બિન શુરહબીલ ફરમાવતા હતા કે જો કોઇ માણસને હું બકરીના આંચળોમાં મોઢુ નાંખી દુધ પીતો જોઉ તો પણ તેની ઉપર ન હંસુ. કારણ કે હું આ વાતથી ભય અનુભવુ છુ કે કયાંક હું પણ આવો ન થઇ જઉં. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવતા હતા કે જો કોઇ કુતરા સાથે મજાક કરૂ તો મને ભય લાગે છે કે કયાંક મને કુતરો બનાવી દેવામાં ન આવે!! (મઆરિફુલ કુર્આન)

હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા મુસલમાનોના ચહેરા અને તેઓના ધનને નથી જોતો. અલ્લાહ તઆલા તો મુસલમાનોના કાર્યોને જુએ છે. (મુસ્લિમ શરીફ)

અલ્લામા કુર્તુબી(રહ.) ફરમાવે છે કે આ હદીષથી એક વાત સ્પષ્ટ થઇ કે કોઇ માણસની જાહેરી હાલત જોઇ તેના વિશે કોઇ નિર્ણય કરી લેવો યોગ્ય નથી. કારણ કે જે માણસની જાહેરી હાલતને આપણે સારી સમજી રહ્યા છે અને તેને સદ્કાર્ય સમજી રહ્યા છીએ, બની શકે છે તે માણસ અલ્લાહ તઆલાની નજીક પોતાના દિલની કોઇ ખામીના કારણે ખરાબ હોય અને જે માણસ ને આપણે તેની જાહેરી હાલતને લઇ ખરાબ સમજી રહ્યા છીએ બની શકે છે તે માણસ પોતાના દિલની કોઇ ખૂબીના કારણે અલ્લાહ તઆલાની નજીક સારો હોય અને આ જાહેરી ખરાબ કાર્યો તેના દિલની ખુબીના કારણે માફ કરી દેવામાં આવે, માટે જે માણસને ખરાબ કાર્યો કરતા જુઓ તો તેના ખરાબ કાર્યોના લીધે તેના ખરાબ કાર્યોથી નફરત કરો પરંતુ તેને રૂસ્વા ન કરો અને તેને તુચ્છ ગણી તેની મજાક ન ઉડાવો.

હઝરત હસનબસરી(રહ.) ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ

વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો લોકોની હાંસી ઉડાવનારાઓ માટે જન્નતનો એક દરવાજો ખોલવામાં આવશે અને તેઓથી કહેવામાં આવશે, આવો જન્નતમાં પ્રવેશી જાઓ જયારે તેઓ જન્નતના દરવાજાની નજીક આવશે તો જન્નતનો દરવાજો બંધ કરી દેવામાં આવશે. પછી બીજો દરવાજો ખોલવામાં આવશે અને કહેવામાં આવશે આવો જન્નતમાં પ્રવેશી જાઓ. જયારે તેઓ પોતાની તકલીફો અને રંજ સાથે તે દરવાજા પર આવશે તો આ દરવાજો પણ બંધ કરી દેવામાં આવશે અને આ રીતે તેઓ સાથે કરવામાં આવશે અહીંયા સુધી એક સમય એવો આવશે કે તેઓને કહેવામાં આવશે કે આવો અને પ્રવેશી જાઓ તો તેઓ આવે પણ નહી. (ઈબ્ને અબી-દુનિયા)

અર્થાત જે રીતે તેઓ દુનિયામાં લોકોની હાંસી ઉડાવતા હતા. તેવી જ રીતે તેઓની પણ હાંસી ઉડાવવામાં આવશે. છેલ્લે તેઓને જન્નતમાં પ્રવેશથી વંચિત કરી દેવામાં આવશે.

હઝરત આઈશા(રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે મેં એક માણસની નકલ ઉતારી તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નારાજ થઇ ગયા અને ફરમાવ્વા લાગ્યા ખુદાની કસમ! મને આ વાત તદ્દન પસંદ નથી કે હું કોઈની નકલ ઉતારું અને મને તેના બદલામાં આટલી આટલી (વધારે પ્રમાણમાં) દુનિયા આપવામાં આવે. (અબુદાવૂદ)

અર્થાત કોઈની નકલ ઉતારવાના બદલા સ્વરૂપે મને ખુબજ દુનિયામાં આપવામાં આવે તો પણ હું નકલ ઉતારવાને પસંદ નહી કરૂં. કારણ કે આ રીતે નકલ ઉતારવી એક મોટો ગુનોહ છે.

કુર્આન મજીદની એક આયત ''અને હિસાબનો કાગળ ખુલ્લો મુકવામાં આવશે ત્યારે આપ ગુનેહગારોને જોશો કે તેમા જે કંઈ લખાયેલુ હશે તેનાથી તેઓ ડરતા હશે અને તેઓ કહેતા હશે કે હાય અમારી કમનસીબી! આ કાગળની તો અજબ હાલત છે કે એણે ન કોઈ નાની વાત છોડી ન કોઈ મોટી વાત છોડી. પરંતુ સૌને લખી રાખી છે અને તેઓએ જે કંઈ (દુનિયામાં) કર્યુ હશે તે સઘળુ (નોંધ થયેલુ) સામે જોશે અને આપનો પરવરદિગાર કોઈના ઉપર જુલ્મ કરશે નહી.'' (સુરએ કહફ પારા:૧૫ -આયત નં.: ૪૯)

આ આયતની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ

(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આયતમાં નાની વાતથી મુરાદ મુસલમાનની મજાક ઉડાવવા પર હસવું છે અને મોટી વાતથી મુરાદ મુસલમાનની મજાક ઉડાડવા પર જોરથી હંસવું છે. (ઈહયાઉલ ઉલૂમ)

ઉપરોકત વાતોથી સ્પષ્ટ થયું કે મુસલમાનભાઈની હાંસી ઉડાવવી કેટલો મોટો ગુનોહ છે, તેનાથી પોતાની જાતને બચાવવું અત્યંત જરૂરી છે.

અમુક લોકો હાંસી ઉડાવવાને તે મજાક(દિલ્લગી) સમજી કરવા લાગે છે, જે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વિશે કિતાબોમાં લખવામાં આવી છે. તો આ વાત યાદ રાખવી જોઈએ હાંસી ઉડાવવા અને મજાક (દિલ્લગી)માં ઘણો તફાવત છે. મજાક જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થી સાબિત છે તેના માટે શર્ત છે કે મજાકમાં કોઈ વાત જૂઠી કહેવામાં ન આવે અને તે વાતથી સામેવાળાને દુ:ખ ન થાય અને આ રીતે મજાક કરવાની ટેવ પાડી દેવામાં ન આવે. હાંસી ઉડાવવામાં તો ઘણી વખત જૂઠી વાત કહેવામાં આવે છે અથવા એવી રીતે હાંસી ઉડાવવામાં આવે છે કે સામેવાળા માણસનું દિલ દુ:ખે છે તે સમજે છે કે મને તુચ્છ ગણવામાં આવ્યો. માટે હાંસી ઉડાડવાને મજાક (દિલ્લગી) સમજી કોઈની હાંસી ઉડાવવી ગુનાહની સાથે સાથે જહાલત (અજ્ઞાનતા)ની પણ વાત છે. માટે તેનાથી પોતાની જાતને બચાવવી જોઈએ. (શરીઅત-વ-તરીકત)

## (૪) ચાડી ભરવી (ચુગલખોરી, નિંદા કરવી)

કોઈ માણસની કોઈ ખામી અથવા એવી વાત અથવા એવુ કોઈ કામ જેણે તે બીજા વિશેષ લોકોથી છુપાવવા માંગે છે, લોકો સમક્ષ જાહેર કરી દેવાના કામને ચાડી ભરવી(ચુગલખોરી) કહેવામાં આવે છે. ચાડી ભરવી પણ ખુબજ મોટો ગુનોહ છે. જો તે ખામી તે માણસમાં વાસ્તવમાં છે તો ચુગલખોરીનો ગુનોહ થશે અને જો તે ખામી તે માણસમાં ન હોય. અને લોકો સમક્ષ વર્ણવે તો ચુગલીના ગુનાહ સાથે સાથે આરોપ(તોહમત) લગાવવાનો પણ ગુનોહ થશે અને બન્ને પ્રકારમાં ગીબત કરવાનો પણ ગુનોહ થશે.

હઝરત મૌલાના મન્ઝૂર નોઅમાની(રહ.) ફરમાવે છે જે ખરાબ આદતો જબાનથી જાહેર થાય છે અને અલ્લાહ તઆલાના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ગુનાહોને સૌથી વધુ હાનિકારક ફરમાવ્યા છે અને જે

ગુનાહોથી બચવાની સખત તાકીદ કરી છે તેમાંથી એક ચાડી ભરવી(ચુગલી છે એટલે કોઈની કોઈ વાત (અથવા કામ) કોઈ બીજા માણસ સુધી પહોંચાડી દેવી જે વાત માણસને તે માણસથી બદગુમાન (અન્ય વિશે ખોટી ધારણા દિલમાં પ્રવેશી જાય) અને નારાજ કરી દે અને બંને માણસો વચ્ચેના પરસ્પરના સંબંધો ખરાબ કરી દે. આ ખરાબ આદતને ચાડી ભરવી કે ચુગલખોરી) કહેવામાં આવે છે. કારણકે પરસ્પરના સંબંધોનું ઠીક હોવુ અને પરસ્પર પ્રેમ-સ્નેહનું હોવું, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તાલીમનો મુખ્ય હેતુ છે (અહીંયા સુધી કે અમુક હદીષોમાં અમુક કારણોને લઈ પરસ્પરના સંબધોને ઈબાદતથી વધારે મહત્વ આપવામાં આવ્યું છે. હવે ચુગલી એક એવુ કાર્ય છે જે પરસ્પરના સંબંધોને ખરાબ કરી પરસ્પર વેર-દુશ્મની જન્માવે છે. માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ ગુનાહને અત્યંત હાનિકારક ગુનાહના સ્વરૂપે પોતાની અહાદીષમાં ઉલ્લેખ કર્યો. અને આ ગુનાહના કારણે આખેરતમાં થતા નુકસાનોથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ લોકોને પરીચિત કર્યા.

હઝરત હુઝૈફા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે ચાડી ભરનાર (ચુગલખોર) ને જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે નહી. (બુખારી)

અર્થાત ચાડી ભરવી(ચુગલખોરી) તે ખતરનાક ગુનાહો માંથી છે જેના કારણે માણસને જન્નતમાં પ્રવેશ આપવામાં નહી આવે અને કોઈ માણસ આ ગંદી અને શૈતાની આદત સાથે કદીય જન્નતમાં પ્રવેશી શકશે નહી. હા, જો અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી માફી આપી દીધી તો બીજી વાત છે, નહી તો જો તે માણસ મુસલમાન હોવાની સ્થિતિમાં મૃત્યુ પામ્યો હશે તો પોતાની આ આદતની સજા ભોગવ્યા પછી જ જન્નતમાં જઈ શકશે.

હઝરત અબ્દુર્રહમાન બિન ગનમ અને અસ્મા બિન્તે યઝીદ (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાના સર્વશ્રેષ્ઠ બંદાઓ તે છે કે જેઓને જોઈ અલ્લાહ તઆલાની યાદ આવી જાય, અને અલ્લાહ તઆલાની નજીક સૌથી ખરાબ બંદાઓ તે છે કે જેઓ ચાડી ભરનાર, મિત્રોમાં વેર જન્માવનાર અને

જેઓ આ વાતના પ્રયાસો કરતા રહે છે કે અલ્લાહ તઆલાના પવિત્ર બંદાઓને કોઈ ગુનાહમાં અથવા કોઈ મુસીબત અને પરેશાનીમાં નાંખી દે. (મુસ્નદે અહમદ)

ઉપરોકત હદીષમાં અલ્લાહ તઆલાના સર્વશ્રેષ્ઠ બંદાઓની એક નિશાનીનું વર્ણન કરવામાં આવ્યું કે જેઓને જોવાથી અલ્લાહ તઆલા યાદ આવી જાય માટે મુસલમાનને જોઈએ એવા અલ્લાહવાળાઓની સોહબતમાં અવાર-નવાર હાજરી આપે જેઓને જોવાથી અલ્લાહ તઆલાની યાદ આવી જાય અને જેઓની સોહબતમાં રહેવાથી દિલની બેપરવાઈ(ગફલત) દૂર થાય અને આખેરત તરફ ધ્યાન કેન્દ્રીત થાય. હદીષમાં બીજા નંબરે તે બંદાઓ નો ઉલ્લેખ કરવામાં આવ્યો જેઓ અલ્લાહ તઆલાની નજીક પોતાની ખરાબ આદતોને લઈ ગુનેગાર છે તેઓની ખરાબ આદતો આ છે કે તેઓ લોકોની ચાડી ખાય છે અને આ રીતે તેઓ મિત્રોમાં પરસ્પર વેર અને દુશ્મની જન્માવે છે અને બીજી ખરાબ આદત તેઓમાં આ હોય છે તેઓ અલ્લાહ તઆલાના બંદાઓને કોઈ ગુનાહ અથવા કોઈ મુસીબતમાં નાંખી તેઓને પરેશાન કરે છે. માટે મુસલમાનને જોઈએ કે તે પોતાને આ ખરાબ આદતોથી બચાવે અને આવા લોકોથી પોતાને દૂર રાખવાના પ્રયાસો કરતો રહે.



હઝરત કઅબ અહબાર(રહ.)થી રિવાયત છે કે જયારે બની ઈસ્રાઈલ પર દુકાળનો અઝાબ ઉતર્યો તો હઝરત મુસા(અલયહિસ્સલામ)એ વારંવાર દુઆઓ માંગી. પરંતુ વરસાદ વરસ્યો નહી પછી અલ્લાહ તઆલાએ હઝરત મુસા(અલયહિસ્સલામ) પર વહી ઉતારી કે એ મુસા! તમારી અને તમારા સાથીઓની દુઆ એટલા માટે કબૂલ કરવામાં નથી આવતી કે તમારી વચ્ચે એક એવો માણસ છે કે જેને ચાડી ખાવાની આદત પડેલ છે. હઝરત મુસા(અલયહિસ્સલામ)એ અલ્લાહ તઆલા થી કહ્યુ એ અલ્લાહ! તુ મને બતાવી દે તે માણસ કોણ છે? કે હું તેને અમારી વચ્ચેથી કાઢી મુકું. અલ્લાહ તઆલા તરફથી વહી આવી એ મુસા! શું આ વાત યોગ્ય લેખાશે કે હું લોકોને લોકોની ગીબત કરવાથી રોકુ અને પોતે ગીબત કરૂં! પછી હઝરત મુસા (અલયહિસ્સલામ) એ બધાજ બની ઈસ્રાઈલને સાથે લઈ તૌબા કરી આ તૌબા કર્યા પછી વરસાદ ખુબજ વરસ્યો અને દુકાળના અઝાબથી મુક્તિ પ્રાપ્ત

થઇ. (ઇહયાઉલ ઉલૂમુદ્દીન)

ઉપરોકત ઘટનાથી જાણ થઈ કે ચુગલખોરી કેટલું ખતરનાક કાર્ય છે કે ફકત એક માણસના ચુગલખોર હોવાથી આમ પ્રજા તો શું તે સમયના મહાન નબી હઝરત મુસા (અલયહિસ્સલામ) ની દુઆ પણ કબૂલ કરવામાં ન આવી. અને આખી કૌમ એક સમય સુધી દુકાળની પરિસ્થિતિમાં ઘેરાયેલી રહી. અને બીજી વાત આ સ્પષ્ટ થઈ કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યંત કૃપાળુ છે કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓના ગુનાહોને છુપાવી રાખે છે અને જયાર સુધી માણસ હદથી આગળ ન વધી જાય ત્યાં સુધી તે ગુનાહને કોઈની સામે જાહેર કરતો નથી. સારાંશ આ છે કે માણસને પોતાની જાતને ચુગલખોરી જેવા ખતરનાક ગુનાહોથી બચાવવી જોઈએ અને ગુનાહોમાં હદથી આગળ વધવુ જોઈએ નહી અને ગુનાહ થયા પછી તરત જ તોબા કરી લેવી જોઈએ. અલ્લાહ તઆલા ચુગલખોરી જેવા ગુનાહથી આપણી સૌ ની હિફાઝત ફરમાવે.

# (૫) જૂઠ બોલવું

જૂઠ બોલવુ પણ ઝબાનના ગુનાહોમાંથી એક મોટો ગુનોહ છે. કુર્આન અને અહાદીષમાં જૂઠ બોલવા પર સખત વઈદો ફરમાવવામાં આવી છે. અત્રે કુર્આનની અમુક આયતો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની અમુક અહાદીષનું વર્ણન કરવામાં આવે છે. જૂઠનો અર્થ થાય છે વાસ્તવિકતા (હકીકત) વિરુધ્ધ કોઈ વાત કહેવી અથવા સત્યની ખોજ કર્યા વગર કોઈ વાત વહેતી કરી દેવી પણ જૂઠ છે. અથવા દરેક સાંભળેલી વાતની સત્યતાની ખોજ વગર લોકોની સામે રજૂ કરી દેવી પણ જૂઠ છે.

# કુર્આનની આયતો

(૧) ''અને જૂઠી વાતથી દૂર રહો.'' (પારા:૧૭ સુરએ હજ્જ આયત : ૩૦)

(૨) ''જૂઠ બોલનાર લોકો પર અલ્લાહ તઆલાની તિરસ્કાર વરસે.'' (પારા:૧૨, રૂકુઅ:૨, આયત:૮) (અર્થાત જુઠ બોલનાર લોકો અલ્લાહ તઆલાની રહમતથી દૂર થઈ જાય)

(૩) ''જૂઠી વાતો તે લોકો કરે છે જેઓ અલ્લાહ તઆલા ઉપર ઈમાન નથી રાખતા.''

અર્થાત જે માણસ અલ્લાહ તઆલા પર સંપૂર્ણ ઈમાન રાખતો હશે તે કદીય જૂઠ નહી બોલે. કારણ કે તેનું અલ્લાહ તઆલા પર ઈમાન રાખવું તેને આ વાત પર ઉત્તેજિત કરશે કે તે હમેંશા સાચુ બોલે, જો અલ્લાહ તઆલા પર ઈમાન નહી હોય અથવા સંપૂર્ણ ઈમાન નહી હોય તો તે માણસ જૂઠ બોલી દેશે, કારણ કે તેનું કમજોર ઈમાન તેને સાચુ બોલવા પર ઉત્તેજિત નહી કરે અને જૂઠ બોલવાથી બચાવી નહી શકે.

હવે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) એક માણસે ઈસ્લામ અંગીકાર કર્યો પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સમક્ષ પોતાની ઘણી કુટેવોનું વર્ણન કર્યું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તે માણસથી ફકત એટલુ કહ્યું કે હવેથી જૂઠ ન બોલવું. તે માણસે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને વચન આપ્યું કે હું હવેથી જૂઠ નહી બોલું. રાત્રે તે માણસ ચોરી કરવાના ઈરાદે જાગ્યો પરંતુ તે માણસને વિચાર આવ્યો કે જો ચોરી કરી લીધી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સુધી વાત પહોંચી ગઈ અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પુછી લીધુ તો સાચી વાત કહેવી જ પડશે, નહી તો વચન ભંગ થશે. અને સાચી વાત કહીશ તો બધા લોકોની વચ્ચે રૂસ્વાઈ થશે અને ઈસ્લામી સજાનો પાત્ર બનીશ. આ વિચાર આવતાની સાથે જ તે માણસ ચોરી કરવાથી રોકાઈ ગયો. આવી રીતે જે ગુનોહ કરવાનો દિલમાં વિચાર આવતો તે માણસ ઉપરોકત વાત વિચારતો જેનાથી તે ગુનાહથી બચી જતો હતો આ રીતે તેની બધી કુટેવો છુટી ગઈ. આ જ કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તે માણસથી ફકત સાચુ બોલવાનું વચન માંગ્યુ હતુ. કે તે માણસ બધી જ કુટેવોથી પોતાને બચાવી લે.

(૨) હઝરત અબુઉમામા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે મોમિનના સ્વભાવમાં દરેક કુટેવ હોઈ શકે છે સિવાય જૂઠ અને વિશ્વાસઘાત. (મુસ્નદે અહમદ)

અર્થાત મોમિનના સ્વભાવમાં ઘણી બધી કુટેવો હોઈ શકે છે, પરંતુ જો તે સંપૂર્ણ ઈમાનવાળો હશે તો તેનામાં જૂઠ અને વિશ્વાસઘાતની કૂટેવ નહી હોય. કારણ કે આ બન્ને કુટેવો મુનાફિકમાં હોય છે. જે એક સંપૂર્ણ મુસલમાનમાં હોય તે શકય નથી, જો કોઈ મુસલમાન માં આ બન્ને કુટેવો હોય તો સમજવું કે તેને હજુ સુધી ઈમાનની વાસ્તવિકતા પ્રાપ્ત થઈ નથી અને તે ઈમાનમાં નિપૂણ નથી. માટે તે માણસને જોઈએ કે પોતાના ઈમાનની ખબર લે અને તેને નિપૂણ કરવાના પ્રયાસો કરવાની શરૂઆત કરી દે અને જૂઠ વિરુદ્ધ સચ્ચાઈ અને ખયાનત વિરુદ્ધ અમાનતને પોતાના જીવનમાં લાવવાના પ્રયાસો કરે.

(૩) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જયારે માણસ જૂઠ બોલે છે તો ફરિશ્તા તેના જૂઠની દુર્ગંધ ના કારણે એક મીલ (આશરે દોઢ કિલો મીટર) દૂર ભાગી જાય છે. (તિર્મીઝી)

જેવી રીતે ઘણી વસ્તુઓમાં સુગંધ હોય છે અને ઘણી વસ્તુઓમાં દુર્ગંધ હોય છે એવી જ રીતે માણસના કાર્યો અને વાતો માં પણ સુગંધ કે દુર્ગંધ હોય છે, સારા કાર્યો અને સારી વાતોમાં સુગંધ હોય છે અને ખરાબ કાર્યો અને ખરાબ વાતોમાં દુર્ગંધ હોય છે. આપણે આ સુગંધ કે દુર્ગંધને અનુભવી શકતા નથી પરંતુ ફરિશ્તાઓ આ સુગંધ કે દુર્ગંધને અનુભવે છે જયારે માણસ જુઠ બોલે છે તો તેના મોઢામાંથી એટલી દુર્ગંધ નિકળે છે જે દોઢ કિલો મીટર સુધી પહોંચે છે, ફરિશ્તાઓ આ દુર્ગંધથી બચવા માટે દોઢ કિ.મી. દૂર ભાગી જાય છે. આ હદીષથી સ્પષ્ટ થાય છે કે જૂઠ કેટલી ખરાબ ટેવ છે??

(૪) હઝરત સુફયાન બિન અસદ હઝરમી (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે મેં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સાંભળ્યું કે આ સૌથી મોટી ખયાનત (ધોકો) છે કે તમે પોતાના મુસલમાનભાઈ ને કોઈ જૂઠી વાત કહો અને તે માણસ તમોને આ વાતમાં સાચો સમજે. (અબુદાવૂદ)

અર્થાત જૂઠ એક મોટો ગુનોહ છે. પરંતુ અમુક સમયે તે અતિભયાનક પાપ બની જાય છે જેવી રીતે કોઈ મુસલમાનભાઈ સમક્ષ તમે કોઈ વાતનું વર્ણન કરો તે મુસલમાન તમારી ઉપર ભરોસો રાખે છે અને તમોને પ્રમાણિક સમજી તમારી વાતને સાચી જાણે છે પરંતુ તમે તેના ભરોસા પર પાણી ફેરવી

તમે તેને કોઈ જૂઠી વાત કહો છો અને તે માણસને ધોકો આપો. આ જૂઠ અતિભયાનક છે. જેનો ગુનોહ ખુબજ વધી જાય છે માટે આવા ગુનાહથી પોતાને બચાવવું અત્યંત જરૂરી છે.

## જૂઠી ગવાહી(સાક્ષી)

જેવી રીતે જૂઠી વાત કહેવી મોટો ગુનોહ છે, એવી જ રીતે જૂઠી ગવાહી આપવી પણ એક મોટો ગુનોહ છે. કુર્આન-અહાદીષ માં જૂઠી ગવાહી થી બચવાનો આદેશ આપવામાં આવ્યો છે. અને જૂઠી ગવાહી આપવા પર સખત વઈદોનું વર્ણન કરવામાં આવ્યું છે. અહીંયા અમુક અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

હઝરત ખુરૈમ બિન ફાતિક (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક દિવસે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફજરની નમાઝ પઢાવી, નમાઝ પૂરી કર્યા પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એકદમ ઉભા થઈ ગયા અને ફરમાવ્યું જૂઠી ગવાહી આપવાને અલ્લાહ તઆલા સાથે શિર્ક કરવા બરાબર ગણવામાં આવી છે આ વાત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ત્રણ વાર વર્ણવી અને પછી કુર્આન મજીદની આ આયત તિલાવત ફરમાવી ''મુર્તિઓ (અર્થાત મૂર્તિ પુજા)ની ગંદકીથી બચો અને જૂઠી ગવાહી આપવાથી બચતા રહો. ફકત એક અલ્લાહ માટે થઈ તેની સાથે કોઈને ઈબાદતમાં ભાગીદાર ન બનાવો.'' (અબુદાવૂદ)

જૂઠના અમુક પ્રકાર ભયાનક છે અને તેનાથી ખૂબજ મોટો ગુનોહ થાય છે. તેમાંથી એક આ પણ છે કે કોઈ કેસ અથવા ઝઘડામાં માણસ જૂઠી ગવાહી આપે અને મુસલમાનભાઈને નુકસાન પહોંચાડે. સુરએ હજ્જની આ ઉપરોકત આયતમાં મુર્તિ પુજા અને જૂઠી ગવાહીનો એક સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને બંનેથી બચવાની તાકીદ માટે એક જ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. કુર્આને મજીદના આ રીતે વર્ણન કરવાનો હવાલો આપી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મુર્તિ પુજા અને જૂઠી ગવાહી આપવાને એક ગણવામાં આવ્યું છે. અર્થાત બંને ગુનાહમાં બરાબર છે. અને આ વાત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ત્રણ વાર ઈરશાદ ફરમાવી. જેથી લોકોના દિલોમાં જૂઠી ગવાહીની ખરાબી બેસી જાય.

ઉપરોકત વાતથી સ્પષ્ટ થયું કે જૂઠી ગવાહી આપવી કેટલો મોટો ગુનોહ છે અને મુસલમાને પોતાની જાતને આ ગુનાહથી બચાવવું કેટલું જરૂરી છે???

તિર્મીઝીની એક રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક દિવસે સહાબા(રદિયલ્લાહુ અન્હુમ)ને ઈરશાદ ફરમાવ્યો અને ત્રણ વખત ઈરશાદ ફરમાવ્યો શુ હું તમોને બતાવું કે મોટા મોટા ગુનાહ કયા કયા છે? પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો અલ્લાહ તઆલાની સાથે શિર્ક કરવું, માતા-પિતાની નાફરમાની કરવી, ઝઘડાઓમાં જૂઠી ગવાહી આપવી અને જૂઠુ બોલવું. આ હદીષને રિવાયત કરનાર વર્ણવે છે કે આ હદીષની શરૂઆતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ટેક લગાવી ને બેસ્યા હતા. પરંતુ જૂઠી ગવાહીનું વર્ણન આવ્યું તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)સીધા બેસી ગયા અને વારંવાર જૂઠી ગવાહી વિશેના ઈરશાદને ફરમાવવા લાગ્યા અહીંયા સુધી અમે દિલમાં કહેવા લાગ્યા કે હવે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ચુપ થઈ જાય તો સારૂં!! (અર્થાત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તે સમયે એવી રીતે આ વાત ઈરશાદ ફરમાવી રહ્યા હતા કે અમોને લાગી રહ્યું હતુ કે આ વાતને વારંવાર ફરમાવવાના કારણે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના દિલ પર ઘણો બોજ પડી રહ્યો છે. એટલે અમે એમ વિચારી રહ્યા હતા કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ચુપ થઈ જાય અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)વધારે પડતો બોજ પોતાના મુબારક દિલ પર ન નાંખે અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને આરામ મળી જાય. (તિર્મીઝી)

સારાંશ આ છે કે જૂઠી ગવાહી આપવી અત્યંત ગુનાહિત કાર્ય છે એટલા માટે જ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જયારે જૂઠી ગવાહીનું વર્ણન આવ્યું તો સીધા બેસી ગયા અને વારંવાર ફરમાવવા લાગ્યા કે જૂઠી ગવાહીનું ખરાબ હોવુ લોકોના દિલોમાં સારી રીતે બેસી જાય અને લોકો પોતાને આ ગુનાહથી બચાવે. આજ કાલ ઘણા લોકો જૂઠી ગવાહી આપવાને પોતાનો ધંધો-રોજગાર બનાવી કોર્ટો માં જૂઠી ગવાહી આપવા અને જૂઠા સાક્ષી બનવા માટે તૈયાર રહે છે, તેવા લોકોને જોઈએ કે પોતાને આ ગુનાહથી બચાવે, નહી તો આખિરતમાં સખત અઝાબનો સામનો કરવો પડશે, અલ્લાહ તઆલા આપણી સૌ ની આ

ગુનાહથી હિફાઝત ફરમાવે.

# જૂઠી કસમ ખાવી

જબાનથી થતા ગુનાહો માંથી એક મોટો ગુનોહ જૂઠી કસમ ખાવી છે, કસમ ખાવાનો અર્થ થાય છે કે માણસ અલ્લાહ તઆલાને ગવાહ બનાવીને તે વાત કહે છે, હવે જો માણસ જૂઠી વાત પર કસમ ખાય તો તે અર્થ આ થયો કે એક જૂઠી વાત પર અલ્લાહ તઆલા જેવી અત્યંત મહાન જાતને ગવાહ બનાવી તે માણસે અલ્લાહ તઆલાનું અપમાન કર્યુ અને અલ્લાહ તઆલાનું અપમાન કરવું ખુબજ મોટો ગુનોહ છે, આજ કારણે જૂઠી કસમ ખાવાને પણ કુર્આન-હદીષમાં એક મોટા ગુનાહ સ્વરૂપે વર્ણવવામાં આવ્યો છે. અહીંયા અમુક અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે માણસે બાદશાહ સમક્ષ જૂઠી કસમ ખાધી (અર્થાત બાદશાહ, કાઝી અથવા જજ સમક્ષ જે ફેંસલો આપવા માટે બેસ્યો હોય) આ કસમ ખાવાથી તેનો હેતુ આ હતો કે તે પોતાના કોઈ મુસલમાનભાઈનો માલ પચાવી પાડે તો કયામતના દિવસે જયારે તે માણસને અલ્લાહ તઆલાની સમક્ષ રજૂ કરવામાં આવશે ત્યારે અલ્લાહ તઆલા તે માણસ પર ઘણો જ ગુસ્સામાં હશે. (બુખારી)

ઉપરોકત હદીષથી આ વાત સ્પષ્ટ થઈ કે જૂઠી કસમ ખાનાર માટે કેટલો સખત અઝાબ હશે? કે કયામતના દિવસે તે અલ્લાહ તઆલાની રહમતની નજરથી વંચિત રહેશે અને આ વાત બિલ્કુલ સ્પષ્ટ છે કે જે માણસ અલ્લાહ તઆલાની રહમતની નજર થી વંચિત રહેશે તેનું ઠેકાણું તો દોઝખ હશે. હા, જો અલ્લાહ તઆલા માફ કરી દે તો જુદી વાત છે. આ જૂઠી કસમ બાદશાહ સમક્ષ ખાવી, કાઝી સમક્ષ ખાવી, જજ સમક્ષ ખાવી અથવા ફેસલા કરનાર પંચ સમક્ષ ખાવી કે પરસ્પર ખાવી અલ્લાહ તઆલા ના ગુસ્સાનું કારણ બનશે.

હઝરત અબૂ ઉમામા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસે જૂઠી કસમ ખાઈ કોઈ મુસલમાનભાઈનો હક્ક (માલ વિગેરે) પચાવી પાડયો તો અલ્લાહ

તઆલા એવા માણસ માટે દોઝખ વાજિબ કરી દે છે, અને જન્નતને તે માણસ પર હરામ કરી દે છે. ત્યાં હાજર લોકોમાંથી કોઈએ પુછ્યું, એ અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! તે કોઈ નાનકડી વસ્તુ હોય તો પણ? (અર્થાત નાનકડી વસ્તુ જૂઠી કસમ ખાઈને પચાવી પાડી તો પણ આ વઈદ છે?) જવાબમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યું હા, જો તે વસ્તુ પીલુના વૃક્ષની એક નાનકડી (મિસ્વાકની જેમ) લાકડી કેમ ન હોય!!! (અર્થાત આટલી નાની લાકડી પચાવી પાડવા પર પણ આ વઈદ છે) (મુસ્લિમ શરીફ)

કેટલી સખત વઈદ છે? જૂઠી કસમ ખાનાર માટે કે એક નાનકડી વસ્તુ માટે પણ જૂઠી કસમ ખાવાના કારણે અલ્લાહ તઆલા તે માણસ પર દોઝખ વાજિબ કરી દે છે, અને જન્નત તે માણસ માટે હરામ કરી દે છે!!

હઝરત અશઅષ બિન કૈસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો જે માણસ કોઈ બીજા માણસ નો માલ જૂઠી કસમ ખાઈને પચાવી પાડશે તો તે માણસ કયામત ના દિવસે અલ્લાહ તઆલાની સમક્ષ કુષ્ઠરોગી (રક્તપિત્ત, કોઢ) હોવાની હાલતમાં રજૂ કરવામાં આવશે. (અબુદાવૂદ)

આ હદીષમાં પણ કેટલી સખત વઈદનું વર્ણન કરવામાં આવ્યું છે કે આવો માણસ અલ્લાહ તઆલાની સમક્ષ કયામતના દિવસ કોઢી(રક્તપિત્ત વાળો) હોવાની સ્થિતિમાં રજૂ કરવામાં આવશે જેથી બધાજ લોકો જાણી લેશે કે આ માણસ દુનિયામાં જૂઠી કસમ ખાઈને લોકોનો માલ પચાવી પાડતો હતો, આ પણ વાસ્તવિકતા છે કે આ સખત અઝાબ એટલા માટે આપવામાં આવશે કે તે માણસે અલ્લાહ તઆલાને ગવાહ બનાવી જૂઠી કસમ ખાઈને અલ્લાહ તઆલાનું અપમાન કર્યુ, અને બીજા મુસલમાનભાઈનો માલ પચાવી પાડવા માટે અથવા તેને બેઆબરૂ (રૂસ્વા) કરવા માટે તે માણસે અલ્લાહ તઆલાના પવિત્ર નામનો દુરઉપયોગ કરી એક અત્યંત ખરાબ કાર્ય તે માણસે આચર્યુ.

હઝરત અબુઝર ગિફારી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ત્રણ માણસો એવા છે

કે કયામત ના દિવસે અલ્લાહ તઆલા તેઓથી કોઈ વાત નહી કરે અને તેઓને રહમતની નજરથી જુએ પણ નહી અને ન તો અલ્લાહ તઆલા તેઓને પાપોથી પાક કરશે, તેઓ માટે સખત અઝાબ હશે. હઝરત અબુઝર ગિફારી(રદી.)એ પુછ્યું કે એ અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! આવા લોકો તો ખુબ જ નુકસાનમાં હશે, આ લોકો કોણ હશે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું (૧) પોતાની લુંગી (પેન્ટ, શલવાર, ઝભ્ભો વગેરે) ઘુંટી(ટખ્ના)થી નીચે લટકાવનાર (૨) ઉપકાર કરી તેને ગણાવનાર (૩) જૂઠી કસમ ખાઈને પોતાનો સામાન ચલાવનાર અર્થાત વેચનાર. (મુસ્લિમ શરીફ)

જેવી રીતે બાદશાહ, કાઝી, જજ, પંચ સમક્ષ જૂઠી કસમ ખાઈને કોઈ મુસલમાનનો માલ પચાવી પાડવા માટે અલ્લાહ તઆલાના પવિત્ર નામનો ઉપયોગ કરવો અત્યંત ખરાબ કૃત્ય છે અને તેના ઉપર સખત ધમકી આપવામાં આવી છે. એવી જ રીતે પોતાના સામાનને વેચવા માટે ગ્રાહકની સમક્ષ જૂઠી કસમ ખાઈને તેની સામે પોતાના સામાનના વખાણ કરવા પણ એક ગુનાહિત કાર્ય છે, અને અલ્લાહ તઆલાના નામનો અયોગ્ય ઉપયોગ છે જેનાથી બચવુ ખૂબજ જરૂરી છે, નહી તો કયામતના દિવસે ઉપરોકત હદીષમાં વર્ણવેલ અઝાબોનો સામનો કરવો પડશે. અલ્લાહ તઆલા આપણા સૌ ની આ કૃત્યથી હિફાઝત ફરમાવે.

## જૂઠના અમુક પ્રકારો

ઉપર જૂઠના અમુક પ્રકારોનો ઉલ્લેખ કરવામાં આવ્યો, પરંતુ અમુક જૂઠના પ્રકારો એવા પણ છે જેમને લોકો જૂઠ નથી સમજતા અને જૂઠ બોલી જૂઠના ગુનાહમાં સપડાઈ જાય છે. અહીંયા તે પ્રકારોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) બાળકોને ફોસલાવવા માટે જૂઠ બોલવુ
(૨) લોકોને હંસાવવા માટે જૂઠ બોલવું
(૩) સાંભળેલ વાતો સત્યતાની ખોજ (તહકીક) વગર લોકો સમક્ષ વર્ણવવી.

હઝરત અબ્દુલ્લાહ બિન આમિર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અમારા ઘરે તશરીફ લાવ્યા હતા તે દિવસે

મારી માતાએ મને કહ્યું કે આવો! હુ તમોને કોઈ વસ્તુ આપું (તે સમયે હઝરત અબ્દુલ્લાહ બિન આમિર(રદિયલ્લાહુ અન્હુ)નુ બાળપણ હતુ, તેઓને પાસે બોલવવા માટે આ રીતે કહ્યું કે આવો હું તમોને કોઈ વસ્તુ આપું) આ સાંભળી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, તમે આ બાળકને શું આપવા માંગો છો? મારી માતાએ કહ્યું કે હું આ બાળકને એક ખજૂર આપવા માંગુ છું, આ સાંભળી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે યાદ રાખો! જો આ કહેવા પછી (કે આવો હું તમોને એક ખજૂર આપું) તમે આ બાળકને તમારી પાસે આવ્યા પછી કશું જ ન આપતા, તો તમારા આમાલનામાં માં એક જૂઠ બોલવાનો ગુનોહ લખવામાં આવતો. (અબુ દાવૂદ)

હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આ ઈરશાદનો હેતુ એ હતો કે બાળકોને ફોસલાવવા માટે પણ જૂઠ બોલવામાં ના આવે, કારણ કે જૂઠ એ જૂઠ જ છે. મોટા માણસો સાથે બોલવામાં આવે કે બાળકો સાથે બોલવામાં આવે, અને બીજુ કારણ એ છે કે જો માતા-પિતા બાળકો સાથે આ રીતે જૂઠ બોલતા રહેશે તો બાળકો પર તેની ખરાબ અસર પડશે અને બાળકો સમજશે કે આ રીતે કરવુ કોઈ ખરાબ કાર્ય નથી, જ્યારે તેઓના દિલમાં આ વાત બેસી જશે કે આ રીતે કરવુ ખરાબ કાર્ય નથી, તો તેઓ પણ આ રીતે બીજા બાળકો સાથે જૂઠ બોલવા લાગશે અને ધીર ધીરે આ એક આદત બની જશે. જેને બાદમાં છોડવી મુશ્કેલ થઈ જશે. અને ત્રીજુ કારણ આ છે કે આ રીતે જૂઠ બોલવામાં બાળકને ધોકો પણ આપવામાં આવે છે. કોઈને ધોકો આપવો પણ એક મોટો ગુનોહ છે, માટે આ રીતે બાળકો સાથે જૂઠ બોલવુ ન જોઈએ અને તેમને ધોકો આપવો જોઈએ નહી.

હઝરત હયદા રદિયલ્લાહુ અન્હુ થી રીવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે જો માણસ લોકોને હંસાવવા માટે જૂઠ બોલે તો તે માણસ પર અફસોસ છે અને અફસોસ છે. (અબુદાવૂદ)

અર્થાત ફક્ત હંસવા-હંસાવવા માટે જૂઠ બોલવુ પણ એક ખરાબ ટેવ છે. આ રીતે જૂઠ બોલવાથી કાઈને નુકસાન તો થતુ નથી, પરંતુ સૌથી પહેલા જૂઠ બોલનારનું નુકસાન થાય છે કે તેના આમાલનામામાં જૂઠ બોલવાનો ગુનોહ

લખાઈ જાય છે. બીજી વાત આ પણ છે કે આ રીતે હંસાવવા માટે લોકો સમક્ષ જૂઠી વાતો બોલવાથી મુસલમાનો ના દિલોમાં જૂઠથી જે ધૃણા (નફરત) હોવી જોઈએ તે ખતમ થઈ જાય છે, અને જૂઠ બોલવા પ્રત્યે લોકોની હિમ્મત વધી જાય છે. આજ કારણે આવા માણસ વિશે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અફસોસ વ્યકત કર્યો. માટે એક મુસલમાનને જોઈએ કે તે આ રીતે લોકોને હંસાવવા માટે જૂઠ ન બોલે.

હઝરત અબૂ હુરૈરા રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે માણસનું જૂઠા હોવા માટે આ પુરતુ છે કે તે દરેક સાંભળેલ વાત ને (સત્યતાની ખોજ કર્યા વગર) લોકો સમક્ષ વર્ણન કરતો રહે. (મુસ્લિમ શરીફ)

અર્થાત દરેક સાંભળેલ વાતની ખોજ (તહકીક) કર્યા વગર લોકો સમક્ષ વર્ણન કરવી આ પણ જૂઠનો એક પ્રકાર છે. જેવી રીતે જૂઠો માણસ ભરોસાપાત્ર નથી. એવીજ રીતે દરેક સાંભળેલ વાતને સત્યતાની ખોજ વગર નકલ કરનાર પણ ભરોસાપાત્ર નથી, તેની ઉપર ભરોસો ન કરવો જોઈએ. આ રીતે નકલ કરવાથી જૂઠનો ગુનોહ તેના આમાલનામા માં લખાશે. આજ કાલ મોબાઈલથી મેસેજ તથા વૉટ્સ એપ વડે ઘણી બધી વાતો (જે વાસ્તવમાં તદ્દન જૂઠી હોય છે.) સત્યતાની ખોજ કર્યા વગર લોકો ફોરવર્ડ કરી દે છે.આ પણ એક ગુનાહિત કાર્ય છે. જેનાથી બચવુ અત્યંત જરૂરી છે. જ્યાર સુધી કોઈ પણ વાતની સત્યતાનુ યકીન ન થઈ જાય, ત્યાં સુધી ફોરવર્ડ કરવાથી બચવુ જોઈએ.

જૂઠ નો એક પ્રકાર જુઠુ સપનુ લોકો સમક્ષ વર્ણન કરવુ, અહાદીષમાં જૂઠૂ સપનુ વર્ણન કરવાની સખત મનાઈ આવી છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મોટી તોહમત (આક્ષેપ) એ છે કે માણસ પોતાની આંખોને તે વસ્તુ બતાવે જે વાસ્તવમાં આંખોએ જોઈ નથી. (બુખારી)

અર્થાત માણસ પોતાની આંખો પર જૂઠ બોલે અને જે વસ્તુ આંખે જોઈ નથી તેના વિશે કહેવા લાગે કે આંખોએ તે વસ્તુ જોઈ છે, આ હદીષ વડે

જૂઠા સપના નો ઉલ્લેખ કરવાની નિંદા કરવામાં આવી છે. અને જૂઠા સપના ને મોટી તોહમત એટલા માટે કહેવામાં આવી છે કે સાચુ સપનુ અલ્લાહતઆલા તરફથી હોય છે. હવે કોઈ માણસ જૂઠૂ સપનુ વર્ણવે તો આનો અર્થ એ થયો કે તે માણસ અલ્લાહ તઆલા પર જૂઠી વાત બાંધે છે. માટે આ એક મોટી તોહમત છે. આ કાર્યથી બચવુ જોઈએ.

એક હદીષમાં છે કે જે માણસ જૂઠૂ સપનુ બનાવી લોકો સમક્ષ બયાન કરશે તો, અલ્લાહ તઆલા કયામતના દિવસે તે માણસને બે જવ (એક ધાન્ય) વચ્ચે ગાંઠ મારવાનો આદેશ આપશે. (બુખારી)

અર્થાત જ્યા સુધી તે માણસ બે જવ વચ્ચે ગાંઠ નહી લગાવે ત્યાં સુધી તેને અઝાબ આપવામાં આવશે, અને તે માણસ બે જવ વચ્ચે ગાંઠ નહી લગાવી શકે જેથી એક લાંબા સમયગાળા સુધી તેને અઝાબ આપવામાં આવતો રહેશે. અલ્લાહ તઆલા આપણી સૌ ની હિફાઝત ફરમાવે.

## (૬) ગીબત

ગીબત એટલે કોઈની પીઠપાછળ એવી કોઈ વાત કહેવી કે જો તે વાત તેની સમક્ષ કહેવામાં આવતી તો તે માણસને તે વાત ખરાબ લાગતી, હવે તે ખામી તે માણસ માં હોય તો તે ગીબત છે અને જો તે ખામી તે માણસમાં ના હોય તો આ તોહમત (આક્ષેપ) છે. અને તોહમત લગાવવાનો પાપ ગીબત કરવાના પાપથી વધારે છે.

મઝાહિરે હકમાં લખવામાં આવ્યું છે કે પીઠપાછળ કોઈની ખામીનું વર્ણન કરવુ ફક્ત એક ગુનાહનું જ કાર્ય નથી પરંતુ આ બિમારી સામાજીક રીતે પણ ઘણીજ ખતરનાક છે, પરંતુ આશ્ચર્ય જનક વાત એ છે કે લોકો બીજા ગુનાહો કરતા આ ગુનાહમાં વધારે ફસાયેલા જોવા મળે છે, તો લોકોના દિલોમાં આ ગુનાહનુ ખતરનાક હોવાનું દાખલ કરવા માટે વિગતવાર આ ગુનાહનો ઉલ્લેખ કરવામાં આવે છે.

ગીબત એટલે કોઈ એવા માણસ (જે ત્યાં મૌજૂદ ના હોય) નુ એવી રીતે વર્ણન કરવુ કે તેની કોઈ ખામી જાહેર થઈ જાય અને તે ખામી તેના શરીરમાં હોય અથવા અક્કલમાં હોય અથવા તેના દીનમાં હોય અથવા દુનિયામાં હોય અથવા તેના કાર્યો માં હોય અથવા તેની ઔલાદમાં હોય અથવા તેના માતા-

પિતામાં હોય અથવા તેની પત્ની માં હોય અથવા તેના નોકરોમાં હોય અથવા તેના ચાલચલનમાં કે લિબાસમાં હોય કે તેના મિજાઝમાં હોય, આ ખામીનો ઉલ્લેખ ઝબાનથી કરવામાં આવે કે હાથ, આંખ, પગ વગેરેના ઈશારાથી કરવામાં આવે અથવા નકલ ઉતારવામાં આવે આ બધુ ગીબતમાં લેખાશે, ગીબતની કુર્આન અને અહાદીષમાં સખત નિંદા કરવામાં આવી છે. અત્રે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

કુર્આન માં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે ''અને એક બીજાની ગીબત (નિંદા) ન કરો, શું તમારામાંથી કોઈને આ (કૃત્ય) ગમે છે કે તે પોતાના મૃત્યુ પામેલ ભાઈનુ માંસ ખાય? એને તો તમે તિરસ્કાર પાત્ર ગણો છો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, બેશક અલ્લાહ તઆલા તોબા કબૂલ કરનાર મહા દયાળુ છે.'' (સુરએ હુજુરાત, પારા :૨૬, આયત:૧૨)

ઉપરોકત આયત માં ખુબ જ સારી રીતે ઉદાહરણ આપી ગીબતની નિંદા કરવામાં આવી છે, કે ગીબત કરવુ એ પોતાના મૃત્યુ પામેલ ભાઈના માંસ ખાવા સમાન છે. સૌથી પહેલા મૃત્યુ પામેલનું માંસ ખાવુ જે હરામ છે. પછી કોઇ જાનવરનું માંસ નહી પરંતુ માણસનું માંસ, પછી માણસ પણ કોઈ પારકો નહી પરંતુ પોતાના સગા ભાઈનું માંસ ખાવુ, જાહેરી વાત છે બધાજ લોકો આ કૃત્ય ને તિરસ્કાર પાત્ર ગણે છે. પછી ગીબત જે આ કૃત્ય સાથે સમાનતા ધરાવે છે તેને પણ તિરસ્કારને પાત્ર ગણી છોડી દેવી જોઈએ, અને આ ગુનાહથી દૂર રહેવુ જોઈએ. જેના દિલમાં અલ્લાહ તઆલાનો ડર હશે તે જ માણસ ઉપરોકત ઉપદેશને માન્ય રાખશે. માટે પ્રત્યેક મુસ્લિમોએ ખરેખર અલ્લાહ તઆલાથી ડરવુ જોઈએ અને આ મનાઈ કરેલ કાર્યોપાસે પણ ન જવુ જોઈએ, અને તે પહેલા જે કંઈ ભુલો થઈ હોય તેની ખરા દીલથી તૌબા કરે. તેમજ જેની ગીબત કરી હોય તેનાથી માફી માંગે અને જો માફી માંગવાનું અસંભવિત બની ગયુ હોય તો, તેના માટે ઈસ્તિગ્ફાર કર્યા કરે તેમજ તોબા પણ કરે તો આશા છે કે અલ્લાહ તઆલા માફ કરી દે.

હઝરત અબૂસઈદ અને હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હુમા રિવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે ગીબત કરવી ઝિનાથી પણ વધારે ખરાબ છે. આ સાંભળી સહાબા રદિયલ્લાહુ અન્હુમે પુછયું

કે એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ગીબત કરવી ઝિના (વ્યાભિચાર)થી વધારે ખરાબ કઈ રીતે છે? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે આ રીતે કે જયારે માણસ ઝિના(વ્યાભિચાર) કરે છે તો તૌબા કરી લે છે અને અલ્લાહ તઆલા તેની તૌબાને કબૂલ ફરમાવે છે અને એક રિવાયતમાં આ શબ્દો છે કે ઝિના (વ્યાભિચાર) કરનાર તૌબા કરી લે છે અને અલ્લાહ તઆલા તેને માફ કરી દે છે પરંતુ ગીબત કરનારને અલ્લાહ તઆલા માફ નથી કરતો જયાં સુધી કે તે માણસ માફ ના કરી દે જેની ગીબત કરવામાં આવી છે. (શોઅબુલ ઈમાન)

ઉપરોકત હદીષનો અર્થ આ છે કે ઝિના (વ્યાભિચાર) કરવામાં માણસ અલ્લાહ તઆલાના આદેશને તોડે છે, અને અલ્લાહ તઆલાના હક્કને પાયમાલ કરે છે અને અલ્લાહ તઆલા માફ કરનાર અને અત્યંત દયાળુ છે, માટે માણસ ઝિનાકારીથી તૌબા કરે છે તો અલ્લાહ તઆલા તેની તૌબા કબૂલ કરી તેના આ ગુનાહને માફ કરી દે છે. જયારે ગીબત કરનાર બંદાના હક્કને પાયમાલ કરે છે અને બંદાઓના હક્ક (હુકૂકુલ ઈબાદ) જયાર સુધી બંદાઓ માફ નહી કરે ત્યાં સુધી માફ નહી થાય. એટલા માટે હદીષમાં કહેવામાં આવ્યું છે. કે જયાર સુધી બંદો માફ નહી કરે ત્યાં સુધી અલ્લાહ તઆલા પણ માફ નહી કરે. બીજી વાત આ છે કે ઝિના કર્યા પછી માણસ સમજે છે કે મે કોઈ ખરાબ કૃત્ય કર્યું છે જયારે માણસ તેને ખરાબ સમજે છે અને ગુનાહનું કાર્ય સમજે છે તો તેને તૌબા કરવાની તૌફીક પણ પ્રાપ્ત થઈ જાય છે અને તે તોબા કરી લે છે તો અલ્લાહ તઆલા તેને માફ કરી દે છે અને ગીબત વાસ્તવમાં એક મોટો ગુનોહ છે. પરંતુ ગીબત કરનાર તેને ખુબજ નાનો ગુનોહ સમજે છે અને કયારેક તો તેના દિલમાં આ ખ્યાલ પણ નથી આવતો કે મેં કોઈ ગુનાહનું કાર્ય કર્યું છે, પરંતુ તે વિચારે છે સામેવાળા માણસમાં જે ખામી હતી, તેનું જ મેં વર્ણન કર્યું છે જયારે માણસ આ કાર્યને ગુનાહનું કાર્ય નથી સમજતો તો તેને તૌબાની તૌફીક પણ થતી નથી, અને તે તૌબા કરતો નથી, આ કારણે એક હદીષમાં આ શબ્દો આવ્યા છે કે ગીબત કરનાર માટે તૌબા નથી અર્થાત તે તૌબા નથી કરતો અને તેની તૌબા પણ કબૂલ કરવામાં આવતી નથી. આ હદીષથી સ્પષ્ટ થયું કે ગીબત કરવી ઝિના થી પણ વધારે ખતરનાક છે. માટે

આ ગુનાહને હલકો સમજી તેમા તલ્લીન રહેવુ જોઈએ નહી. અલ્લાહ તઆલા આપણી સૌ ની આ ગુનાહથી હિફાઝત ફરમાવે.

હઝરત અબુબરઝા અલ અસ્લમી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે એ તે લોકો જેઓ જબાનથી ઈમાન લાવ્યા છે, પરંતુ ઈમાન હજુ સુધી તેઓના દિલોમાં પ્રવેશ્યુ નથી મુસલમાનોની ગીબત ના કરો અને લોકોની છુપાયેલી ખામીઓના પાછળ ન પડો, (અર્થાત લોકોની છુપાયેલી ખામીઓની જાસૂસી કરી અને તેણે જાણી લોકોમાં ફેલાવો નહી) કારણ કે જે માણસ આવુ કરશે, અલ્લાહ તઆલા પણ તેની સાથે આવો જ વર્તાવ કરશે અને જેની સાથે અલ્લાહ તઆલા આવો વર્તાવ કરશે અલ્લાહ તઆલા તેને ઘરે બેઠા રૂસ્વા કરી દેશે. (અબુદાવૂદ)

આ હદીષથી સ્પષ્ટ થયું કે મુસલમાનોની ગીબત કરવી અને તેઓની છુપાયેલી ખામીઓની પાછળ પડી તેની જાણ થયા પછી લોકોમાં ફેલાવવી એક એવું મુનાફિકાના કૃત્ય છે જે ફકત તેવા જ લોકો કરી શકે છે, જેઓ ફકત જબાનથી મુસલમાન હોવાનો એકરાર કરે છે પરંતુ તેઓના દિલ ઈમાનથી ખાલી છે. માટે આવા મુનાફિકાના (દંભી) કૃત્યથી પોતાની જાતને બચાવવું અત્યંત જરૂરી છે.

હઝરત અનસ બિન માલિક(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જયારે મને મેઅરાજ કરાવવામાં આવી તો તે પ્રવાસમાં હું એવા લોકો પાસેથી પસાર થયો જેઓના નખ તાંબાના હતા જેનાથી તેઓ પોતાના ચહેરાઓ અને છાતીઓને જખ્મી કરી રહ્યા હતા. આ દ્રશ્ય જોઈ મેં હઝરત જિબ્રઈલ(અલયહિસ્સલામ)થી પૂછ્યું કે આ લોકો કોણ છે? જેઓ આ સખત અઝાબમાં સપડાયેલા છે? તો હઝરત જિબ્રઈલ(અલયહિસ્સલામ)એ ફરમાવ્યું કે આ તે લોકો છે જે દુનિયામાં લોકોનું માંસ ખાતા હતા અને લોકોને બે-આબરૂ કરતા રહેતા હતા. (અર્થાત લોકોની ગીબત કરતા રહેતા હતા અને લોકોને લોકોમાં રૂસ્વા કરતા હતા) (અબુદાવૂદ)

કેટલી સખત ધમકી છે?? ગીબત કરનાર માટે કે કયામતના દિવસે તેઓને આ રીતે અઝાબ આપવામાં આવશે, અલ્લાહ તઆલા આપણી સૌ

ની હિફાઝત ફરમાવે.

## જાઈઝ ગીબત

આ વાત પણ યાદ રાખવી જોઈએ કે અલ્લાહ તઆલાના બંદાઓની ખૈરખ્વાહી તથા તેઓને નુકસાનથી બચાવવા માટે કોઈ માણસની ગીબત બીજાઓ સમક્ષ કરવામાં આવે અને નુકસાનથી બચાવવા માટે આ કાર્ય કરવું જરૂરી હોય તો પછી ગીબત કરવામાં કોઈ વાંધો નથી, જેવી રીતે બાદશાહ, કાઝી, જજ અથવા એવા કોઈ માણસ સમક્ષ જે મદદ કરી શકે છે કોઈ જુલમ કરનારની શિકાયત કરવી ગીબત કહેવાશે નહી, એવી જ રીતે કોઈ માણસ ધોકાબાજ છે લોકોને તેની ધોકાબાજીથી બચાવવા માટે તેની ધોકાબાજીનો ઉલ્લેખ લોકો સમક્ષ કરવો પણ ગીબતમાં લેખાશે નહી.

હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે કે યાદ રાખો ગીબત કરવાવાળો અને ગીબત સાંભળનાર બંને ગુનાહમાં બરાબર છે (અર્થાત બંને ગુનેહગાર થશે) પરંતુ અમુક જગ્યાએ અમુક લોકોની ગીબત કરવી જાઈઝ છે.

(૧) મઝલૂમ (ઝુલ્મનો ભોગ બનેલ માણસ) જાલિમની ફરિયાદ બાદશાહ, કાઝી અથવા પંચ સમક્ષ કરે અને પોતાની ઉપરથી જુલ્મ દૂર થઈ જાય તે ઈરાદાથી જાલિમના જુલ્મોનું વર્ણન કરે તો જાઈઝ છે. હા, જો જાલિમના જુલ્મો અને ખામીઓ એવા માણસ સમક્ષ રજૂ કરે જેનાથી આ જુલ્મોનું દૂર થવું શકય નથી તો આવા માણસ સમક્ષ જુલ્મનું વર્ણન કરવું ગીબતમાં લેખાશે.

(૨) કોઈ માણસથી કોઈ બિદ્અત અથવા શરીઅતના આદેશ વિરુદ્ધ થતુ કાર્ય અટકાવવા માટે સહાયતાની જરૂરત પડે તો તે માણસ સમક્ષ બિદ્અતીની બિદ્અતનું વર્ણન કરવું અથવા શરીઅતના આદેશ વિરુદ્ધ કાર્ય કરનારના કાર્યનું વર્ણન કરવું જાહેરમાં ગીબત છે, પરંતુ આ રીતે વર્ણન કરવાથી ગીબતનો ગુનોહ થશે નહી.

(૩) કોઈ મુફતી સાહબથી ફતવો લેવા માટે સવાલમાં કોઈ એવી વાતનું વર્ણન કરવું જેમા કોઈ માણસની ગીબત થતી હોય તો પણ જાઈઝ છે (પરંતુ શર્ત આ છે કે શરીઅતનો આદેશ જાણવાનો હેતુ હોય, સામેવાળા માણસને

બદ્નામ કરવાનો હેતુ ન હોય)

(૪) જો કોઇ મુસલમાનભાઇ અથવા કોઇ મુસલમાન બહેન કોઇ થી શાદી કરવા માંગતો હોય અથવા શાદી કરવા માંગતી હોય પરંતુ તેમા તેઓનું નુકસાન થતુ હોય, જેવી રીતે તે સ્ત્રી સારી નથી અથવા તે પુરૂષ સારો નથી. તો તમે શાદી કરનાર પુરૂષ અથવા સ્ત્રી સમક્ષ સામેવાળા પુરુષ કે સ્ત્રીની કોઇ ખામીનું વર્ણન આ નિય્યત થી કરો કે તે નુકસાનથી બચી જાય તો આ ખામીનું વર્ણન કરવું ગીબતમાં લેખાશે નહી. શર્ત આ છે કે નિય્યત ઠીક હોય, જો નિય્યત ખરાબ હશે અથવા ખામી ન હોવા છતાં ખામીનું વર્ણન કર્યું તો ગીબત અથવા તોહમત અને પોતાના મુસલમાનભાઇ કે બહેનને નુકસાન પહોંચાડવાનો ગુનોહ થશે.

(૫) જો કોઇ માણસ એવા ઉપનામથી પ્રખ્યાત થઇ ગયો જેમાં કોઇ ખામીનું વર્ણન છે જેવી રીતે કાનો, લંગડો તો આ ઉપનામથી (ઓળખ બતાવવા માટે) તેને યાદ કરવો ગીબતમાં લેખાશે નહી અને જો તેના સારા નામથી સામેવાળો માણસ ઓળખી જાય તો પછી આ ખરાબ ઉપનામનો ઉલ્લેખ કરવો જાઇઝ નથી, માટે પહેલા તેના સારા નામનો ઉલ્લેખ કરે, અને જો સામેવાળો માણસ ન ઓળખી શકે તો પછી તે ખરાબ ઉપનામનો ઉલ્લેખ કરે જેનાથી તે પ્રખ્યાત છે. (શરીઅત-વ-તરીકત : વિવરણ સાથે)

## ગીબતથી તૌબા કરવાની રીત

દરેક ગુનાહથી તૌબા કરવાની રીત અલગ અલગ હોય છે. જો કોઇની ગીબત કરી હોય તો ફકત અલ્લાહ તઆલાથી માફ માંગવી પુરતી નથી. જો કોઇ માણસની ગીબત કરી હોય અને સામેવાળા માણસને તેની જાણ થઇ ગઇ હોય, તો તેની પાસે જઇ માફી માંગવી જરૂરી છે. પરંતુ માફી માંગવામાં જે ગીબત કરી હોય તેનો ઉલ્લેખ કરવો જરૂરી નથી, ફકત આ કહે કે મે તમારી ગીબત કરી છે, તમે મને માફ કરી દો અથવા એમ કહે કે કહેલું-સાંભળેલું બધુ માફ કરી દો. કારણ કે વિગતવાર ગીબતોનું વર્ણન કરવાથી સામેવાળા માણસને તકલીફ થશે. અને જો કોઇ માણસ ની ગીબત કરી અને સામેવાળા માણસને તેની જાણ થઇ ગઇ હતી પરંતુ તે માણસ એટલે દૂર રહે છે કે તેનાથી કોઇ પણ જાતનો સંપર્ક થઇ શકે તેમ નથી અથવા તેનું મૃત્યુ થઇ ગયુ છે, તો

પછી તે માણસ માટે ઈસાલે સવાબ અને મગ્ફિરતની દુઆ કરતો રહે. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા આ રીતે ગીબતના ગુનાહને માફ કરી દેશે.

અને જો કોઈ માણસની ગીબત કરી હોય અને તે માણસને જાણ ન થઈ હોય તો પછી તેનાથી માફી માંગવી જરૂરી નથી પરંતુ તે માણસ માટે ઈસાલે સવાબ અને મગ્ફિરતની દુઆ કરતો રહે. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા માફ કરી દેશે. કારણ કે માફી માંગવા અને તેનાથી ગીબતનો ઉલ્લેખ કરવામાં તેને તકલીફ થવાનો ભય રહેલ છે, બની શકે છે પહેલા તે માણસનું દિલ ગીબત કરનાર પ્રત્યે (ગીબતની જાણ ન હોવા કારણે) સાફ હોય અને જાણ થયા પછી તેના દિલમાં ગીબત કરનાર વિશે વેર અને દુશ્મની પૈદા થઈ જાય. માટે તેની સામે ગીબતનો ઉલ્લેખ ન કરે અને તેના માટે ઈસાલે સવાબ તથા મગ્ફિરતની દુઆ કરતો રહે. જેવી રીતે કે હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, ગીબતનો કફ્ફારો (ગીબતના ગુનાહને ખતમ કરનાર) આ છે કે તમે તે માણસ માટે મગ્ફિરતની દુઆ કરો જે માણસની તમે ગીબત કરી હોય, અને આ રીતે દુઆ માંગો કે એ અલ્લાહ! મને અને તે માણસને (જે માણસની મેં ગીબત કરી છે) માફ કરી દે. (બયહકી)

## ગીબતથી બચવાની રીત

જે વાત મોઢામાંથી કાઢવા માંગે સૌથી પહેલા વિચારે કે આ વાતથી કોઈની ગીબત તો નહી થઈ જાય, જો ગીબત થવાનો ભય હોય તો પછી તે પોતાના મોઢામાંથી ન કાઢે અને ચુપચાપ રહે. ગીબતથી બચવાનો આ એક ઉપાય છે, જો આ ઉપાય પર અમલ ન થાય તો પછી આ ઉપાય પર અમલ કરવા માટે કોઈ જ બીજો ઉપાય નથી તે વિચારી લેવુ જોઈએ. બીજી વાત આ છે કે જયારે ગીબત કરવાનું મન થાય તો ગીબત વિશે જે વઈદોનું વર્ણન કરવામાં આવ્યુ છે તેને વિચારે. ઈન્શાઅલ્લાહ ગીબત કરવાનો ખ્યાલ દૂર થઈ જશે. એવી જ રીતે વગર જરૂરતે કોઈના વખાણ પણ ન કરે, કારણ કે વખાણ કરતા કરતા માણસ **'પણ'** શબ્દનો ઉપયોગ કરી ગીબત કરવા લાગે છે જેવી રીતે વખાણમાં કહે છે તે માણસ ઘણો સારો છે, નમાઝી છે, સખી છે, લોકોનું ધ્યાન રાખે છે 'પણ ' તેનામાં આ ખામી પણ છે અને આ ખામી પણ છે,

આ રીતે ગીબત કરવાની શરૂઆત કરી દે છે માટે વગર જરૂરતે કોઈના વખાણ પણ ન કરે.

સાથે સાથે અલ્લાહવાળા બુઝુર્ગોની સોહબતમાં અવાર નવાર હાજરી આપતો રહે અને જો આ ગુનોહ થઈ જતો હોય તો તેઓની સમક્ષ આ ગુનાહનું વર્ણન કરે, અને તેઓ જે માર્ગદર્શન આપે તેને અનુસરે. ઈન્શાઅલ્લાહ આ ગુનાહથી મુક્તિ પ્રાપ્ત થઈ જશે. એવી જ રીતે ઉપર વર્ણવેલ જબાનના બધાજ ગુનાહોથી બચવા માટે આ (ઉપર વર્ણવેલ) ઉપાય કરે. ધીરે ધીરે જબાનના ગુનાહોથી મુક્તિ મળી જશે, અને અલ્લાહ તઆલાથી વિશેષરૂપે આ ગુનાહોથી મુક્તિ મેળવવાની દુઆઓ કરતો રહે. અલ્લાહ તઆલા આપણી સૌ ની ઝબાનના દરેક ગુનાહથી હિફાઝત ફરમાવે અને ઝબાન વડે અત્યાર સુધી થયેલ દરેક ગુનાહને માફ ફરમાવે.... આમીન..

## બદ્‌ગુમાની (અન્ય વિશે ખોટી શંકા)

બદ્‌ગુમાની પણ એક મોટો ગુનોહ છે જેનાથી બચવાની કુર્આન અને હદીષમાં તાકીદ કરવામાં આવી છે, બદ્‌ગુમાનીનો અર્થ અન્ય વિશે વગર દલીલે ખોટી ધારણા રાખવી, જેવી રીતે કોઈ વિશે આ ધારણા રાખવી કે તે ચોર છે અથવા ઝિનાકાર (વ્યાભિચારી) છે વગેરે વગેરે

કુર્આને મજીદમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે ''હે ઈમાનવાળાઓ ઘણા ખરા ગુમાનોથી બચો કારણ કે અમુક ગુમાન ગુનાહ હોય છે.'' (પારા: ૨૬, રૂકુઅ:૧૪, આયત:૧૨)

આ આયતમાં જે ગુમાનને ગુનોહ બતાવવામાં આવ્યો છે તે તે ગુમાન છે, જે વગર દલીલે કરવામાં આવે છે. આયતમાં અમુક ગુમાન(ધારણા) વિશે કહેવામાં આવ્યુ કે તે ગુનોહ છે. આ શૈલી પરથી જાણ થઈ કે અમુક ગુમાન ગુનાહ હોતા નથી, જેવી રીતે કોઈ માણસે કોઈ બીજા માણસને દારૂ પીતા જોયો હવે તેના વિશે દિલમાં આ ખ્યાલ બેસી ગયો કે આ માણસ ફાસિક છે તો આ ખ્યાલના કારણે ગુનોહ નહી થાય, હા! જો તે માણસના તૌબા કરવા વિશે જ્ઞાન થયા પછી પણ આ ધારણા રાખશે તો ધારણા રાખનાર ગુનેહગાર થશે.

હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છેકે આપ(સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે બદ્‌ગુમાની કરવાથી બચો. કારણ કે બદ્‌ગુમાની એક જૂઠી વાત છે. (બુખારી)

આ હદીષમાં બદ્‌ગુમાનીથી બચવાની તાકીદ કરવામાં આવી અને બદ્‌ગુમાનીને પણ જૂઠી વાત કહેવામાં આવી. અહિયાં વાતથી મુરાદ દિલની વાત છે કારણ કે જયારે કોઈ માણસ બીજા કોઈ માણસ વિશે બદ્‌ગુમાની કરે છે તો તે વાસ્તવમાં સાચો હોતો નથી, બલ્કે આ માણસનો તે માણસ વિશે કોઈ નિર્ણય કરી લેવો ગલત અને જૂઠ હોય છે, એટલા માટે બદ્‌ગુમાનીને એક જૂઠી વાત કહેવામાં આવી. આ વાત પણ યાદ રાખવામાં આવે કે બદ્‌ગુમાનીનો ગુનોહ ત્યારે થાય છે જયારે માણસ વગર દલીલે કોઈ માણસ વિશે કોઈ ગલત ધારણા પોતાના દિલમાં જમાવી દે અને તેના દિલ-દિમાગમાં તે માણસ વિશે તે ધારણા બેસી જાય. જો કોઈ માણસ વિશે કોઈ ગલત ખ્યાલ આવી જાય અને પછી તરતજ તે ખ્યાલ ચાલ્યો જાય અથવા આ માણસ તે ખ્યાલને દૂર કરી દે તો આ ખ્યાલ આવવાથી બદ્‌ગુમાનીનો ગુનોહ થશે નહી. અમુક ઉલમાઓના મંતવ્ય મુજબ બદ્‌ગુમાનીનો ગુનોહ ત્યારે થાય છે જયારે માણસ પોતાની આ બદ્‌ગુમાનીનું વર્ણન લોકો સમક્ષ કરે. જેવી રીતે કોઈ માણસે બીજા માણસને રમઝાન માસમાં દિવસે હોટલ માંથી નિકળતો જોઈ લીધો તો જોનાર માણસને જોઈએ કે તે આ માણસ વિશે સારુ ગુમાન રાખે કે આ માણસ ખાવા માટે હોટલમાં નહી ગયો હોય પરંતુ કોઈ માણસને મળવા માટે ગયો હશે, જો જોનાર માણસ પોતાના દિલમાં આ ખ્યાલ જમાવી લે કે આ માણસે રોઝો નથી રાખ્યો અને ખાવા માટે અંદર ગયો હતો તો જોનાર માણસને બદ્‌ગુમાનીનો ગુનોહ થશે અને અમુક ઉલમાના મંતવ્ય મુજબ જયારે આ માણસ લોકો સમક્ષ આ વાતનું વર્ણન કરશે કે આ માણસને મેં બપોરે હોટલમાંથી નિકળતો જોયો છે અને આ માણસે રોઝો નથી રાખ્યો તો આ રીતે લોકો સમક્ષ વર્ણન કરવાથી જોનાર માણસને બદ્‌ગુમાનીનો ગુનોહ થશે.

સારાંશ આ છે કે બદ્‌ગુમાનીને દિલનું જૂઠ કહેવામાં આવ્યુ છે, જેવી રીતે જબાન વડે જૂઠ બોલવાથી ગુનોહ થાય છે એવી જ રીતે દિલમાં જુઠા ખ્યાલો જમાવવાથી પણ એટલોજ ગુનોહ થશે જેટલો ઝબાન વડે જુઠ બોલવા થી ગુનોહ થાય છે. બદ્‌ગુમાનીથી જાસૂસી કરવાની બીમારી જન્મ લે છે અને

જાસૂસી કરવાની બીમારીથી ગીબત કરવાની બીમારી જન્મ લે છે. માટે બદ્‌ગુમાનીથી બચવાનો ખુબજ પ્રયાસ કરવો જોઈએ.

સારાંશ આ છે કે આ રસ્તા (દિલની સફાઈ)માં હરામ ખોરાકથી પોતાને બચાવવાનો ખુબજ પ્રબંધ કરવો જોઈએ. અલ્લાહ તઆલા આપણી સૌની હરામ ખોરાક થી હિફાઝત ફરમાવે.

# દિલ ની સારી આદતો

દિલની બીમારીઓ અને તેના ઈલાજો તથા જબાનથી થતા ગુનાહોનું વર્ણન કર્યા પછી હવે દિલની સારી આદતો વિશે માહિતી રજૂ કરવામાં આવે છે. જેવી રીતે અલ્લાહ તઆલાએ અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની હદીષોમાં ખરાબ આદતોથી પોતાને બચાવવાની તાકીદ કરી છે અને દિલને ખરાબ આદતોથી શુધ્ધ કરવા વિશે માર્ગદર્શન આપ્યુ છે અને ખરાબ આદતો સાથે જીવન પસાર કરવા પર વઈદોનું વર્ણન કર્યુ છે એવી જ રીતે કુર્આન અને અહાદીષ માં દિલની સારી આદતો અપનાવવા વિશે ઉત્તેજીત કરવામાં આવ્યા છે અને આ સારી આદતોના ફાયદાઓનું વર્ણન કરવામાં આવ્યુ છે. દિલની આ સારી આદતોમાંથી અમુક આદતોનું અહીંયા વિગતવાર વર્ણન કરવામાં આવે છે.

## (૧) ઈખ્લાસ (શુદ્ધ ભાવના)

ઈસ્લામ સ્વીકાર્યા પછી સૌથી મહત્વની આદત ઈખ્લાસ છે. જે દિલના ઈરાદા અને નિય્યતને ઠીક કરવાનું નામ છે. કોઈ પણ સદ્‌કાર્ય કરતી વખતે માણસ આ નિય્યત રાખે કે હું આ સદ્‌કાર્ય અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે કરૂં છુ અને કોઈ પણ ગુનાહના કાર્યને છોડતી સમયે માણસ આ નિય્યત કરે કે હું આ ગુનાહનું કાર્ય ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે છોડુ છે, આ હાલતને ઈખ્લાસ કહેવામાં આવે છે. જો સદ્‌કાર્ય કરતી વખતે અને ગુનાહનું કાર્ય છોડતી સમયે માણસ આ નિય્યત કરે કે મારા આ સદ્‌કાર્યને જોઈ લોકો મને મહાન અને બુઝુર્ગ સમજે તો આ રિયાકારી છે. સારી નિય્યતના કારણે સદ્‌કાર્ય પર સવાબ મળે છે અને ખરાબ નિય્યતના કારણે સદ્‌કાર્યનો સવાબ ખતમ કરી નાંખવામાં આવે છે. પરંતુ ખરાબ

નિય્યતના કારણે માણસ સજાને પાત્ર બને છે. માણસ જયારે કોઈ સદ્કાર્ય કરે છે અથવા બદ્કાર્યથી બચે છે તે સમયે અલ્લાહ તઆલાની નજર તેના દિલ પર હોય છે. જો અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે તે સદ્કાર્ય કરવામાં આવે છે અથવા તે બદ્કાર્ય છોડવામાં આવે છે તો અલ્લાહ તઆલા તે કાર્યમાં થયેલ ખામીને માફ કરી તે સદ્કાર્યને કબૂલ ફરમાવી લે છે અને તે સદ્કાર્ય પર સવાબ અર્પણ કરે છે. કાર્યોના ત્રણ પ્રકાર છે (૧) બદ્કાર્યો (૨) સદ્કાર્યો (૩) મુબાહાત (અર્થાત તે કાર્યો જેના કરવાથી ન તો સવાબ મળે છે અને ન તો તેને છોડવાથી કોઈ ગુનોહ થાય છે. હવે જે બદ્કાર્યો છે તે સારી નિય્યતથી સદ્કાર્યો બની શકતા નથી જેવી રીતે કોઈ માણસ ચોરી એટલા માટે કરે છે કે ચોરી કરેલ માલ વડે તે ગરીબોની સહાયતા કરે તો આ સારી નિય્યતના કારણે આ બદ્કાર્ય સદ્કાર્ય નહી બની જાય. અને સદ્કાર્યોમાં નિય્યત કરવી જરૂરી છે જો નિય્યત કરવામાં નહી આવે તો સવાબ મળશે નહી. મુબાહ કાર્યો સારી નિય્યતના કારણે સદ્કાર્યો બની જાય છે અને તેની ઉપર સવાબ આપવામાં આવે છે. બીજી તરફ કોઈ પણ કાર્યમાં નિય્યત ત્રણ પ્રકારની હોઈ શકે છે. (૧) કોઈ નિય્યત ન હોય, ન તો સારી નિય્યત હોય, ન તો ખરાબ નિય્યત હોય (૨) નિય્યત સારી હોય જેવી રીતે નમાઝ એટલા માટે પઢે છે કે અલ્લાહ તઆલા ખૂશ થઈ જાય (૩) નિય્યત ખરાબ હોય જેવી રીતે નમાઝ એટલા માટે પઢે છે કે લોકો નેક અને બુઝુર્ગ સમજે. આ રિયાકારી છે. પહેલા પ્રકારમાં સદ્કાર્ય પર સવાબ મળતો નથી. બીજા પ્રકારની નિય્યતમાં માણસને સવાબ મળે છે અને ત્રીજા પ્રકારની નિય્યત પર માણસને કોઈ સવાબ મળતો નથી પરંતુ માણસ આ ખરાબ નિય્યતના કારણે સજાને પાત્ર બની જાય છે.

હવે ઈખ્લાસ વિશે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા તમારા ચહેરાઓ અને તમારા માલ તરફ નજર નથી કરતો પરંતુ તે તો તમારા દિલોને જુએ છે. (મુસ્લિમ શરીફ)

અર્થાત અલ્લાહ તઆલાની ત્યાં કોઇ પણ સદ્કાર્યના કબૂલ થવાનો આધાર શકલ અથવા સંપત્તિ પર નથી કે જેના ચહેરાઓ સારા હોય અથવા જેની પાસે માલ હોય તેના બધાજ સદ્કાર્યો કબૂલ કરી લેવામાં આવે અને જે લોકોના ચહેરાઓ બદ્શિકલ હોય અથવા તેઓની પાસે માલ ન હોય તો તેઓના સદ્કાર્યો કબૂલ કરવામાં ન આવે. આ વાત નથી પરંતુ અલ્લાહ તઆલા ની ત્યાં કોઇ પણ સદ્કાર્યના કબૂલ થવાનો આધાર માણસના દિલની નિય્યત પર હોય છે જો નિય્યત સારી અને અલ્લાહ તઆલાને ખૂશ કરવાની હોય છે તો અલ્લાહ તઆલા તે સદ્કાર્યને કબૂલ ફરમાવી સવાબ અર્પણ કરે છે અને જો નિય્યત અલ્લાહ તઆલાને ખૂશ કરવાની નથી હોતી તો અલ્લાહ તે સદ્કાર્યને ન તો કબૂલ ફરમાવે છે અને ન તો તેના પર સવાબ અર્પણ કરે છે. માટે જે લોકો ઈચ્છે છે કે તેઓના સદ્કાર્યોને કબૂલ કરી લેવામાં આવે અને તેઓને તેઓના સદ્કાર્યો પર સવાબ મળે તો તેઓને જોઈએ કે તેઓ દરેક સદ્કાર્ય કરતી વખતે પોતાની નિય્યતને ઠીક કરી લે.

કયારેક અલ્લાહ તઆલા ઈખ્લાસથી કરેલ કાર્યોના લીધે દુનિયામાં આવેલ આપત્તિઓથી માણસને મુક્તિ આપે છે આ વાતને સાબિત કરવા માટે હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ત્રણ મુખ્લિસ માણસો સાથે ઘટેલ એક ઘટનાનો ઉલ્લેખ સહાબા(રદિયલ્લાહુ અન્હુમ) સમક્ષ કર્યો હતો.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે ત્રણ માણસો પોતાના કામ અર્થે કયાંક જઈ રહ્યા હતા. રસ્તામાં મુશળધાર વરસાદ વરસવા લાગ્યો તેઓ વરસાદથી બચવા માટે એક પર્વતની ગુફામાં ઘુસી ગયા. અચાનક પર્વત પરથી એક મોટો પથ્થર ગબડયો અને તે ગુફાના પ્રવેશદ્વાર પર આવી અટકી ગયો જેથી ગુફામાંથી નિકળવાનો રસ્તો બંધ થઈ ગયો અને આ ત્રણેય માણસો ગુફામાં કેદ થઈ ગયા અને તેઓ એક મુસીબતમાં ઘેરાઈ ગયા. આ મુસીબત જોઈ ત્રણેય માણસો પરસ્પર કહેવા લાગ્યા, પોતાના જીવનના તે સદ્કાર્યોને યાદ કરો જે તમોએ ફકત અને ફકત અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવા માટે ઈખ્લાસ સાથે કર્યા હોય અને તે સદ્કાર્યોના માધ્યમ(વસીલા)થી અલ્લાહ તઆલાથી દુઆ કરો કે અલ્લાહ તઆલા આ આપત્તિથી મુક્તિ અર્પણ

કરે. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા તે સદ્કાર્યોની બરકતથી આપણી દુઆ કબૂલ કરી લે અને આ આપત્તિથી મુક્તિ આપે. આ ત્રણેય માણસોમાંથી એક માણસ કહેવા લાગ્યો હે અલ્લાહ! મારા માતા-પિતા ખુબજ વૃદ્ધ થઇ ગયા હતા અને બીજી તરફ મારા કેટલાય નાના નાના બાળકો હતા. હું બકરીઓ ચરાવતો હતો કે તે બકરીઓનું દુધ આ બધાને પીવડાવું જયારે સાંજ થઇ જતી તો હું ઘરે પરત ફરતો હતો અને બકરીઓનું દૂધ દોહી સૌ પ્રથમ મારા માતા-પિતાને પીવડાવતો હતો અને પછી બાળકોને પીવડાવતો હતો. એક દિવસ બકરીઓને ચરાવતો ચરાવતો હું દૂર નિકળી ગયો અને સમય પર ઘરે આવી શકયો નહી જયારે હું રાત્રે ઘરે પહોંચ્યો તો તે સમયે મારા માતા-પિતા સુઇ ચુકયા હતા અને તેઓ ગાઢનિંદ્રામાં હતા, મેં બકરીઓનું દૂધ દોહ્યુ અને દૂધથી ભરેલ વાસણ લઇ મારા માતા-પિતાની પથારી પાસે પહોંચ્યો અને પથારી પાસે તે દૂધનું વાસણ લઇ ઉભો થઇ ગયો, તેઓના જાગવાની રાહ જોઇ રહ્યો હતો, તેઓને જગાડવુ મને સારુ ન લાગ્યુ અને આ પણ યોગ્ય ન લાગ્યું કે તેઓથી પહેલા હું મારા બાળકોને તે દૂધ પીવડાવું, મારા બાળકો મારી પાસે આવી દૂધ પીવા માટે જીદ કરતા હતા અને રડતા હતા (પરંતુ માતા-પિતા પહેલા બાળકોને દૂધ પીવડાવવું મને યોગ્ય લાગ્યુ નહી. હું વાસણ લઇ માતા-પિતાની પથારી પાસે તેઓને જાગવાની રાહ જોઇ ઉભો રહ્યો અહીંયા સુધી કે સવાર થઇ ગઇ (એટલે તે માણસ આખી રાત દૂધનું વાસણ લઇ ઉભો રહ્યો) જયારે સવારે માતા-પિતા જાગ્યા તો સૌ પ્રથમ મેં તેઓને દૂધ પીવડાવ્યું આ સદ્કાર્યનું વર્ણન કરી તે માણસે અલ્લાહ તઆલાથી દુઆ માંગી કે, હે અલ્લાહ! જો તુ જાણે છે કે મેં આ કાર્ય ફક્ત અને ફક્ત તને ખુશ કરવા માટે કર્યુ હતુ તો તુ આ પથ્થરને એટલો હટાવી દે કે અમે આકાશ જોઇ શકીએ (અને સૂર્યનો પ્રકાશ અંદર આવી શકે.) આ માણસની આ દુઆ કબૂલ થઇ ગઇ અને અલ્લાહ તઆલાએ એટલો પથ્થર હટાવી દીધો કે તેઓને આકાશ નજર આવવા લાગ્યું. (અને સૂર્યનો પ્રકાશ ગુફામાં આવવા લાગ્યો) પછી બીજો માણસ કહેવા લાગ્યો કે ''હે અલ્લાહ! મારી એક કાકાની છોકરી હતી. હું તેનાથી ખુબજ પ્રેમ કરતો હતો એવો પ્રેમ જે કોઇ પુરૂષ કોઇ સ્ત્રીથી વધારેમાં વધારે કરે છે મે તેનાથી ઝિના (વ્યાભિચાર) કરવાની ઈચ્છા વ્યક્ત કરી તો તેણીએ આ શર્ત

રાખી કે જયાર સુધી તમે મને સો(૧૦૦) અશરફી (સોનાના સિક્કા)ન આપો ત્યાર સુધી હું આ કાર્ય કરવા દઈશ નહી. હું ખુબજ પરિશ્રમ કરી કમાવવા લાગ્યો. અહીંયા સુધી કે મારી પાસે એકસો (૧૦૦) અશ્રરફી ભેગી થઈ ગઈ, હું આ સિક્કાઓ લઈ તેણી પાસે ગયો. તેણી તૈયાર થઈ ગઈ. પરંતુ જયારે હું આ કૃત્ય કરવા માટે તેણીની બંને ટાંગો વચ્ચે બેસ્યો તો તે રડી પડી અને કહેવા લાગી'' એ ખુદાના બંદા! અલ્લાહ તઆલાથી ડર અને આ ગુનાહિત કાર્ય કરી મહોરને ન તોડ. તેણી આ વાત સાંભળી હું તરતજ અલગ થઈ ગયો (અને આ દુષ્કર્મ ન કર્યુ અને ખુદાના ડરને લઈ આ ગુનાહિત કાર્ય છોડી દીધુ.) ''હે અલ્લાહ! જો તારી નજીક મારૂ આ ગુનાહનું કાર્ય છોડવુ ફકત અને ફકત તારી પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે હતુ, તો તુ આ પથ્થરને થોડોક હટાવી દે.'' અલ્લાહ તઆલા એ આ માણસની પણ દુઆ કબૂલ ફરમાવી લીધી અને થોડોક પથ્થર હટાવી દીધો. પછી ત્રીજો માણસ કહેવા લાગ્યો હે અલ્લાહ! મે એક માણસને મારે ત્યાં મજૂરી પર રાખ્યો હતો અને તે માણસને મજૂરી રૂપે એક ફરક (એક માપ) ચોખા આપવાનું વચન આપ્યું. જયારે તે માણસે પોતાનું કાર્ય પૂર્ણ કર્યુ તો તે મારી પાસે પોતાની મજૂરી લેવા માટે આવ્યો, જયારે હું તેને મજૂરી આપવા લાગ્યો તો તે માણસ પોતાની મજૂરી છોડી ચાલ્યો ગયો. હું તેની મજૂરી ચાવલની કિંમતને વેપારમાં લગાવી વધારવા લાગ્યો (કે જયારે તે માણસ પોતાની મજૂરી લેવા આવશે તો આ બધુ તેને આપી દઈશ.) એક સમય પછી આ ચાવલની કિંમતથી વેપાર એટલો વધ્યો અને એટલો નફો થયો કે તેનાથી ખૂબ ગાયો ભેગી થઈ ગઈ અને મેં ગાયોને ચરાવનાર પણ ખરીદયો. પછી એક લાંબા સમય પછી તે માણસ મારી પાસે મજૂરી લેવા માટે આવ્યો અને કહેવા લાગ્યો કે ''એ માણસ! ખુદાથી ડર અને મારી ઉપર ઝુલમ ન કર અને મને મારો હક્ક આપી દે.'' મેં તે માણસથી કહ્યું કે આ ગાયો અને ગાયોને ચરાવનારને લઈ જા (આ તારો હક છે મે તારા ચાવલને વેપારમાં લગાવી વધાર્યો અહીંયા સુધી કે આટલો બધો નફો થયો જે તુ જોઈ રહ્યો છે.) તે મજૂર કહેવા લાગ્યો, અલ્લાહ તઆલાથી ડર અને મારી સાથે મજાક ન કર. મેં તે મજૂરને કહ્યું કે, હું મજાક નથી કરતો આ ગાયો અને તેના ચરાવનારને લઈ જા, આ તારો હક્ક છે. તે માણસ આ બધુ લઈ ચાલ્યો ગયો, એ અલ્લાહ!

જો તારી નજીક આ મારૂ કાર્ય (અમાનતદારીનું કાર્ય) તારી પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે હતુ, તો તુ આ પથ્થરને સંપૂર્ણ હટાવી દે અને આ આપત્તિથી મુક્તિ આપ. અલ્લાહ તઆલાએ તેની દુઆ કબૂલ ફરમાવી લીધી અને અલ્લાહ તઆલાએ આ પથ્થર સંપૂર્ણ હટાવી દીધો અને તેઓ માટે રસ્તો ખોલી નાંખ્યો. (બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)

સૌથી પહેલી અને સૌથી મહત્વની વિશેષતા જેનુ આ હદીષમાં વર્ણન કરવામાં આવ્યુ છે, તે આ છે કે આ ત્રણેય માણસોએ આ ત્રણેય સદ્કાર્યો ફકત અને ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે ઈખ્લાસથી કર્યા હતા. આ જ કારણે અલ્લાહ તઆલાએ તેઓના આ કાર્યોની બરકતથી તેઓની દુઆ કબૂલ ફરમાવી એક મુસીબતથી તેઓને મુક્તિ અર્પણ કરી.

બીજી વિશેષતા આ છે કે આ ત્રણેય માણસો આ ત્રણેય સદ્કાર્યો કરવામાં પોતાની મનેચ્છાઓને અલ્લાહ તઆલાના આદેશને અનુસરવા માટે કુર્બાન કરી દીધી. પહેલા માણસે કેટલી મોટી કુર્બાની આપી કે, આખો દિવસ તે પોતાની બકરીઓને ચરાવતો રહ્યો અને સાંજે જયારે તે થાકીને પોતાના ઘરે પાછો ફર્યો તો સ્વભાવિક રીતે તે માણસને આરામ કરવાની ઈચ્છા થઈ હશે અને તે માણસ સુવા માટે વ્યાકુળ થયો હશે. પરંતુ માતા-પિતા તો દુધ પીધા વગર સુઈ ગયા હતા! તે માણસે એમ વિચાર્યુ કે અલ્લાહ તઆલાની પ્રસન્નતા આ કાર્યમાં છે કે જયારે માતા-પિતાની આંખ ખુલે હું તરતજ દૂધ પીવડાવી તેઓને ખુશ કરી દઉં. આ જ કારણે તે દૂધનું વાસણ લઈ આખી રાત માતા-પિતાની પથારી પાસે ઉભો રહ્યો. બીજી તરફ તેના નાના બાળકો તેની પાસે આવી જીદ કરી રહ્યા હતા અને રડી રહ્યા હતા તે માણસના દિલમાં કેટલીય વાર પોતાના નાના નાના બાળકોનો પ્રેમ જાગ્યો હશે અને તે મજબુર થયો હશે કે બાળકોને દૂધ પીવડાવે. પરંતુ અહીંયા પણ તે માણસે યોગ્ય ન સમજ્યું કે પોતાના માતા-પિતા પહેલા પોતાના બાળકોને દૂધ પીવડાવે. પરિશ્રમ કરી અને બાળકોનો પ્રેમ દબાવી તે માણસ આખી રાત ઉભો રહ્યો અને છેલ્લે સવારે પોતાના માતા-પિતાને દૂધ પીવડાવી તેઓને પ્રસન્ન કરી દીધા.

બીજા માણસે તો પોતાની જુવાનીની ભાવનાઓને કુર્બાન કરી દીધી

કે એક જુવાન છોકરી જેનાથી તે પ્રેમ કરતો હતો, તે જુવાન છોકરીથી પોતાના જીવનની સૌથી વ્હાલી મનેચ્છા પુરી કરવા માટે તેને પૂરેપૂરો મોકો મળી ગયો પોતાની મનેચ્છાને પૂર્ણ કરવા માટે કોઈ વિઘ્ન ન હતું, પરંતુ.. તે સમયે અલ્લાહ તઆલાનું નામ વચ્ચે આવી ગયુ અને તે માણસે અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે અને અલ્લાહ તઆલાથી ડરી પોતાની આ વ્હાલી મનેચ્છાને કુર્બાન કરી દીધી. દરેક માણસ અંદાજો લગાવી શકે છે કે, આ માણસે પોતાને રોકવા માટે કેટલો પરિશ્રમ કર્યો હશે?? આ જ કારણે અલ્લાહ તઆલાએ તેના આ સદ્કાર્યને કબૂલ ફરમાવી લીધુ.

અને ત્રીજા માણસે એક પારકા માણસના થોડાક ચાવલની ફકત રક્ષા જ ન કરી પરંતુ તે માણસે આ ચાવલને પોતાની જમીનમાં ઉગાડ્યા અને પરિશ્રમ કરી વધાર્યા. તેની કિમત વડે જાનવરો ખરીદ્યા અને જયારે તે પારકો માણસ પોતાનો હક લેવા માટે આવ્યો તો આ બંદાએ પોતાની જમીનમાં પોતાના પરિશ્રમ વડે ઉગાવેલ અને તેનાથી ખરીદેલ બધાજ જાનવરો તે માણસને સુપરત કરી દીધા અને તેમાથી કંઈજ માંગ્યું નહી. દરેક માણસ અંદાજો લગાવી શકે છે કે, આટલી બધી ગાયો અને ચરાવનારને જોઈ આ માણસના દિલમાં કેવા કેવા વિચારો આવ્યા હશે કે, લાવને આ બધી સંપતિ પોતાના કબ્જામાં કરી તે માણસને ફકત ચાવલ આપી દઉં. કોણ મને પૂછશે? અને તે માણસને તો ખબર પણ નથી કે આ બધુ તે માણસના ચાવલથી વધ્યુ છે. આ બધા વિચારો વચ્ચે તે માણસે પોતાના દિલને કાબૂમાં રાખી અને અલ્લાહ તઆલાથી ડરી આ મજૂરનો પૂરેપૂરો હક આપી દીધો. આ જ કારણે અલ્લાહ તઆલાને આ માણસનું આ કાર્ય ઘણું જ પસંદ આવ્યુ અને તેની દુઆ અલ્લાહ તઆલાએ કબૂલ કરી દુનિયામાં આવેલી એક આપત્તિથી મુક્તિ અર્પણ કરી.

સારાંશ આ છે કે ઈખ્લાસ અને દિલ પર બોજ નાંખી કરેલ કાર્ય અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનું ખુબ જ સારુ માધ્યમ છે માટે દરેક કાર્ય ઈખ્લાસ સાથે અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે કરવુ જોઈએ. ઈખ્લાસથી કરેલ કાર્યોનો બદલો અને સવાબ જેવી રીતે આખિરતમાં મળશે એવી જ રીતે કયારેક તેનો બદ્લો દુનિયામાં પણ આપવામાં આવે છે અને

અલ્લાહ તઆલા આવા કાર્યોની બરકતથી દુનિયાની મુસીબતોથી મુક્તિ આપે છે.

## બુઝુર્ગોના કથનો

(૧) હઝરત સહલ(રદિયલ્લાહુ અન્હુ)થી પુછવામાં આવ્યુ કે, કઇ વસ્તુ માણસના નફસ પર સૌથી ભારે છે? આપે ફરમાવ્યું ''ઈખ્લાસ'' કારણ કે ઈખ્લાસમાં નફસ નો કોઈ પણ હિસ્સો હોતો નથી. ઈખ્લાસ આ છે કે બંદાનું ઉઠવાનુ, બેસવાનું, ચાલવાનું, ફરવાનું અને બધાજ કાર્યો ફકત અને ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે હોય.

(૨) હઝરત ફુઝૈલ (રહ.) ફરમાવે છે કે, લોકોના કારણે કોઈ કાર્ય છોડી દેવુ રીયાકારી છે અને લોકોને બતાવવા માટે કોઈ કાર્ય કરવુ શિર્ક છે. ઈખ્લાસ એ છે કે માણસને અલ્લાહ તઆલા આ બંને વસ્તુઓ (રીયાકારી અને શિર્ક) થી પાક રાખે.

(૩) હઝરત સૂસી (રહ.) ફરમાવે છે કે, ઈખ્લાસ આ છે કે ઈખ્લાસને પણ ન જુએ, કેમ કે જે માણસ પોતાના ઈખ્લાસ પર નઝર રાખે છે, તેના ઈખ્લાસ માટે વધુ એક ઈખ્લાસની જરૂર પડે છે.

(૪) હઝરત અબૂ ઉસ્માન જુનૈદી (રહ.) ફરમાવે છે કે ઈખ્લાસ આ છે કે માણસનો નફસ પોતાની દીની હાલત જોઈને ખુશ ન થાય, આ આમ (સામાન્ય) લોકોનો ઈખ્લાસ છે. અને ખાસ (વિશેષ) લોકોનો ઈખ્લાસ એ છે કે હાલાત તેઓને અનુકુળ ન હોય, તો પણ તેઓ સદકાર્યો માં તલ્લીન રહે, અને સદકાર્યો નું તેઓની નજરમાં કોઈ મહત્વ ન હોય, અને તેઓ સદકાર્યો કરી તેને ગણે નહી, આ ખાસ લોકોનો ઈખ્લાસ છે. (અવારિફુલ મઆરિફ)

## ઈખ્લાસની નિશાનીઓ

હઝરત ઝુન્નુન મિસ્રી (રહ.) ફરમાવે છે કે ઈખ્લાસની ત્રણ નિશાનીઓ છે.

(૧) મુખ્લિસ (ઈખ્લાસવાળા) માણસ માટે લોકોના વખાણ અને લોકોની નિંદા બરાબર થઈ જાય છે. (અર્થાત તે પોતાના વિશે લોકોની નિંદા અને

લોકોના વખાણને બરાબર સમજે છે. વખાણ અને નિંદાની તેના દિલ પર કોઈ અસર થતી નથી.

(૨) સદકાર્યો કર્યા પછી તે સદકાર્યો ભુલી જાય છે. (અર્થાત સદકાર્યો કર્યા પછી અભિમાની બનતો નથી.)

(૩) આ વાતની ઈચ્છા ધરાવતો નથી કે કયામત ના દિવસે મને મારા સદકાર્યો નો સવાબ આપવામાં આવશે.

## ઈખ્લાસ પ્રાપ્ત કરવાની રીત :

(૧) કોઈપણ કાર્યની શરૂઆત  કરતા પહેલા ખૂબજ ધ્યાન પુર્વક અલ્લાહ તઆલાને ખુશ કરવાની નિય્યત કરી લે.

(૨) રિયાકારી ના ખ્યાલો દૂર કરે. જે ઈબાદતમાં રિયાકારી ના ખ્યાલો આવતા હોય, તે ઈબાદત ખૂબજ કરે. આ રીતે કરવાથી લોકોનું ધ્યાન તમારી તરફથી હટી જશે. અને તમને ઈખ્લાસ પ્રાપ્ત થશે.

આ વાસ્તવિકતા છે કે દરેક સદકાર્ય માં શરૂઆતમાં રિયાકારીના ખ્યાલો આવતા રહે છે. પછી ધીરે ધીરે તે સદકાર્ય આદત બની જાય છે અને થોડા સમય પછી તે કાર્ય માં ઈખ્લાસ પેદા થઈ જાય છે.

## (૨) તવક્કુલ (ખુદા તઆલાની ઝાત પર સંપુર્ણ ભરોસો રાખવો.)

માણસોને પયગમ્બરો દ્વારા જે વાસ્તવિકતાઓ પ્રાપ્ત થઈ તેમાંથી એક મહત્વની વાસ્તવિકતા અને હકીકત આ પણ છે કે આ દુનિયામાં જે કંઈ પણ થાય છે અને જે માણસ ને જે કંઈ પણ પ્રાપ્ત થાય છે. અથવા પ્રાપ્ત થતુ નથી આ બધી જ બાબતો અલ્લાહ તઆલાના આદેશ અને નિર્ણય પ્રમાણે જ થાય છે અને જાહેરી અસ્બાબ તે વસ્તુઓને આપણા સુધી પહોંચાડવા માટે અલ્લાહ તઆલા તરફથી નકકી કરેલ માધ્યમો છે. જેવી રીતે ઘરોમાં પાણી જે પાઈપો વડે આવે છે તે પાઈપો પાણી પહોંચાડવાનું ફકત માધ્યમ છે. અને પાણી પહોંચાડવાના રસ્તાઓ છે. વાસ્તવમાં પાણી તો પાણી ના મુખ્ય મથકમાંથી આવે છે. એવી જ રીતે આ દુનિયામાં જાહેરી અસ્બાબ તો ફકત રસ્તાઓ છે. બાકી બધીજ વસ્તુઓ અલ્લાહ તઆલા ના આદેશ અને નિર્ણય પ્રમાણે મળે છે. અને જે કંઈ નથી મળતુ, તે પણ અલ્લાહ તઆલાનો આદેશ અને નિર્ણય ન હોવાને કારણે નથી મળતુ.

આ વાસ્તવિકતા પર દિલથી યકીન કરી પોતાના બધાજ કાર્યોમાં અને પોતાના બધા જ હેતુઓમાં અલ્લાહ તઆલાની ઝાત પર ભરોસો કરવો, તેનાથી સંબંધ રાખવો, તેની કુદરત અને કૃપા પર નજર રાખવી અને તેનાથી ઉમ્મીદ લગાવવી અને તેનાથી જ ડરવું અને તેનાથી જ દુઆ માંગવી આ હાલતને શરીઅતની પરિભાષામાં તવક્કુલ (ખુદા તઆલાની ઝાત પર સંપુર્ણ ભરોસો રાખવો) કહેવામાં આવે છે.

તવક્કુલની વાસ્તવિકતા એટલી જ છે, જેનુ ઉપર વર્ણન કરવામાં આવ્યુ. જાહેરી અસ્બાબ છોડી દેવા તવક્કુલ માટે જરૂરી નથી અને જે લોકો તવક્કુલના અસ્બાબ ને લાત મારવાની વાત કહે છે તેઓ ભૂલ કરે છે. કોઈપણ કાર્યને પૂર્ણ કરવા માટે અસ્બાબ અપનાવવા જોઈએ, પરંતુ અસ્બાબ પર નજર રાખવી ન જોઈએ કે આ અસ્બાબ ના કારણે જ મારૂ કાર્ય પુર્ણ થશે. પરંતુ અસ્બાબ અપનાવી અલ્લાહ તઆલા પર નજર રાખવી જોઈએ કે અલ્લાહ તઆલા ઈચ્છશે તો કામ પુર્ણ થઈ જશે, નહી તો કામ પુર્ણ નહી થાય. અને આ વાતને પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે અલ્લાહ તઆલા આ કાર્યને પુર્ણ કરવામાં અસ્બાબનો મોહતાજ નથી અને તે વગર અસ્બાબે પણ કાર્યને પુર્ણ કરી શકે છે.

કુર્આન અને અહાદીષમાં તવક્કુલ અપનાવવા પર ઉત્તેજીત કરવામાં આવ્યા છે અને તવક્કુલ કરનાર બંદાઓના વખાણ કરવામાં આવ્યા છે. અહીંયા અમુક કુર્આનની આયતો અને અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

**આયત:** અને તવક્કુલ કરનારાઓએ અલ્લાહ તઆલા પર તવક્કુલ કરવો જોઈએ. (પારા નં.૧૩, રૂકુઅ નં.૧૪, આયત:૧૨)

**આયત :** પછી જ્યારે આપ કોઈ કાર્ય કરવાનો પાકો ઈરાદો કરી લો તો પછી અલ્લાહ તઆલા પર તવક્કુલ (ભરોસો) કરો. નિશંક અલ્લાહ તઆલા તવક્કુલ કરનારાઓને પસંદ કરે છે. (પારા નં.૪, રૂકુઅ નં.૮, આયત:૧૫૯)

**આયત:** જે માણસ અલ્લાહ તઆલા પર ભરોસો કરે છે અલ્લાહ તઆલા તેના માટે કાફી છે. (અર્થાત અલ્લાહ તઆલા તેના કાર્યો પુર્ણ કરી દે છે.) (પારા નં.૨૮ રૂકુઅ નં.૧૭, આયત:૩)

ઉપરોકત ત્રણેય આયતોથી આ વાત સ્પષ્ટ થઈ કે અલ્લાહ તઆલાની

જાત પર જ ભરોસો કરવો જોઈએ અને અલ્લાહ તઆલા ની ઝાત પર ભરોસો કરવાથી અલ્લાહ તઆલાની મોહબ્બત પ્રાપ્ત થાય છે. અને અલ્લાહ તઆલા તવક્કુલ અને ભરોસો કરવાના કારણે માણસના અટકેલા કાર્યો ને પૂર્ણ કરી દે છે.

## અહાદીષ :

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે મારી ઉમ્મતના સિત્તેર હજાર લોકોને હિસાબ લીધા વગર જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે. તે લોકોમાં આ વિશેષતાઓ હશે. (૧) તેઓ મંતર કરતા નહી હોય. (૨) શુકન (બદફાલી) લેતા ન હશે. (૩) પોતાના પાલનહાર પરવરદિગાર પર ભરોસો કરતા હશે. (બુખારી)

**વિવરણ :** આ હદીષ નો અર્થ સમજતા પહેલા આ વાત જાણવી જોઈએ કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને જ્યારે નબી બનાવવામાં આવ્યા તે સમયે આરબોમાં ઘણી બધી ખરાબીઓ હતી. તે ખરાબીઓમાં આ બે ખરાબીઓ વધારે જોવા મળતી હતી.

(૧) તેઓ પોતે અથવા તેઓના બાળકો બીમાર પડતા હતા તો તેઓ મંતર કરનાર લોકોથી મંતર કરાવતા હતા. (આ મંતરોમાં કુફ્ર અને શિર્કના શબ્દો પઢવામાં આવતા હતા. અને શૈતાનોથી મદદ માંગવામાં આવતી હતી.) અને તેઓ સમજતા હતા કે આ મંત્રો બીમારીઓ અને તકલીફોને દૂર કરવાનો સરળ ઉપાય છે. વાસ્તવમાં તેઓનુ આ કાર્ય તદ્દન શરીઅતના વિરૂદ્ધ હતું.

(૨) જ્યારે તેઓ કોઈ એવુ કાર્ય કરવા ઈચ્છતા હતા જેમા નફો અને નુકસાન બંને ની શક્યતા હોય તો તેઓ શુકન લેતા હતા (જેવી રીતે કોઈ વૃક્ષ પાસે આવતા અને તે વૃક્ષ પર બેઠેલા પક્ષીને ઉડાવતા. જો તે પક્ષી જમણી તરફ ઉડાણ કરતુ તો સમજતા કે આ કાર્યમાં સફળતા પ્રાપ્ત થશે. અને તેઓ તે કાર્ય કરવા લાગતા હતા. અને જો તે પક્ષી ડાબી તરફ ઉડાણ કરતુ તો સમજતા હતા કે આ કાર્ય કરવામાં નિષ્ફળતા સાંપડશે. પછી તેઓ તે કાર્યથી રોકાઈ જતા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની અલગ અલગ હદીષોમાં આ બંને બીમારીઓની ખુબજ નિંદા ફરમાવી છે અને આ કાર્યોથી બચવાની

તાકીદ ફરમાવી છે અને લોકોને સમજાવ્યું છે કે બીમારીઓમાં આ રીતે મંત્ર કરાવવામાં  ન આવે અને શુકન (બદફાલી) પણ લેવામાં ન આવે, આ વાત પર યકીન રાખવામાં આવે કે બીમારીથી સ્વસ્થતા તથા નફો નુકશાન બધુ જ અલ્લાહ તઆલા તરફથી હોય છે. માટે ફકત અને ફકત અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવામાં આવે અને પોતાના હેતુઓ અને જરૂરતોને પુર્ણ કરવા માટે ફકત તે માધ્યમોનો ઉપયોગ કરવામાં આવે જે માધ્યમો અલ્લાહ તઆલાની શરીઅત વિરૂદ્ધ ન હોય.

હદીષનો અર્થ આ છે કે જન્નતમાં હિસાબ – કિતાબ વગર પ્રવેશ કરનાર આ લોકો હશે જેમાં ત્રણ વિશેષતાઓ હશે. (૧) તેઓ અલ્લાહ તઆલા પર ભરોસો કરી મંતર કરાવતા ન હશે. (૨) શુકન લેતા ન હશે. (૩) અને ફકત અલ્લાહ તઆલા પર ભરોસો કરતા હશે.

કેટલી મોટી ફઝીલત છે તે લોકો માટે જેઓ અલ્લાહ તઆલાની જાત પર ભરોસો કરે છે.

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો જો તમે લોકો અલ્લાહ તઆલા પર એવી રીતે ભરોસો કરો જેવી રીતે ભરોસો કરવાનો હક છે તો અલ્લાહ તઆલા તમોને એવી રીતે રોઝી અર્પણ કરશે જેવી રીતે પક્ષીઓને અર્પણ કરે છે કે પક્ષીઓ સવારે પોતાના માળાઓમાંથી ભુખ્યા પેટે નિકળે છે અને સાંજે પેટ ભરીને પાછા ફરે છે. (તિરમિઝી)

અર્થાત : જો માણસો રોઝી વિશે અલ્લાહ તઆલા ઉપર એવી રીતે ભરોસો કરે જેવી રીતે ભરોસો કરવાનો હક છે. તો અલ્લાહ તઆલાનો વર્તાવ તેઓની સાથે આ હોય છે કે જેવી રીતે અલ્લાહ તઆલ પક્ષીઓને સરળતાથી રોઝી આપે છે કે તેઓને માણસો જેવો પરીશ્રમ કરવો પડતો નથી અને તેઓને સરળતાથી રોઝી પ્રાપ્ત થઈ જાય છે. તેઓ સવારે ભુખ્યા પેટે નિકળે છે અને સાંજે પેટ ભરી પરત ફરે છે એવી જ રીતે અલ્લાહ તઆલા પણ આ માનવોને સરળતાથી રોઝી આપી દે અને તેઓને વધારે પરિશ્રમ કરવો ન પડે. આનો અર્થ આ પણ નથી કે માણસ ઘરમાં બેસી ખુદા તઆલા પર ભરોસો કરે કે અલ્લાહ તઆલા રોઝી પહોંચાડી દેશે. પરંતુ તે માણસ રોઝી પ્રાપ્ત કરવાના

માધ્યમોને અપનાવે અને પછી અલ્લાહ તઆલા પર ભરોસો કરે. જેવી રીતે પક્ષીઓ ખાલી માળામાં બેસી નથી રહેતા પરંતુ તેઓ પણ પોતાની રોઝી શોધવા માટે પોતાના માળાઓમાંથી નિકળી પડે છે. પછી અલ્લાહ તઆલા સરળતાથી તેઓને રોઝી પહોંચાડે છે.

સારાંશ આ છે કે માણસને આ વાત પર યકીન થઈ જાય અને તેના દિલમાં આ વાત બેસી જાય કે મારા શરીરની રક્ષા કરવાનું કાર્ય અલ્લાહ તઆલા ના હાથમાં છે અને તેની કુદરતમાં છે. બીજા કોઈના હાથમાં કશુંજ નથી. અલ્લાહ તઆલા ઈચ્છે તો મારી જરૂરતો ને પુર્ણ કરવા માટે કોઈને માધ્યમ બનાવ્યા વગર પણ તે મારી જરૂરતોને પુર્ણ કરી શકે છે. અલ્લાહ તઆલા લોકોની જરૂરતોને પુર્ણ કરવા માટે કોઈનો પણ મોહતાજ નથી. જ્યારે કોઈ માણસના દિલમાં ઉપર વર્ણવેલ વિશેષતાઓ છવાઈ જાય અને દિલ દુનિયાના અસ્બાબથી બેપરવા (બેનિયાઝ) થઈ જાય તો સમજવુ જોઈએ કે આ માણસને તવકકુલ નો નિપૂણ દરજ્જો પ્રાપ્ત થઈ ગયો.

તવક્કુલને પ્રાપ્ત કરવા માટે અલ્લાહ તઆલાના નેક બંદાઓ જેઓને તવક્કુલનો ઉંચો દરજ્જો પ્રાપ્ત થયો હતો તેઓના કિસ્સાઓ (વાર્તાઓ) પઢે. આ રીતે પઢવાથી પઢનારના દિલમાં પણ તવક્કુલની વિશેષતા જન્મ લેશે અને બુઝુર્ગોની સોહબતમાં અવાર-નવાર હાજરી આપતો રહે, બુઝુર્ગોની સોહબતથી પણ આ વિશેષતા જન્મ લેશે. અલ્લાહ તઆલા આપણને સૌને તવક્કુલની નેઅમત નસીબ ફરમાવે.

## (૩) નમ્રતા અને વિનય (ખુશુઅ-ખુઝુઅ)

કુર્આન અને અહાદીષમાં જયાં પણ ખુશુઅ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો તેનો અર્થ દિલની નમ્રતા અને વિનય છે. આ વિશેષતા અલ્લાહ તઆલાની મહાનતાના ખ્યાલ અને પોતાની જાતને તુચ્છ સમજવાથી પેદા થાય છે. આ વિશેષતા પૈદા થવાના પરિણામે અલ્લાહ તઆલાના આદેશોનું પાલન કરવું સરળ થઈ જાય છે. કયારેક આ વિશેષતાની નિશાનીઓ માણસના બાહ્ય શરીર પર પણ જાહેર થાય છે તેથી તે માણસ શિષ્ટાચારી(બાઅદબ) અને વિનમ્ર નજર આવે છે. અને જો દિલમાં અલ્લાહ તઆલાનો ડર અને નમ્રતા ન હોય તો બાહ્ય શરીરમાં કેટલો શિષ્ટાચાર કે નમ્રતા જાહેર કરે આ બનાવટ

લેખાશે. અહીંયા સુધી કે નમ્રતાની નિશાની ઈરાદાપૂર્વક જાહેર કરવી પણ યોગ્ય નથી. હઝરત ઉમર(રદિયલ્લાહુ અન્હુ)એ એક જુવાન માણસને જોયો કે તે પોતાનું મસ્તક નમાવી ને બેઠો હતો, તો હઝરત ઉમર(રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું પોતાનું મસ્તક(માથુ)ઉંચુ કર. નમ્રતા અને વિનય તો દિલમાં હોય છે. સારાંશ આ છે કે ઈરાદાપૂર્વક નમ્રતા અને વિનયની શકલ બનાવવી નફસ અને શૈતાનનો ધોકો છે અને એક ખરાબ કાર્ય છે. હા, જો ઈરાદા વગર આપો આપ નમ્રતા જાહેર થઈ જાય તો કોઈ વાંધો નથી.

## નમ્રતાની વાસ્તવિકતા વિશે હઝરત થાનવી(રહ.)નો ખ્યાલ

કોઈ સદ્‌કાર્ય કરતી વખતે ઈરાદાપૂર્વક અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈનું દિલમાં ન હોવુ અને ખ્યાલ રૂપે પણ કોઈ બીજી વસ્તુ તરફ ધ્યાન ન જાય તો આ હાલતને નમ્રતા(ખુશુઅ) કહેવામાં આવે છે. ખુશુઅ(નમ્રતા)નો અર્થ સ્થિરતા અને શાંતિથી પણ કરવામાં આવે છે. જેવી રીતે નમાઝમાં શરીરના અંગોને સ્થિરતાથી રાખે અને શરીરના અંગોને આમ તેમ હલાવે નહી, આ શરીરના અંગોની સ્થિરતા અને નમ્રતા છે. અને દિલની સ્થિરતા આ છે કે દિલમાં અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈનો ખ્યાલ આવવા ના દે. શરીરના અંગોની સ્થિરતા જરૂરત મુજબ હશે, જયાર સુધી નમાઝમાં હોય નમાઝ સિવાય બીજી કોઈ હરકત ન કરે. પરંતુ કોઈ દર્દ અથવા તકલીફના કારણે શરીરમાં સ્થિરતા બાકી ન રહે તો કોઈ વાંધો નથી. આ સ્થિતિમાં સ્થિરતાથી રહેવાનો શરીઅતમાં આદેશ નથી અને દિલની સ્થિરતા પણ તાકત મુજબ હશે. જેવી રીતે જે માણસને કોઈ પણ ટેન્શન ન હોય તો તેના માટે જરૂરી છે કે તે માણસ પોતાના દિલમાં અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈનો પણ ખ્યાલ ન આવવા દે. અને જે માણસ ટેન્શનમાં હોય તો તેના માટે દિલની સ્થિરતા બાકી રાખવી જરૂરી નથી (કારણ કે શરીઅતે તાકતથી વધારે કોઈ કાર્ય કરવાનો આદેશ આપ્યો નથી)

દિલમાં (નમાઝ પઢતી સમયે) અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈનો ખ્યાલ લાવવો તો ખરાબ છે, પરંતુ ખ્યાલનું આપોઆપ આવવુ ખરાબ નથી હવે ખ્યાલને લાવવાથી પોતાને બચાવવું અત્યંત જરૂરી છે અને આપોઆપ આવનાર ખ્યાલોથી પરેશાન થવુ જોઈએ નહી પરંતુ પોતાના કાર્યમાં તલ્લીન

રહેવુ જોઈએ. (શરીઅત-વ-તરીકત)

## ખુશુઅ (નમ્રતા)ની જરૂરત

અલ્લાહ તઆલા ફરમાવે છે કે શું ઈમાનવાળાઓ માટે હજુ સુધી તે સમય નથી આવ્યો કે તેઓના દિલ અલ્લાહ તઆલાની યાદ અને જે હક્ક (કુર્આન-દીન)તેઓ તરફ ઉતાર્યુ છે તેના માટે વિનમ્ર બની જાય? અને ઈમાનવાળાઓ તેવા લોકોની જેમ ન બને જેઓને પહેલા કિતાબ આપવામાં આવી હતી (અર્થાત યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) પછી તેઓ પર એક લાંબો સમયગાળો પસાર થઈ ગયો અને તેઓના દિલ સખત થઈ ગયા અને (આજે) તેઓમાંથી ઘણા નાફરમાન છે. (પારા:૨૭, રૂકુઅ:૧૮, આયત:૧૬)

અર્થાત સમય આવી ગયો છે કે મુસલમાનોના દિલ કુર્આન અને અલ્લાહ તઆલાની યાદ તથા તેના સાચા દીન સામે વિનમ્ર બની જાય અને નરમ પડી રૂદન કરવા લાગે અને ઈમાન વાસ્તવમાં તે જ છે, જેનાથી દિલ નરમ થઈ જાય અને ખુદાની યાદની અસરને જલ્દી કબૂલ કરી લે. શરૂઆતમાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓને પયગમ્બરોની સાથે રહેવાથી આ વિશેષતા પ્રાપ્ત હતી પરંતુ એક સમય પછી તેઓની નાફરમાનીઓના કારણે તેઓના દિલો પર ગફલત (બેપરવાઈ) છવાઈ ગઈ અને તેઓના દિલ સખત થઈ ગયા. હવે મુસલમાનો નો વારો આવ્યો છે કે તેઓ નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સોહબતમાં રહી પોતાના દિલોને નરમ કરી લે અને નમ્રતાની વિશેષતા પ્રાપ્ત કરી લે. પરંતુ યાદ રાખવામાં આવે કે જો તેઓ પણ પોતાના દિલોને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સોહબત, અલ્લાહ તઆલાની યાદ, કુર્આન અને સાચા દીનથી નરમ કર્યા પછી યહૂદીઓ અને ખ્રિસ્તીઓની જેમ નાફરમાની કરવા લાગશે, તો તેઓના દિલને પણ સખત કરી દેવામાં આવશે. જેવી રીતે યહૂદીઓ અને ખ્રિસ્તીઓના દિલોને સખત કરી દેવામાં આવ્યા.

કેટલી સખત વઈદ છે? તે લોકો માટે જેઓ અલ્લાહ તઆલાની યાદ અને કુર્આનથી પોતાના દિલોમાં નમ્રતા નથી જન્માવતા કે તેઓની યહૂદીઓ અને ખ્રિસ્તીઓ સાથે સરખામણી કરવામાં આવી છે, અને આદેશ આપવામાં આવ્યો છે કે યહૂદીઓ અને ખ્રિસ્તીઓની જેમ ન બનો. કયારેક તમારા દિલોને પણ નાફરમાનીના કારણે સખત બનાવી દેવામાં આવે. આ વાતથી દિલમાં

નમ્રતા હોવાની જરૂરત નો અંદાજો થાય છે.

## ખુશુઅ (નમ્રતા) પ્રાપ્ત કરવાની રીતો

હઝરત થાનવી(રહ.) લખે છે કે ખુશુઅ પ્રાપ્ત કરવાની ચાર રીતો છે (૧) ખુશુઅની નિશાનીઓ અપનાવવામાં આવે. જેવી રીતે જયારે ચાલે નરમીથી ગર્દન ઝુકાવીને ચાલે, વાતોમાં સખ્તી જાહેર ન કરે, ગુસ્સામાં કાબૂથી બહાર ન થઈ જાય, બદલો લેવાની ફિકરમાં ન રહે, ચાલવામાં મધ્યમ ચાલ અપનાવે અને અવાજ ધીમો રાખે.

(૨) બુઝુર્ગોની સોહબતમાં અવાર નવાર હાજરી આપતો રહે.

(૩) અલ્લાહ તઆલાનો ડર દિલમાં જન્માવે. અલ્લાહ તઆલાના ડરથી દિલમાં ખુશુઅ જન્મ લેશે.

(૪) દરેક સમયે આ ખ્યાલ રાખે કે હું ખુદા તઆલાની સમક્ષ છું, અલ્લાહ તઆલા મારી વાતો સાંભળે છે, અને મારી બધી ગતિવિધી પર અલ્લાહ તઆલાની નજર છે. આ રીતે પણ દિલમાં ખુશુઅ (નમ્રતા) જન્મ લેશે. (શરીઅત-વ-તરીકત)

## (૪) ખુદાનો ખૌફ(ડર) અને આખિરતની ફિકર

ઈમાન પછી માણસના જીવનને શણગારવા માટે અને સફળતા સુધી પહોંચાડવા માટે સૌથી ચાવીરૂપ વસ્તુ અલ્લાહ તઆલાનો ડર અને આખિરતની ફિકર છે. આ જ કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની ઉમ્મતમાં આ બંને વસ્તુઓને પૈદા કરવા માટે વિશેષ પ્રયાસો કર્યા. કયારેક આ ડર અને આખિરતની ફિકર રાખવાના ફાયદાઓ અને ફઝીલતોનું વર્ણન ફરમાવતા અને કયારેક અલ્લાહ તઆલાનો ગુસ્સો (જલાલ) તથા આખિરતની તે કઠીન પરિસ્થિતિઓની યાદ અપાવતા કે જેની યાદથી આ બંને ખુબીઓ માણસના દિલમાં જન્મ લે છે.

## ખૌફની વાસ્તવિકતા

હઝરત મૌલાના અશરફઅલી થાનવી(રહ.) ફરમાવે છે કે જે વસ્તુ તબીયત માટે નાપસંદીદા (અયોગ્ય) હોય અને જે વસ્તુનો ભવિષ્યમાં સામે આવવાનો ડર હોય તેના ખ્યાલથી દિલના ગભરાઈ જવાને ખૌફ કહેવામાં

આવે છે અને શરીઅતની પરિભાષામાં અલ્લાહ તઆલાના અઝાબથી ડરવાને ખૌફ કહેવામાં આવે છે.

## ખૌફના દરજ્જાઓ

(૧) ખૌફનો એક દરજ્જો તો આ છે કે કોઈ પાપ કરવાની ઈચ્છા સમયે માણસ ખુદા તઆલાએ વર્ણવેલ વઈદો અને અઝાબને યાદ કરી માણસ પોતાની જાતને ગુનાહથી બચાવી લે, આ દરજ્જો પ્રાપ્ત કરવો દરેક મુસલમાન પર ફર્ઝ છે. આ દરજ્જો ન હોવાથી માણસ ગુનાહમાં ફસાઈ જશે અને ગુનેહગાર બનશે.
(૨) ખૌફનો બીજો દરજ્જો આ છે કે માણસ મુરાકબા (સંસારથી મન હટાવી અલ્લાહ તઆલાનું ધ્યાન ધરવુ, સમાધિયોગ) અને ઝિક્ર વડે અલ્લાહ તઆલાની મહાનતા અને અલ્લાહ તઆલાનો પ્રભાવ(જલાલ) પોતાના દિલમાં આ રીતે જમાવી લે કે દરેક સમયે અલ્લાહ તઆલા સામે રહે અને માણસ ગુનાહથી બચી જાય, આ દરજ્જો પ્રાપ્ત કરવો મુસ્તહબ છે.
(૩) ખૌફનો ત્રીજો દરજ્જો તે છે જે માણસની કાબૂ બહાર હોય છે. તે આ છે કે ખૌફ એટલો બધો છવાઈ જાય કે માણસ ખૌફને ઓછો કરવા માંગે અથવા ભુલવવા માંગે તો પણ ન ભુલાવી શકે, આ ખૌફ તે છે જે અલ્લાહ તઆલા કોઈ કોઈને અર્પણ કરે છે. આ ખૌફ સારો છે પરંતુ આ ખૌફને પ્રાપ્ત કરવો જરૂરી નથી.

કુર્આન અને અહાદીષમાં ખુદાના ખૌફ અને તકવા માટે ઘણી બધી વાતોનું વર્ણન કરવામાં આવ્યુ છે અહીંયા અમુક આયતો અને અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

**આયત :** હે ઈમાનવાળાઓ! અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જોઈએ કે દરેક માણસ જોઈ લે કે તે શું મોકલી રહયો છે આવતી કાલ માટે (અર્થાત કિયામતના દિવસ માટે) અને અલ્લાહ તઆલાથી ડરતા રહો નિ:શંક અલ્લાહ તઆલા તમે જે કાર્યો કરો છો તેને જાણે છે. (પારા:૨૮, રૂકુઅ:૬, આયત:૧૮)

**આયત :** જે માણસ અલ્લાહ તઆલાથી ડરતો રહે છે અલ્લાહ તઆલા આપત્તિઓ માંથી નિકળવાનો રસ્તો તેની માટે કરી દે છે. (પારા:૨૮,

રૂકુઅ:૧૭, આયત:૨)

**આયત :** જે માણસ અલ્લાહ તઆલાથી ડરતો રહે છે તો અલ્લાહ તઆલા તે માણસના પાપોને માફ કરી દેશે. અને તેને ખૂબજ સવાબ આપશે. (પારા:૨૮, રૂકુઅ:૧૭, આયત:૫)

ઉપર વર્ણવેલ અમુક આયતોમાં બંદાઓને અલ્લાહ તઆલાથી ડરવાનો આદેશ આપવામાં આવ્યો છે અને અમુક આયતોમાં તકવા અને અલ્લાહ તઆલાથી ડરવાના ફાયદાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, આ બધી આયતોમાં શબ્દ 'તકવા'નો ઉપયોગ કરવામાં આવ્યો છે. તકવાનો અર્થ થાય છે અલ્લાહ તઆલાના બધાજ આદેશોને અનુસરવુ અને અલ્લાહ તઆલાએ જે કાર્યોથી રોકયા છે તેનાથી પોતાને બચાવી જીવન ગુજારવું.

## અહાદીષ

હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે તે જાત (અલ્લાહ તઆલા)ની કસમ જેના કબ્જામાં મારા પ્રાણ છે જો અલ્લાહ તઆલાના પ્રભાવ(જલાલ)અને કયામત-આખિરતની ભયાનક સ્થિતિ વિશે તમે એ બધુ જાણી લો જે હું જાણુ છુ તો તમારુ હંસવાનું ખૂબજ ઓછુ થઈ જાય અને રડવાનું ખૂબજ વધી જાય. (બુખારી)

અર્થાત અલ્લાહ તઆલાએ નબીએ અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કયામત અને કયામત પછીની બધી ખતરનાક વસ્તુઓનું જ્ઞાન આપી દીધુ હતુ. જેના લીધે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને સંપૂર્ણ જ્ઞાન હતુ કે કેવી કેવી પરિસ્થિતિઓ ઉભી થવાની છે આ કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે કયામત વિશે જે બધી માહિતી મારી પાસે છે તે માહિતી જો તમારી પાસે હોત તો તમે હંસવાનું ઓછુ કરી દીધુ હોત અને રડવાનું વધારે કરી દીધુ હોત. આ ફરમાવવાનો ઉદ્દેશ આ હતો કે કિયામતના દિવસે ખૂબજ ખતરનાક હાલાત સામે આવવાના છે તે હાલાતમાં શાંતિ મેળવવા માટે માણસને જોઈએ કે તે અલ્લાહ તઆલાથી ડરી પોતાનું જીવન વિતાવે અને વધારે માં વધારે સદ્કાર્યો કરી લે.

હઝરત અબુસઈદ ખુદ્‌રી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક દિવસ નમાઝ માટે ઘરમાંથી બહાર તશરીફ લાવ્યા તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની એવા લોકો પર નજર પડી જેઓ મસ્જિદમાં જોર જોરથી હંસી રહ્યા હતા . આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ હાલત જોઈ ઈરશાદ ફરમાવ્યો કે જો તમે લઝ્ઝતોને ખતમ કરનાર વસ્તુ મોતને વધારે યાદ કરતા રહેતા તો તે મોતની યાદ તમોને આ હાલતથી બેખબર કરી દેતી જે હું જોઈ રહ્યો છુ (અર્થાત તમે આ રીતે હસવાનું બંધ કરી દેતા) તમે લોકો વધારેમાં વધારે મોતને યાદ કરતા રહો. પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મોત અને કબ્રની યાદ અપાવતા ફરમાવ્યું વાસ્તવિકતા આ છે કે કબ્ર દરરોજ અવાજ લગાડે છે કે હું ગભરાટવાળુ ઘર છુ અને હું એકાંતવાસની જગ્યા છુ, હું માટી અને કીડા મકોડાનું ઘર છું જયારે કોઈ મુસલમાન નેક બંદાને દફનાવવામાં આવે છે તો કબ્ર તે માણસનું સ્વાગત કરે છે અને કહે છે ભલે પધારો! જેટલા લોકો મારી પીઠ પર ચાલતા હતા તેમા તુ મને સૌથી વધારે પ્રિય હતો આજે તુ જયારે મારી સુપરત કરવામાં આવ્યો છે અને તુ મારી પાસે આવી ગયો છે તો તુ જોઈશ કે હું તને રાહત પહોંચાડવા માટે તારી સાથે કેટલો સારો વર્તાવ કરીશ! પછી કબ્ર તે માણસ માટે એટલી પહોળી થઈ જાય છે જયાં સુધી તે માણસની નજર પહોંચે છે અને જન્નતનો દરવાજો તે માણસ માટે ખોલી નાંખવામાં આવે છે અને જયારે કોઈ બદ્‌કાર (વ્યાભિચારી) અથવા કાફિર માણસને દફન કરવામાં આવે છે તો કબ્ર તેનાથી કહે છે કે જેટલા માણસો મારી પીઠ પર ચાલતા હતા તેમા તુ મારી નજીક સૌથી વધારે નાપસંદ હતો. આજે જયારે તુ મારી સુપરત કરવામાં આવ્યો છે અને તુ મારા કબ્જામાં આવી ગયો છે તો તને જાણ થશે કે હું તારી સાથે કેવો વર્તાવ કરૂં છુ? પછી તે કબ્ર તે માણસને દરેક જગ્યાએથી બાથમાં લે છે અને તેને દબાવી દે છે અહીંયા સુધી કે આ રીતે દબાવવાના લીધે તે માણસની પાંસળીઓ આમથી તેમ થઈ એકબીજામાં ઘુસી જાય છે. હઝરત અબૂસઈદ ખુદ્‌રી(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ પોતાના એક હાથની આંગળીઓ બીજા હાથની આંગળીઓમાં નાંખી બતાવ્યું કે આ રીતે તેની પાંસળીઓ એક બીજામાં ઘુસી જાય છે. પછી તે

માણસ પર ૭૦ (સિત્તેર) અજગર (મોટા મોટા સાંપ) છોડી દેવામાં આવે છે (તે સાંપ એટલા ખતરનાક હોય છે કે) તેમાંથી કોઈ એક પણ સાંપ જમીન પર ફુંક મારી દે તો કયામત સુધી જમીન પર કોઈ વનસ્પતિ ન ઉગે. પછી આ સાંપો તે માણસને બરાબર ડંખ મારતા રહે છે અહીંયા સુધી કે તે માણસને કયામત પછી મૈદાને હશરમાં પહોંચાડી દેવામાં આવે. હઝરત અબુસઈદ ખુદ્રી (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો વાસ્તવિકતા આ છે કે કબ્ર કાંતો જન્નતનો એક બગીચો છે અથવા દોઝખની એક ખીણ છે. (તિર્મિઝી)

આ હદીષનો સારાંશ આ છે કે માણસે ખુદાથી અને આખિરતમાં પોતાના પરિણામથી કોઈ પણ સમયે બેખબર (ગાફેલ) થવું જોઈએ નહી. મોત અને કબ્રને વારંવાર યાદ કરી પોતાની આ બેખબરી, લાપરવાઈ (ગફલત) નો ઈલાજ કરતા રહેવુ જોઈએ. હઝરાતે સહાબા (રદિયલ્લાહુ અન્હુ) માં જે તકવો, ખુદાનો ખૌફ અને આખિરતની જે ફિક્ર હતી તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના ઈલાજની આ રીતના કારણે જ હતી અને આજે પણ આ વિશેષતાઓ તે બંદાઓમાં જોવા મળે છે જેઓએ મોત અને કબ્રની યાદને પોતાના જીવનનો એક ભાગ બનાવી લીધો છે.

હઝરત ઉત્બા બિન ઉબૈદ (રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો જો કોઈ માણસ પોતાના જન્મ દિવસથી લઈ મોત સુધી બરાબર અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે સજદામાં પડી જાય તો પણ તે કિયામતના દિવસે પોતાના આ કાર્યને ખૂબજ નાનુ અને તુચ્છ સમજશે. (મુસ્નદે અહમદ)

અર્થાત કયામતના દિવસે જયારે માણસને બધીજ વાસ્તવિકતાઓ નજર આવી જશે અને સજા, અઝાબ, સવાબ વગેરેને પોતાની નરી આંખે જોઈ લેશે તો અલ્લાહ તઆલાના તે બંદાઓ જેઓએ પોતાના જીવનનો વધારે પડતો ભાગ અલ્લાહ તઆલાની ઈબાદતમાં વિતાવ્યો હશે, તેઓ પણ એમ સમજશે કે અમે દુનિયામાં કશું જ નથી કર્યુ. અહીંયા સુધી કે કોઈ માણસે જન્મથી લઈ મૃત્યુ સુધી પોતાનુ માથુ સજદામાંથી ન ઉઠાવ્યું હશે તે પણ પોતાના આ સદ્કાર્યને કશું જ નહી ગણે અને આટલી બધી ઈબાદત પણ તેની

નજરમાં તુચ્છ હશે. માટે થોડાક સદ્‌કાર્યો કરી બેસી ન રહેવુ જોઈએ. વધારેમાં વધારે સદ્‌કાર્યોમાં તલ્લીન રહેવુ જોઈએ.

હઝરત આઈશા(રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો એ આઈશા! પોતાની જાતને તે ગુનાહોથી પણ બચાવવાનો વિશેષ પ્રયાસ અને ફિકર કરો જેમણે નાના સમજવામાં આવે છે. કારણ કે કયામતના દિવસે તે ગુનાહો વિશે પણ પૂછપરછ કરવામાં આવશે. (ઈબ્નેમાજા)

જે લોકોને આખિરત અને હિસાબ-કિતાબની થોડીક ફિક્ર હોય છે તેઓ અલ્લાહ તઆલાના અઝાબ અને તેની પકડથી ડરતા રહે છે તે મોટા મોટા ગુનાહોથી તો પોતાની જાતને બચાવે છે પરંતુ જે ગુનાહોને નાના સમજવામાં આવે છે તે ગુનાહોથી પોતાને બચાવવાનો પ્રયાસ કરતા નથી જો કે નાના ગુનાહો પણ ગુનાહ છે, અને અલ્લાહ તઆલાની નાફરમાની છે, આખિરતમાં આ નાના ગુનાહો વિશે પણ પૂછપરછ કરવામાં આવશે, તે સમયે માણસને જવાબ આપવો મુશ્કેલ થઈ જશે, આજ કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હઝરત આઈશા(રદિયલ્લાહુ અન્હુ)ને આ ઉપરોકત નસીહત ફરમાવી. માટે પોતાની જાતને નાના ગુનાહોથી પણ બચાવવાની પાબંદી કરવી જોઈએ.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાના ખૌફ અને ડરથી મુસલમાન બંદાની આંખોમાંથી થોડાક અશ્રુ(આંસુ) નિકળી જાય જે માખીના માથા બરાબર કેમ ન હોય અને પછી તે આંસુ વહી ગાલ પર આવી જાય તો અલ્લાહ તઆલા તે માણસના ચહેરાને દોઝખની આગ પર હરામ કરી દે છે. (ઈબ્ને માજા)

અર્થાત જે ચહેરો કયારેક અલ્લાહ તઆલાના ખૌફના કારણે આંસુઓથી ભીનો થયો હશે તે ચહેરો જહન્નમની આગથી બચી જશે. આગ તદ્દન તે ચહેરાને નહી લાગે.

હઝરત અબ્બાસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જયારે અલ્લાહ તઆલાના ખૌફ અને

ડરના કારણે કોઈ મુસલમાનના શરીરના રૂવાંડા ઉભા થઈ જાય છે તો તે સમયે તેના ગુનાહો એવી રીતે ટપકે છે જેવી રીતે સુકા ઝાડના પાંદડાઓ ટપકે છે.

ડર અને ખૌફની મૂળ જગ્યા તો દિલ છે પરંતુ માણસને એવો બનાવવામાં આવ્યો છે કે દિલમાં જે કાંઈ જન્મે છે તે બાહ્ય શરીર પર જાહેર થઈ જાય છે જેવી રીતે જયારે દિલમાં ખુશી હોય છે તો તેની અસર ચહેરા પર પણ જાહેર થાય છે, માણસ તે દિલની ખુશીના કારણે જ હસે છે. એવી જ રીતે જયારે દિલમાં દુ:ખ હોય છે તો તે દુ:ખ પણ ચહેરા પર જાહેર થઈ જાય છે અને કયારેક તે દુ:ખના કારણે માણસ રડી પડે છે. એવી જ રીતે જયારે દિલમાં અલ્લાહ તઆલાનો ખૌફ અને ડર હોય છે તો શરીર પર પણ તેની અસર જાહેર થાય છે કે આખા શરીરના રૂવાંડા ઉભા થઈ જાય છે. ઉપરોકત હદીષમાં આ વાતની ખુશખબરી આપવામાં આવી છે કે અલ્લાહ તઆલાના ખૌફ અને ડરને લઈ જયારે કોઈ માણસના શરીરના રૂવાંડા ઉભા થઈ જાય છે તો તે સમયે તેના ગુનાહો એવી રીતે ટપકે છે જેવી રીતે સુકા ઝાડના પાંદડાઓ ટપકે છે.

## ખુદાનો ખૌફ કેવી રીતે જન્મે?

(૧) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ખુદાના ખોફ વિશે ફરમાવેલ હદીષો વાંચ્યા કરે.

(૨) સહાબ-એ-કિરામ(રદિયલ્લાહુ અન્હુમ), અવલિયાએ કિરામ(રહ.) તથા બુઝુર્ગો ના ખુદાથી ખૌફ કરવા વિશેના કિસ્સાઓનું વારંવાર વાંચન કરે.

(૩) બુઝુર્ગોની સોહબતમાં અવાર-નવાર હાજરી આપતો રહે.

(૪) પોતાના ગુનાહોને યાદ કરે અને તે ગુનાહો પર અલ્લાહ તઆલા તરફથી મળનારી સજાઓને યાદ કરતો રહે.

આ રીતે કરવાથી ધીરે ધીરે અલ્લાહ તઆલાનો ખૌફ અને ડર દિલમાં પેદા થઈ જશે અને પછી ગુનાહોથી બચવુ સરળ થઈ જશે અને શરીઅતના આદેશોને અનુસરવુ પણ સરળ થઈ જશે.

## (૫) ઉમ્મીદ (આશા)

જેવી રીતે કુર્આન અને અહાદીષમાં અલગ-અલગ અઝાબોનું વર્ણન કરી લોકોને ડરાવવામાં આવ્યા છે. જેથી લોકો ખરાબ કાર્યોથી પોતાને બચાવી

જીવન વિતાવે. એવી જ રીતે કુર્આન અને અહાદીષમાં સદ્કાર્યો કરવા પર ઘણી ખુશ ખબરીઓ અને નેઅમતોના વાયદાઓ કરવામાં આવ્યા છે અને અલ્લાહ તઆલાની વિશેષતા ઘણી જગ્યાએ વર્ણવવામાં આવી છે કે અલ્લાહ તઆલા ઘણો કૃપાળુ, દયાવાન, બક્ષિસ આપનાર, કદરદાન છે. જેથી માણસના દિલમાં ઉમ્મીદ જાગે અને માણસ માટે સદ્કાર્યો કરવા સરળ થઈ જાય. માણસ આખિરતની નેઅમતોને વધુમાં વધુ પ્રાપ્ત કરવાની ઉમ્મીદમાં વધારે સદ્કાર્યો કરે. ઉમ્મીદ(આશા) વિશે અહીંયા અમુક વાતોનું વર્ણન કરવામાં આવે છે.

## ઉમ્મીદની વ્યાખ્યા

અલ્લાહ તઆલાને કૃપાળુ, દયાળુ જાણી દિલમાં પ્રસન્નતા અનુભવવાને ઉમ્મીદ કહેવામાં આવે છે.

## ઉમ્મીદની જરૂરત

ઉમ્મીદ બે કારણોને લઈ ખૂબજ જરૂરી છે.

(૧) સદ્કાર્યો કરવાની ભાવના(જઝબો) પૈદા કરવા માટે, કારણ કે સદ્કાર્યો કરવા નફસને ભારે લાગે છે, શૈતાન પણ સદ્કાર્યો તરફ જવા દેતો નથી અને દિલની ઈચ્છાઓ માણસને ખરાબ કૃત્યો તરફ લઈ જાય છે. આ પરિસ્થિતિમાં સદ્કાર્યો તરફ દિલનું આકર્ષિત થવુ અને દિલનું સદ્કાર્યો તરફ પ્રેરાવવુ એ એક અઘરુ કાર્ય છે. હવે માણસ પાસે એવી કોઈ વસ્તુ હોવી જરૂરી છે જે આ બધી વસ્તુઓનો મુકાબલો કરે અને આ બધી વસ્તુઓને તગેડી માણસને સદ્કાર્યો કરવા મજબૂર કરી દે, આ વસ્તુ ઉમ્મીદ છે. જયારે માણસને કોઈ કાર્ય કરવા પર બદલો આપવાનો વાયદો કરવામાં આવે છે તો માણસ તે કાર્ય ખુશીથી કરી નાંખે છે. એવી જ રીતે જયારે માણસને અલ્લાહ તઆલાથી ઉમ્મીદ હશે કે અલ્લાહ તઆલા આ સદ્કાર્યો પર મને પૂરેપૂરો સવાબ આપશે અને અલ્લાહ તઆલા મારા પાપોને માફ કરી દેશે તો પછી માણસ સદ્કાર્યો કરવા ઉત્તેજીત થઈ જાય છે.

(૨) ઉમ્મીદના કારણે ઈબાદત માં પરિશ્રમ કરવો સરળ થઈ જાય છે. યાદ રાખવુ જોઈએ કે જયારે માણસ પોતાના સ્વાર્થની વસ્તુની મહત્ત્વતા જાણી

લે છે તો તેના માટે તે વસ્તુને પ્રાપ્ત કરવામાં દરેક વસ્તુને કુર્બાન કરવી સરળ બની જાય છે. જે માણસને જે વસ્તુ પસંદ આવી જાય છે તો માણસ તે વસ્તુ પ્રત્યે દિલમાં શોખ રાખે છે અને તે વસ્તુને પ્રાપ્ત કરવા માટે જેટલો પરિશ્રમ કરવો પડે છે તે પરિશ્રમ ખુશીથી સહન કરી લે છે. એવી જ રીતે જયારે માણસના દિલમાં આખિરતની નેઅમતો પ્રાપ્ત થવાની ઉમ્મીદ હોય છે અને ત્યાની નેઅમતો પ્રાપ્ત કરવાનો શોખ હોય છે, તો માણસ માટે તે નેઅમતો પ્રાપ્ત કરવા માટેનો પરિશ્રમ સરળ બની જાય છે. અને માણસને પરિશ્રમ કરવામાં ખુશી હાસિલ થાય છે.

## ઉમ્મીદ વિશે કુર્આન મજીદની આયતો

(૧) હે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! (મારા તરફથી લોકોને) ફરમાવી દો કે હે મારા તે બંદાઓ જેમણે (ગુનાહો કરી)પોતાની ઉપર ખુબજ જુલ્મ કર્યો છે તમે અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ થશો નહી નિ:શંક અલ્લાહ તઆલા (પાછલા) સૌ ગુનાહ માફ કરી દેશે, બેશક તે જ (ગુનાહ) બખ્શનાર મહા દયાળુ છે. (પારા નં.:૨૪, રૂકુઅ:૩, આયત:૫૩)

આ આયતમાં સૌથી મહાન કૃપાળુ અલ્લાહ તઆલાની અપાર રહમત અને માફીની જાહેરાત છે સખતમાં સખત નિરાશાજનક કફોડી સ્થિતિવાળા પાપીઓ માટે પણ ખુશ ખબર સમાન છે. મુશ્રિક, નાસ્તિક, મુર્તદ(ધર્મભ્રષ્ટ), ખ્રિસ્તી, પારસી, યહૂદી, બિદ્અતી, ફાસિક, બદ્માશ કોઈ પણ હોય આ આયત સાંભળ્યા પછી તેને અલ્લાહ તઆલાની રહમતથી તદ્દન નિરાશ ન થતા માફી મેળવવા તૌબા કરવી જોઈએ. અલ્લાહ તઆલા પોતાની રહમતથી ચાહે તો તેના બધાજ ગુનાહ માફ કરી શકે છે તેને કોઈ અટકાવી શકે તેમ નથી. માટે નિરાશ ન થતા આશાવાદી રહેવુ જોઈએ. છતા એટલુ અવશ્ય છે કે બીજી આયતોમાં આવેલા સ્પષ્ટ ફરમાન મુજબ કુફ્ર તથા શિર્કને તૌબા વિના કદીપણ માફ કરશે નહી. બાકી બીજા બધા ગુનાહો અલ્લાહ તઆલા ચાહે તેના ગુનાહ માફ કરી દેશે.

સારાંશ આ છે કે તોબાથી બધાજ ગુનાહ માફ થઈ જાય છે. અહીંયા સુધી કે કોઈ માણસે પોતાનું જીવન કુફ્ર-શિર્કમાં પસાર કરી દીધુ અને જીવનના અંતે તે માણસે કુફ્ર-શિર્કથી તોબા કરી ઈસ્લામ સ્વીકારી લીધો તો અલ્લાહ

તઆલા આખા જીવનના કુફ્ર અને શિર્કના કાર્યોને માફ કરી દેશે અને કુફ્ર – શિર્ક સિવાય બીજા ગુનાહોને અલ્લાહ તઆલા ચાહે તો વગર તૌબાએ પણ માફ કરી શકે છે. માટે માણસે તૌબા કર્યા પછી આશા રાખવી જોઈએ કે અલ્લાહ તઆલા મારા ગુનાહોને માફ કરી દેશે અને જો અમુક ગુનાહ એવા રહી ગયા જેનાથી હું તૌબા ન કરી શકયો તો અલ્લાહ તઆલા તે ગુનાહો પણ માફ કરી દેશે એવી આશા રાખવી જોઈએ. ઉપરોકત આયતમાં ખુબજ સારી રીતે અલ્લાહ તઆલાથી ઉમ્મીદ રાખવા પર ઉત્તેજિત કરવામાં આવ્યા છે.

(૨) અને તેજ (દયાળુ) છે જે પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને પાછલા ગુનાહોને માફ કરે છે અને જે કઇ તમે કરો છો તે સઘળુ જાણે છે. (પારા:૨૫, રૂકુઅ:૪, આયત:૧૫૬)

આ આયતમાં પણ પાપી બંદાઓ માટે ઉમ્મીદનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કેટલાય ગુનાહ કેમ ન થઇ જાય અલ્લાહ તઆલા માફ કરનાર છે અને અલ્લાહ તઆલા સાચા દિલથી તૌબા કરનારના બધાજ ગુનાહોને માફ કરી દે છે.

કુર્આને મજીદમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કહેવામાં આવ્યુ છે કે તમારો પરવરદિગાર ભવિષ્યમાં આપને એવી વસ્તુ અર્પણ કરશે કે આપ પ્રસન્ન થઇ જશો. આ આયત સાંભળી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે જયાર સુધી મારી ઉમ્મતના એક એક માણસને જહન્નમથી આઝાદ કરી દેવામાં નહી આવે ત્યાં સુધી હું પ્રસન્ન નહી થઉં.

અબુ જાફર ફરમાવે છે કે કુર્આને મજીદમાં આ આયત સૌથી વધુ ઉમ્મીદ અપાવનાર આયત છે.

આ પ્રકારની કુર્આને મજીદમાં ઘણી આયતો છે. જેમા અલ્લાહ તઆલા એ બંદાઓના પાપો માફ કરી દેવાનું વચન આપ્યું છે અને બંદાઓને પોતાની રહમતથી ઉમ્મીદ રાખવા પ્રત્યે ધ્યાન દોર્યુ છે.

## ઉમ્મીદ વિશે અહાદીષ

હઝરત જાબિર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે તમારા માંથી જે માણસનું પણ મૃત્યુ થાય તો તે હાલતમાં મૃત્યુ થાય કે તે અલ્લાહ તઆલાથી સારુ

અનુમાન(ગુમાન)રાખતો હોય. (મુસ્લિમ શરીફ)

અર્થાત માણસને પોતાના મૃત્યુ સમયે અલ્લાહ તઆલાથી સારુ અનુમાન(ગુમાન) રાખવું જોઈએ અને આ ઉમ્મીદ રાખવી જોઈએ કે અલ્લાહ તઆલા મારા બધાજ પાપોને માફ કરી દેશે અને મને પોતાની જન્નતમાં પ્રવેશ આપશે. જો માણસ મૃત્યુ સમયે આ પ્રમાણેની ઉમ્મીદ રાખશે તો અલ્લાહ તઆલા તેના અનુમાન મુજબ વર્તાવ કરી તે માણસને માફ કરી દેશે.

હઝરત વાષિલા બિન અસ્કઅ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે હું મારા બંદાના અનુમાન(ગુમાન) સાથે રહુ છું, બંદો મારી સાથે જે અનુમાન (સારુ કે ખરાબ ગુમાન) રાખવા માંગે રાખે. (ઈબ્ને હિબ્બાન)

અર્થાત જો બંદો અલ્લાહ તઆલા સાથે સારુ અનુમાન રાખે છે તો અલ્લાહ તઆલા તેની સાથે તેના અનુમાન મુજબ વર્તાવ કરે છે જો તે અલ્લાહ તઆલા સાથે આ અનુમાન રાખે છે કે અલ્લાહ તઆલા મારા ગુનાહોને માફ કરી દેશે તો અલ્લાહ તઆલા તેના ગુનાહોને માફ કરી દે છે. જો માણસ અલ્લાહ સાથે આ ગુમાન રાખે છે કે અલ્લાહ તઆલા મારી દુઆઓને કબૂલ કરે છે તો અલ્લાહ તઆલા તેની દુઆઓને કબૂલ કરે છે. અને જો બંદો અલ્લાહ તઆલા સાથે સારુ અનુમાન નથી રાખતો તો અલ્લાહ તઆલા તેની સાથે તેના અનુમાન મુજબ વર્તાવ કરે છે. જો તે આ અનુમાન રાખે છે કે અલ્લાહ તઆલા મારા પાપોને માફ નહી કરે તો અલ્લાહ તઆલા પણ તેના પાપોને માફ કરતો નથી. માટે માણસને જોઈએ કે તે અલ્લાહ તઆલા સાથે હંમેશા, દરેક સ્થિતિમાં અને દરેક કાર્યમાં સારુ ગુમાન રાખે.

અલ-મુર્શિદુલ અમીન નામક પુસ્તકમાં છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એક સહાબી પાસે તેઓના મૃત્યુ સમયે તશરીફ લઈ ગયા. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ તેઓથી પૂછયુ કે તમારા દિલની શુ હાલત છે? તેઓ કહેવા લાગ્યા કે મારા પાપોથી ડરી રહ્યો છુ અને અલ્લાહ તઆલાની રહમતનો ઉમેદવાર છું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું આ સમયે (મૃત્યુ સમયે) જે માણસના દિલમાં આ બન્ને વસ્તુઓ

(ઉમ્મીદ અને ડર) ભેગી થઈ જાય તો અલ્લાહ તઆલા તેની ઉમ્મીદ તેને અર્પણ કરી દે છે (અર્થાત તેની ઉમ્મીદ મુજબ વર્તાવ કરે છે) અને ડરની વસ્તુથી તેની રક્ષા કરે છે (અર્થાત તેના પાપોને માફ કરી દે છે)

હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે મારી ઉમ્મત ઉપર કૃપા કરવામાં આવી છે મારી ઉમ્મત પર આખિરતમાં કોઈ અઝાબ થશે નહી. મારી ઉમ્મતને ભુકંપ, ફિત્નાઓ વગેરે વડે દુનિયામાં અલ્લાહ તઆલા અઝાબ આપી દે છે. કયામતના દિવસે મારી ઉમ્મતના દરેક માણસને યહૂદીઓ અને ઈસાઈઓ માંથી એક માણસ આપવામાં આવશે અને કહેવામાં આવશે કે આ માણસ તારી જગ્યાએ જહન્નમમાં જશે. (અને તેને બચાવી લેવામાં આવશે)

અર્થાત મારી ઉમ્મતના વધારે પડતા લોકો પર આખિરતમાં કોઈ અઝાબ નહી થાય. જે લોકોને તેઓના પાપોના કારણે દોઝખમાં નાંખી દેવામાં આવશે, તેઓને પણ અમૂક સમય પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ), સહાબ-એ-કિરામ(રદિયલ્લાહુ અન્હુ) અને અવલિયા વગેરેની સિફારિશથી દોઝખથી છુટકારો આપી દેવામાં આવશે.

## ઉમ્મીદની વિશેષતા પ્રાપ્ત કરવાની રીત

(૧) અલ્લાહ તઆલાએ માંગ્યા વગર આપેલી નેઅમતોને યાદ કરવાથી દિલમાં ઉમ્મીદ જન્મ લે છે.

(૨) અલ્લાહ તઆલાએ પોતાની કૃપા(દયા)થી જે ઈઝ્ઝતો અને મોટા મોટા સવાબના જે વાયદાઓ કર્યા છે તેને દિલમાં રાખવાથી ઉમ્મીદ પૈદા થાય છે.

(૩) વર્તમાન સમયમાં અલ્લાહ તઆલા પોતાની અપાર રહમતથી જે નેઅમતો આપી રહયા છે તેને યાદ કરવાથી પણ ઉમ્મીદ પેદા થાય છે.

(૪) અલ્લાહ તઆલાની રહમત અલ્લાહ તઆલાના ગુસ્સા પર છવાયેલી છે અને અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યંત કૃપાળુ અને દયાળુ છે. આ ખ્યાલ કરવાથી પણ દિલમાં ઉમ્મીદ પેદા થાય છે. (શરીઅત-વ-તરીકત)

## (૬) ઝુહદ (દુનિયાને ત્યાગી દેવી)

દિલની તે ખુબીઓ જેનાથી માણસ દુનિયા-આખિરતમાં સફળતા

પ્રાપ્ત કરે છે તે ખુબીઓમાંથી એક ખુબી ઝુહદ છે. ઝુહદની વાસ્તવિકતા વિશે હઝરત થાનવી(રહ.) ફરમાવે છે કે કોઈ મનપસંદ વસ્તુને છોડી તેનાથી શ્રેષ્ઠ વસ્તુ તરફ આકર્ષિત થવુ. જેવી રીતે દુનિયાની મનપસંદ વસ્તુઓને છોડી આખિરતની નેઅમતો તરફ આકર્ષિત થવું.

હઝરત મૌલાના મન્ઝુર નોઅમાની(રહ.) ફરમાવે છે કે ઝુહદ શરીઅતની પરિભાષામાં આ છે કે માણસ આખિરતની નેઅમતોને પ્રાપ્ત કરવા માટે દુનિયાની લઝ્ઝતો અને દુનિયાની મનપસંદ વસ્તુઓ અને મોજમજાના જીવનને ત્યાગી દે.

## ઝુહદ કરવાની જરૂરત

ઝુહદ એટલા માટે જરૂરી છે કે માણસ ઈબાદત ખુબ કરી શકે કારણકે દુનિયાની લઝ્ઝતો, દુનિયાની મનપસંદ વસ્તુઓ અને મોજમજાના સામાન ની પ્રાપ્તિની ઈચ્છા માણસના જાહેર અને બાતિન(અંતઃકરણ)ને ઈબાદતથી રોકી દે છે. જાહેર ને તો ઈબાદતથી આ રીતે રોકી દેશે કે માણસ દુનિયાની લઝ્ઝતો, મન પસંદ વસ્તુઓ અને મોજમજાના સામાનની શોધમાં આમ થી તેમ ફર્યા કરશે, જેથી તે ઈબાદતથી રોકાઈ જશે અને બાતિન (અંતઃકરણ) ને આ રીતે ઈબાદતથી રોકી દેશે કે દિલમાં વારંવાર દુનિયા પ્રાપ્તિના ખ્યાલો અને વિચારો જન્મ લેતા રહેશે. આ વિચારો અને ખ્યાલો ઈબાદતમાં રૂકાવટ બનશે. કારણ કે માણસના શરીરમાં દિલ એક છે. જયારે દિલ એક વસ્તુને પ્રાપ્ત કરવામાં તલ્લીન રહેશે તો તેની વિરુદ્ધાર્થી વસ્તુ પ્રાપ્ત કરવામાં તલ્લીન રહી શકશે નહી. દુનિયાનું ઉદાહરણ બે શોકય(સોકન એટલે એક માણસની બે પત્નિઓ) જેવુ છે. જો તમે એક ને ખુશ કરવા માંગશો તો બીજી નારાજ થઈ જશે. (મિન્હાજુલ આબિદીન)

અલ્લાહ તઆલાએ કુર્આને મજીદમાં ઘણી જગ્યાઓ પર ઝુહદ અપનાવવાના વખાણ કર્યા છે અને પોતાના બંદાઓને ઝુહદ અપનાવવા પર ઉત્તેજિત કર્યા છે. અમુક આયતોનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત:** જે કોઈ આખિરતની ખેતી ચાહતો હોય તેના માટે અમે તેની ખેતી વધારીશુ અને જે કોઈ દુનિયાની ખેતી ચાહતો હોય તો અમે તેને એમાંથી

કંઈક આપીશુ અને તેના માટે આખિરતમાં કોઈ ભાગ નહી રહે. (પારા:૨૫, રૂકુઅ:૪, આયત:૨૦)

ઉપરોકત આયતમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે જો કોઈ માણસ દુનિયાના જીવનને ત્યાગી આખિરતની ખેતી વધારવા પ્રત્યે પોતાનું ધ્યાન કેન્દ્રીત કરી દેશે તો અમે તેની ખેતી વધારીશુ અર્થાત તેના સદ્‌કાર્યોનો અનેક ગણો સવાબ આપીશુ અને જે કોઈ માણસ ઝુહદ નહી અપનાવે અને દુનિયાની ખેતીને વધારવાના ચક્કરમાં રહેશે તો તેને અમે કંઈક આપી દઈશું. અર્થાત જેટલુ તેની કિસ્મતમાં હશે તેટલુ તેને મળીને જ રહેશે, ફરી દુનિયા પાછળની મહેનતનો આખિરતમાં કોઈ ફાયદો નહી થાય.

**આયત:** અને તે વસ્તુઓ તરફ પોતાની નજર પણ નાંખો નહી જે વસ્તુઓ અને તે કાફિરોમાંથી કેટલાક પ્રકારના લોકોને વાપરવા માટે આપી. જે વસ્તુઓ આ જગત જીવનની શોભા છે કે જેથી તેમા અમે તેઓને અજમાવીએ અને આપના પરવરદિગારની આપેલ રોઝી શ્રેષ્ઠ અને વધુ રહેનાર છે. (પારા:૧૬, રૂકુઅ:૧૭, આયત:૧૩૧)

અર્થાત જગતમાં કાફિરોના જુદા જુદા સમુહો જેમ કે યહૂદી, ખ્રિસ્તી, પારસી, મુર્તિ પુજા કરનાર(મુશરિક) વગરેને વિલાસ-વૈભવના જે સાધનો મળ્યા છે તેની તરફ આંખ ઉઠાવીને પણ ન જુઓ, આ થોડાક દિવસની લીલા લહેર છે જેના વડે અમે તેમની કસોટી કરીએ છીએ કે કોણ ઉપકાર માને છે અને કોણ અસંતોષી (નાશુક્રો)બની શરારત કરે છે. આ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કહીને બીજાઓને સંભળાવ્યુ. માટે મુસલમાનોને જોઈએ કે તે દુનિયાની લીલા લહેરની પાછળ ન પડે અને આખિરત તરફ પોતાનું ધ્યાન કેન્દ્રીત કરે.

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પોતાની જીવનશૈલી અને પોતાના પવિત્ર કથનો દ્વારા પોતાની ઉમ્મતને ઝુહદ અપનાવવાની ખુબજ પ્રેરણા આપી છે અને ઝુહદ અપનાવવા પર ઉત્તેજિત કર્યા છે તથા ઝુહદના દીન અને દુન્યવી ફાયદાઓનો ઉલ્લેખ કર્યો છે. અહીંયા અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત સહલ બિન સઅદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક

માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! મને એવુ કોઈ કાર્ય બતાવો કે જેની ઉપર અમલ કરવાથી અલ્લાહ તઆલા મારાથી મોહબ્બત કરે અને લોકો પણ મારાથી મોહબ્બત કરે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યુ દુનિયાથી વિમુખતા(એરાઝ, બેરૂખી) અપનાવો (અર્થાત ઝુહદ અપનાવો) તો અલ્લાહ તઆલા તમારાથી મોહબ્બત કરશે અને જે (માલ અને હોદ્દાઓ) લોકો પાસે છે તેનાથી વિમુખતા અપનાવો તો લોકો તમારાથી મોહબ્બત કરવા લાગશે. (તિર્મિઝી)

આ વાસ્તવિકતા છે કે દુનિયાની મોહબ્બત અને ચાહત જ માણસથી તે બધા કાર્યો કરાવે છે જેના કારણે માણસ અલ્લાહ તઆલાની મોહબ્બતનો લાયક રહેતો નથી. માટે અલ્લાહ તઆલાની મુહબ્બત પ્રાપ્ત કરવાનો રસ્તોજ આ છે કે માણસ દુનિયાની મોહબ્બત અને ચાહતને પોતાના દિલમાંથી કાઢી નાંખે. જયારે દુનિયાની મોહબ્બત દિલથી નિકળી જશે તો દિલ અલ્લાહ તઆલાની મોહબ્બત માટે ખાલી થઈ જશે અને પછી અલ્લાહ તઆલાની ઈતાઅત અને ફરમાબરદારી એવી થવા લાગશે કે માણસ અલ્લાહ તઆલાનો મહબૂબ અને પ્યારો બની જશે, એવી જ રીતે જયારે કોઈ માણસ વિશે લોકોને આ વાતનું જ્ઞાન થઈ જાય છે કે આ માણસ અમારી કોઈ પણ વસ્તુમાં લાલચ નથી રાખતો તો પછી લોકો તે માણસથી મુહબ્બત કરવા લાગે છે. આ વાસ્તવિકતાને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ શબ્દોમાં વર્ણવી કે ''લોકો પાસે જે (માલ, હોદ્દાઓ) છે તેનાથી વિમુખતા અપનાવી લો તો લોકો તમારાથી મોહબ્બત કરવા લાગશે.''

હઝરત અબુઝર ગિફારી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો જે માણસ પણ ઝુહદ અપનાવે (અર્થાત દુનિયાની લીલા લહેર અને દુનિયાની ચાહતને ત્યાગી દે છે) તો અલ્લાહ તઆલા અવશ્ય તેના દિલમાં હિકમત (અકલમંદીની વાતો) ઉગાવશે (અર્થાત હિકમતની વાતો નાંખશે) અને તેની જબાન પર હિકમતની વાતો ચલાવી દેશે અને દુનિયાની ખામીઓ તથા દુનિયાની બીમારીઓ અને તે બીમારીઓનો ઈલાજ પણ તેની આંખોને દેખાડી દેશે અને દુનિયાથી

સલામતી સાથે કાઢી તેને જન્નતમાં પહોંચાડી દેશે. (શોઅબુલ ઈમાન)

અર્થાત ઝુહદ અપનાવનારને અલ્લાહ તઆલા તરફથી દુનિયામાં પહેલુ રોકડુ ઈનામ આ મળે છે કે અલ્લાહ તઆલા તેના દિલમાં હિકમતનો બીજ નાંખી દે છે જે અલ્લાહ તઆલાની વિશેષ કૃપાથી વૃધ્ધિ પામે છે અને પછી તેનુ પરિણામ આ આવે છે કે તેની જબાનથી હિકમતના ઝરણા વહે છે. અને અલ્લાહ તઆલા તરફથી દુનિયાની ખામીઓ અને દુનિયાની બીમારીઓ તેની સમક્ષ ખોલી દેવામાં આવે છે. તેથી દુનિયાની ખામીઓ અને બીમારીઓથી પોતાની હિફાઝત કરવાનો પ્રબંધ કરે છે. સાથે સાથે અલ્લાહ તઆલા તે બીમારીઓનો ઈલાજ પણ તેને સમજાવી દે છે. તેથી કયારેક તે દુનિયાની બીમારીઓમાં ફસાઈ જાય છે તો તે પોતે ઈલાજ કરી લે છે અને બીજા લોકોનો પણ તે ઈલાજ કરે છે. બીજુ વિશેષ ઈનામ તે માણસ પર અલ્લાહ તઆલા તરફથી આ થાય છે કે અલ્લાહ તઆલા તે માણસને ઈમાન અને તકવાની સલામતી સાથે આ દુનિયામાંથી ઉઠાવી લે છે અર્થાત ઈમાન અને તકવાની હાલતમાં તે માણસની વફાત થાય છે અને અલ્લાહ તઆલા તે માણસને જન્નતમાં પહોંચાડી દે છે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ આયતની તિલાવત ફરમાવી ''ફમય્યુરીદિલ્લાહુ અંયહદિયહુ યશ્રહ સદ્રહુ લિલ્ઈસ્લામ'' અર્થાત અલ્લાહ તઆલા જેના માટે ઈરાદો કરે છે કે તેને પોતાના રસ્તા પર લગાવી દે અને તેને પોતાની પ્રસન્નતા અને નિકટતા અર્પણ કરે તો અલ્લાહ તઆલા તેના દિલને ઈસ્લામ માટે (એટલે અલ્લાહ તઆલાની ફરમાબરદારી વાળા જીવન માટે) ખોલી નાંખે છે પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે નૂર જયારે દિલમાં પ્રવેશે છે તો દિલ તે નૂરથી ખુલી જાય છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પૂછવામાં આવ્યું કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! શું આ હાલતની કોઈ નિશાની છે? (અર્થાત નૂરના દિલમાં પ્રવેશવાની કોઈ નિશાની છે જેથી જાણ થાય કે નૂર દિલમાં પ્રવેશી ગયુ છે.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યુ કે હા. દુનિયા જે ધોકા અને દગાનું ઘર છે તેનાથી તબીયતનું હટી જવુ (એટલે જીવનમાં ઝુહદની

વિશેષતા આવી જવી) અને આખિરત જે હંમેશા રહેવાની જગ્યા છે તબીયતનું તેના તરફ આકર્ષિત થવુ અને મોત આવવા પહેલા મોત પછીના જીવન માટે તૈયારી (એટલે તૌબા, ઈસ્તિગ્ફાર કરવું અને નાફરમાનીઓથી પોતાને બચાવવું અને ઈબાદતમાં વધારો કરી મોતની તૈયારી કરવી) (શોઅબુલ ઈમાન)

અર્થાત અલ્લાહ તઆલા જે બંદાને પોતાના રસ્તા પર લગાવવા માંગે છે, તો અલ્લાહ તઆલા તેના દિલમાં નૂર પેદા ફરમાવી દે છે. આ નૂરના દિલમાં પ્રવેશવાના પરિણામ સ્વરૂપે તેના દિલમાં દુનિયાથી વિમુખતા, આખિરતની ફિકર, અલ્લાહ તઆલાની મુલાકાતનો શોખ, જન્નતનો શોખ જેવી ખુબીઓ પૈદા થઈ જાય છે અને પછી આખુ જીવન મૌત પછીના જીવનની તૈયારીમાં પસાર થઈ જાય છે.

સારાંશ આ છે કે માણસે પોતાનું પૂરેપુરૂ ધ્યાન આખિરત તરફ કેન્દ્રીત કરી દેવુ જોઈએ અને દુનિયાની લઝ્ઝતો અને તેની લીલા લહેરને છોડી દેવી જોઈએ. આ હાલતને પ્રાપ્ત કરવા માટે

(૧) એવા લોકોની સોહબત(સહવાસ)માં અવાર નવાર હાજરી આપતો રહે જેઓએ આ દુનિયાના જીવનની લીલા-લહેરને ત્યાગી પોતાનુ ધ્યાન આખિરત તરફ કેન્દ્રીત કરી દીધુ છે.

(૨) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, હઝરાતે સહાબએ કિરામ રદિયલ્લાહુ અન્હુમ, ઔલિયાએ કિરામ વગેરેના ઝુહદના કિસ્સાઓનું વાંચન કરતો રહે આ રીતે પણ દિલમાં ઝુહદની વિશેષતાઓ પેદા થાય છે.

(૩) દુનિયાનું નાશવંત હોવા અને આખિરતનું અમર રહેવા વિશે વારંવાર વિચારતો રહે. જેથી દિલ માં દુનિયાથી વિમુખતા અને આખિરતની મોહબ્બત પેદા થશે.

# તવાઝુઅ વિનમ્રતા, આજીજી

દિલના સદકાર્યોમાંથી એક મહત્વનું સદકાર્ય તવાઝુઅ છે. તવાઝુઅ અલ્લાહ તઆલાને ખુબ જ પસંદ છે. મુસલમાન માટે તવાઝુઅ થી શ્રેષ્ઠ બીજી કોઈ વિશેષતા નથી. જે માણસને તવાઝુઅની વિશેષતા પ્રાપ્ત થઈ જાય છે. તેને પોતાને પણ આરામ મળે છે અને તેનાથી બીજા લોકોને પણ આરામ મળે છે.

# તવાઝુઅ ની વિશેષતાઓ

અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે તવાઝુઅ કરવાનો અર્થ આ છે કે માણસ વાસ્તવિક રૂપે પોતાને કશુંજ ના સમજે અને બીજાઓને પોતાનાથી શ્રેષ્ઠ સમજે. તવાઝુઅ એ વાતનું નામ નથી કે માણસ પોતાને વિનમ્ર, આજ્ઞાકારી (નિયાઝમંદ), તુચ્છ વગેરે લખે અથવા કહે બલ્કે તવાઝુઅ આ છે કે માણસ પોતાને કશું જ ના સમજે, પોતાને તુચ્છ સમજે અને બીજાઓને પોતાનાથી શ્રેષ્ઠ સમજે, જો કોઈ ઝલીલ સમજીને ખરાબ કહે અથવા ઝલીલ સમજે તો દિલમાં બદલો લેવાની ભાવના પણ જન્મ ના લે. પરંતુ માણસ એ સમજે કે હું તો વાસ્તવમાં ઝલીલ છું આ માણસે સાચુ કહ્યું તો પછી હું ખરાબ કેમ લગાડુ?

હવે તવાઝુઅ વિશે અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હઝરત ઈયાઝ બિન હિમાર રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાએ મારી તરફ વહી મોકલી અને આદેશ આપ્યો કે તવાઝુઅ અને વિનમ્રતા અપનાવો. જેનુ પરિણામ આ આવવુ જોઈએ કે કોઈ માણસ કોઈની ઉપર જુલ્મ ન કરે અને કોઈ માણસ કોઈ માણસ પર અભિમાન ન કરે. (અબુ દાઉદ)

ઉપરોકત હદીષમાં અલ્લાહ તઆલા તરફથી પોતાના બંદાઓને તવાઝુઅ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે અને તવાઝુઅના પરિણામોનું વર્ણન કરવામાં આવ્યું છે.

હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ થી રિવાયત છે કે આપે એક દિવસ મિમ્બર પર ખુત્બામાં ઈરશાદ ફરમાવ્યો કે, હે લોકો! તવાઝુઅ અને વિનમ્રતા અપનાવો, મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ થી સાંભળ્યુ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવતા હતા જે માણસે અલ્લાહ તઆલા માટે (અર્થાત અલ્લાહ તઆલાનો આદેશ સમજી અને અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે) તવાઝુઅ અપનાવી, તો અલ્લાહ તઆલા તે માણસને મહત્તા (બુલંદી, શ્રેષ્ઠતા)અર્પણ કરે છે. (જેનુ પરિણામ આવશે) કે તે માણસ પોતાના ખ્યાલ અને નજરમાં નાનો હશે પરંતુ લોકોની નજરમાં શ્રેષ્ઠ હશે, અને જે માણસ ઘમંડ કરે છે. તો અલ્લાહ તઆલા તે માણસને

નીચો પાડી દે છે. (જેનુ પરિણામ એ આવશે કે) તે માણસ પોતાના ખ્યાલ અને પોતાના વિચારમાં તો મોટો અને શ્રેષ્ઠ હશે પણ લોકોની નજરમાં ખુબજ નાનો અને તુચ્છ હશે, અહીંયા સુધી કે તે માણસ લોકોની નજરમાં કુતરાઓ અને સુવ્વર થી પણ વધારે તુચ્છ થઈ જશે. (શોઅબુલ ઈમાન)

અર્થાત અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવા માટે જે માણસ તવાઝુઅ અપનાવે છે તો તેનો બદલો અલ્લાહ તઆલા તરફથી આ આપવામાં આવે છે કે અલ્લાહ તઆલા દુનિયા-આખિરતમાં તેનો દરજ્જો વધારી દે છે. અને તે લોકોની નજરમાં શ્રેષ્ઠ થઈ જાય છે. તવાઝુઅ વિરુધ્ધ ઘમંડનું આ પરિણામ આવે છે કે તે માણસ લોકોની નજરમાં કુતરાઓ અને સુવ્વરોથી પણ વધારે તુચ્છ થઈ જાય છે.

હઝરત હારિષ બિન વહબ(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે, શું હું તમોને બતાવું કે જન્નતી કોણ છે? પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો દરેક તે માણસ જન્નતી છે (જે વર્તાવ કરવામાં સખત ન હોય બલ્કે) જે કમજોર હોય (અર્થાત કમજોર જેવો તેનો વર્તાવ હોય) આ જ કારણે લોકો તેને કમજોર સમજતા હોય (જો કે અલ્લાહ તઆલા સાથે તેનો સંબંધ એટલો ગાઢ હોય છે કે) જો તે કોઈ કાર્યના થવા અથવા કોઈ કાર્ય ન થવા પર અલ્લાહ તઆલાની કસમ ખાઈ લે તો અલ્લાહ તઆલા તેની કસમને પૂરી કરી દે છે. (જેવી રીતે તે કહે ખુદાની કસમ આજે વરસાદ પડશે તો અલ્લાહ તઆલા તેની કસમને જૂઠી થવા દેતો નથી અને વરસાદ વરસાવી દે છે.) પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, શું હું તમોને દોઝખી લોકો ન બતાવુ? જહન્નમમાં તે માણસ જશે જે કઠોર હૃદય (સખત મિજાજ), દુર્વ્યવહારી (બદ્અખ્લાક) અને ઘમંડી હશે. (બુખારી, મુસ્લિમ)

ઉપરોકત હદીષમાં જન્નતી લોકોની આદતોનું વર્ણન કરવામાં આવ્યુ છે કમજોર માણસ જન્નતીછે અર્થાત તે શરીફ(સજ્જન), વિનમ્ર અને નરમ મિજાજ માણસ કે જે વર્તાવ કરવામાં કમજોરોની જેમ વર્તાવ કરે, આ કારણે લોકો તેને કમજોર સમજે. સારાંશ આ છે કે આ પ્રકારના વિનમ્ર લોકોને

જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે. આ આદતની સાથે આ હદીષમાં બીજી એક વાતનું પણ વર્ણન કરવામાં આવ્યુ કે જો તે માણસ અલ્લાહ તઆલાની કસમ ખાઈ લે તો અલ્લાહ તઆલા તેની કસમને પૂર્ણ કરી દે છે. અર્થાત જયારે કોઈ માણસ અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવા માટે પોતાને નાનો સમજે છે અને અલ્લાહ તઆલાના બંદાઓ સાથે સારો અને નરમ વર્તાવ કરે છે, તો તે માણસ અલ્લાહ તઆલાથી એટલો નજીક થઈ જાય છે કે જો તે માણસ અલ્લાહ તઆલાની કસમ ખાઈને કહે કે આ બનાવ આ રીતે બનશે તો અલ્લાહ તઆલા તેની કસમની લાજ રાખી તેની વાતને પૂર્ણ કરી દે છે અને તે ઘટના તે જ રીતે બને છે જે રીતે તે માણસે વર્ણવી હતી. અને આ હદીષમાં જહન્નમી લોકોની ઓળખ બતાવી કે તે લોકો છે જેઓ કઠોર હૃદય(સખત દિલ), દુર્વ્યવહારી અને ઘમંડી છે.

## તવાઝુઅની નિશાનીઓ

હઝરત ઝૂન્નુન મિસ્રી(રહ.) ફરમાવે છે કે તવાઝુઅની ત્રણ નિશાનીઓ છે.

(૧) પોતાની જાતને એ રીતે તુચ્છ સમજે કે પોતાના ઐબો(ખામીઓ) સામે આવી જાય.

(૨) તૌહીદ (એકેશ્વરવાદ)ની હિફાઝત અને આદર માટે લોકોનો આદર કરવો.

(૩) સાચી વાત અને નસીહતની વાત દરેક માણસથી કબૂલ કરી લેવી.

## તવાઝુઅ પ્રાપ્ત કરવાની રીત

(૧) આ સમજી તવાઝુઅ કરે કે અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતાનો હક્ક આ છે કે તેની સામે તવાઝુઅ ને પોતાની આદત બનાવવી જોઈએ. આ વિચાર કરી પોતાને કંઈજ ન સમજે.

(૨) જે માણસથી પોતાને શ્રેષ્ઠ સમજે તે માણસથી વધારે તવાઝુઅ સાથે વર્તાવ કરે આ રીતે કરવાથી ધીરે ધીરે તવાઝુઅ પેદા થઈ જશે. (શરીઅત-વ-તરીકત)

(૩) શેખ અબુહફ્સ ફરમાવે છે કે જો કોઈ માણસ ઈચ્છે કે તેનામાં તવાઝુઅ આવે તો તેને જોઈએ કે તે નેક લોકોની સોહબતમાં અવાર-નવાર હાજરી

આપતો રહે અને તેઓનો આદર કરે. આ રીતે તે માણસ તવાઝુઅ કરવામાં નેક લોકોને અનુસરશે અને ધીરે ધીરે નેક લોકોની સોહબતની બરકતથી તેનામાં પણ તવાઝુઅ પૈદા થઈ જશે. (અવારિફુલ મઆરિફ)

## (૮) શુક્ર (સંતોષ)

દિલની મહત્વની ખુબીઓમાંથી એક ખુબી શુક્ર છે. શુક્રની વાસ્તવિકતા આ છે કે જયારે હાલત(સ્થિતિ) અનુકુળ હોય અને પોતાની મનેચ્છાઓ પૂર્ણ થઈ રહી હોય તથા ખુશીના સામાનો પ્રાપ્ત થઈ રહ્યા હોય તો પણ તેને પોતાની કાબેલિયતનું પરિણામ ન સમજે પરંતુ તે સમયે પોતાના દિલમાં આ યકીન રાખે કે આ બધુ ફકત અને ફકત અલ્લાહ તઆલાની કૃપાથી પ્રાપ્ત થયુ છે અને તે માલિક જયારે ઈચ્છે ત્યારે આ બધી નેઅમતો ઝુટવી શકે છે. માટે આ બધી નેઅમતો પર અલ્લાહ તઆલાનો આભાર માને કે અલ્લાહ તઆલા એ આ બધી નેઅમતો ફકત પોતાની કૃપાથી મારી કોઈ કાબેલિયત વગર અર્પણ કરી છે. આ સમજી અલ્લાહ તઆલાની નેઅમતોનો ઠીક ઠીક ઉપયોગ કરે આ નેઅમતો વડે અલ્લાહ તઆલાની નાફરમાની ન કરે. કારણ કે અલ્લાહ તઆલાએ અર્પણ કરેલ નેઅમતોને તેની ઈતાઅતના કાર્યોમાં ઉપયોગ કરવો આ શુક્રગુઝારી છે અને નાફરમાનીના કાર્યોમાં ઉપયોગ કરવો નાશુક્રી છે.

શુક્રગુઝારીની કુર્આન અને અહાદીષમાં ખુબ જ તાકીદ કરવામાં આવી છે. અહીંયા અમુક કુર્આનની આયતો અને અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત :** તમે મને (બંદગી) થી યાદ કરો તો હું તમને (ઉપકારથી) યાદ કરીશ અને એ ઉપકાર બદલ મારો શુક્ર માનો અને અપકારી(અસંતોષી) ન બનો. (પારા : ૨, રૂકુઅ: ૨, આયત:૧૫૨)

અર્થાત જયારે અમારા તરફથી તમારી ઉપર સંપૂર્ણ નેઅમતો થઈ તો તમને જોઈએ કે ઝબાનથી તેમજ તન-મનથી દરેક વખતે અમને યાદ કરી તાબેદારી કરો તો અમે તમને યાદ કરીશું એટલે નવી નવી રહમતો અને કૃપા વૃધ્ધિ કરીશુ વળી અમારા ઉપકારોનો સંપૂર્ણ શુક્ર અદા કરો જો ઉપકારોને

ભુલી જઈ કોઈના બહેકાવવાથી નાશુક્રા બની નાફરમાની કરશો નહી.

**આયત :** જો તમે ઉપકાર માનશો(અર્થાત શુક્ર અદા કરશો) તો હું તમને વધારે નેઅમતો આપીશ પણ જો નાશુક્રી કરશો તો (યાદ રાખજો કે) મારો અઝાબ ખુબ જ સખત છે. (પારા:૧૩, રૂકુઅ:૧૪, આયત:૭)

અર્થાત જો તમે મારી નેઅમતોનો યોગ્ય ઉપયોગ કર્યો અને પોતાના કાર્યો મારી ઈચ્છા પ્રમાણે કર્યા અને મારી નાફરમાની થી બચતા રહયા તો હું આ નેઅમતોને વધારી દઈશ. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે કે જે માણસ ને શુક્ર કરવાની તૌફીક મળી ગઈ તે માણસ કદીય નેઅમતોથી મેહરૂમ (વંચિત) રહેશે નહી. અને આયતમાં આગળ કહેવામાં આવ્યુ છે કે જો તમે મારી નેઅમતોની નાશુક્રી કરી તો મારો અઝાબ સખત છે. નાશુક્રીનો અર્થ આ છે કે અલ્લાહ તઆલાએ અર્પણ કરેલ નેઅમતોને તેની નાફરમાનીના કાર્યોમાં ઉપયોગ કરવામાં આવે અથવા અલ્લાહ તઆલાએ ફર્ઝ અને વાજિબ કરેલ કાર્યોમાં સુસ્તી કરવામાં આવે. નાશુક્રી પર દુનિયામાં સખત અઝાબ આ રીતે આવે છે કે તે નેઅમતો ઝુંટવી લેવામાં આવે છે અથવા માણસ એવી કોઈ મુસીબતમાં સપડાઈ જાય છે કે તે નેઅમતોથી ફાયદો ઉઠાવી શકતો નથી અને તે માણસને આખિરતમાં પણ અઝાબ આપવામાં આવશે. (મઆરિફુલ કુર્આન)

હવે અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત સુહેલ(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે મુસલમાનની સ્થિતિ (હાલત) તો આશ્ચર્યજનક છે. તેના બધાજ કાર્યો અને બધીજ પરિસ્થિતિમાં તેના માટે ભલાઈ છે જો તેને કોઈ ખુશી અને રાહત પહોંચે અને તે પોતાના પરવરદિગારનો શુક્ર અદા કરે તો આમા પણ તેના માટે ભલાઈ જ ભલાઈ છે અને જો તેને કોઈ દુ:ખ પહોંચે અને તે તેની ઉપર સબ્ર કરે તો આમા પણ ભલાઈ જ ભલાઈ છે. (મુસ્લિમ)

અર્થાત આ દુનિયામાં તકલીફ અને આરામની સ્થિતિ તો સૌના માટે છે. પરંતુ આ રાહત અને તકલીફ વડે અલ્લાહ તઆલાની નિકટતા(નજીકપણુ)

પ્રાપ્ત કરવી આ ફકત તે ઈમાનવાળાઓનો ભાગ છે જેઓએ અલ્લાહ તઆલાની સાથે એવો ઈમાની સંબંધ સ્થાપી લીધો છે કે તેઓ આરામ અને ખુશીની દરેક ઘડીમાં અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે છે અને જયારે કોઈ દુ:ખ અથવા મુસીબતમાં ફસાઈ જાય છે તો તેઓ સબ્ર કરે છે. આ રીતે તેઓને ખુશીની હાલતમાં શુક્ર કરવાથી સવાબ મળે છે અને દુ:ખ, મુસીબતમાં સબ્ર કરવાથી પણ સવાબ મળે છે આ જ કારણે હદીષમાં ફરમાવવામાં આવ્યુ કે મુસલમાનની દરેક હાલત અને પરિસ્થિતિમાં તેના માટે ભલાઈ જ ભલાઈ છે.

હઝરત અબુહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો ખાવાનું ખાય શુક્ર કરનાર, રોઝો રાખી સબ્ર કરનારની જેમ છે. (બુખારી શરીફ)

અર્થાત રોઝો રાખી ભૂખ અને તરસ પર સબ્ર કરનારને જેટલો સવાબ મળે છે એટલો સવાબ તે માણસને મળે છે જે ખાવાનું ખાઈ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરે છે એટલે ઝબાનથી અલ્લાહનો શુક્ર અદા કરે છે અને તે ખાવાથી જે શક્તિ પ્રાપ્ત થઈ તેનાથી અલ્લાહ તઆલાની ફરમાબરદારીના કાર્યો કરે છે. આ હદીષથી શુક્ર કરવાની ફઝીલતનું જ્ઞાન થયું.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે કયામતના દિવસે એલાન કરવામાં આવશે કે ખુબ વખાણ કરનારાઓ ઉભા થઈ જાઓ. આ એલાન સાંભળી એક જમાઅત ઉભી થશે તેઓના માટે એક ઝંડો ઉભો કરવામાં આવશે અને તેઓને જન્નતમાં પ્રવેશ આપવામાં આવશે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી પૂછવામાં આવ્યું ખુબ વખાણ કરનારાઓ કોણ છે? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું, તે લોકો જેઓ દરેક સ્થિતિમાં અલ્લાહ તઆલાનો શુક્ર કરતા રહેતા હતા. (તબરાની)

ઉપરોકત હદીષથી પણ શુક્ર કરવાની મહત્વતાનું જ્ઞાન થયુ કે આ લોકોને જલ્દી જન્નતમાં પ્રવેશ મળી જશે.

## શુક્ર કેવી રીતે કરવું જોઈએ?

હઝરત ઈમામ ગઝાલી(રહ.) ફરમાવે છે શુક્ર ઝબાન અને શરીરના

બધાજ અંગોથી અદા કરવામાં આવે. દિલ વડે શુક્ર આ રીતે અદા કરવામાં આવે કે બધીજ મખ્લૂકની ભલાઈનો દિલમાં ખ્યાલ રાખે. અને ઝબાન વડે આ રીતે શુક્ર કરવામાં આવે કે જબાન વડે અલ્લાહ તઆલાના વખાણ કરે અને બીજા અંગો વડે આ રીતે શુક્ર કરવામાં આવે કે આ અંગો વડે અલ્લાહ તઆલાની ફરમાબરદારીના કાર્યો કરે. આ નેઅમતોનો દૂર ઉપયોગ કરી આ અંગોથી નાફરમાની (નિષેધ)ના કાર્યો કરવામાં ન આવે.

આંખની નેઅમતની શુક્રગુઝારી આ છે કે જયારે કોઈ મુસલમાનનો ઐબ(ખામી) જુએ તો તેને છુપાવી દે. લોકોની સમક્ષ તેનું વર્ણન ન કરે અને આંખની નેઅમતની શુક્રગુઝારી આ પણ છે કે તેના વડે અલ્લાહ તઆલાએ હરામ કરેલ વસ્તુઓ ન જુએ, કાન ની નેઅમતની શુક્રગુઝારી આ છે કે તેના વડે કોઈની ખરાબ વાત સાંભળે તો તેને છુપાવી દે. લોકો સમક્ષ તેનું વર્ણન ન કરે અને કાન વડે અલ્લાહ તઆલાએ હરામ કરેલ કોઈ વસ્તુ ન સાંભળે, એવી જ રીતે શરીરના બધાજ અંગોની શુક્રગુઝારી આ છે કે તેઓનો ઠીક ઠીક ઉપયોગ કરવામાં આવે.

## શુક્રગુઝારીની નિશાની સદ્કાર્યો છે.

કુર્આને મજીદમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે હે દાવૂદ (અલયહિસ્સલામ)ના ઘરવાળાઓ! શુક્રગુઝારી માટે સદ્કાર્યો કરો અને અલ્લાહ તઆલાના શુક્રગુઝાર બંદાઓ ખૂબ જ ઓછા છે. (પારા નં.૨૨, રૂકુઅ:૮, આયત:૧૩)

''સદ્કાર્યો કરો''ના શબ્દથી સ્પષ્ટ થાય છે કે ફકત ઝબાન વડે શુક્ર કરવું પૂરતુ નથી પરંતુ શુક્રની નિશાની છે કે માણસ સદ્કાર્યોમાં તલ્લીન થઈ જાય.

## (૯) સબ્ર (ધીરજ)

સબ્રનો અર્થ પોતાની જાતને રોકવી. કુર્આન અને હદીષમાં સબ્રનો શબ્દ પોતાની ઈચ્છાઓ વિરુદધ કાર્યો કરવા પર પોતાને જમાવવા માટે ઉપયોગ કરવામાં આવ્યો છે. કુર્આને મજીદમાં સિત્તેર(૭૦)થી વધારે જગ્યાઓ પર સબ્રના શબ્દનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને સબ્ર કરનાર માટે ઘણા વાયદાઓનું વર્ણન કરવામાં આવ્યુ છે.

# સબ્ર ના ત્રણ પ્રકારો

(૧) સદ્કાર્યો પર સબ્ર અર્થાત અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના બધાજ આદેશોનું પાલન કરવું અને પોતાના નફસની ઈચ્છાઓ વિરુધ્ધ પોતાની જાતને અલ્લાહ તઆલાના આદેશોના પાલન કરવા પર રોકી લેવી.

(૨) ગુનાહોથી સબ્ર : જેવી રીતે કે ઉપર વર્ણન કરવામાં આવ્યું કે સબ્રનો અર્થ પોતાને રોકવાનો થાય છે. માટે ગુનાહોથી પોતાની જાતને રોકવાને પણ સબ્ર કહેવામાં આવે છે. જો માણસ પોતાની જાતને સંપૂર્ણપણે ગુનાહોથી બચાવી લે, તો તે માણસને સબ્ર કરનાર લોકોમાં શામેલ કરી લેવામાં આવે છે. અને તે માણસને તે સવાબ અર્પણ કરવામાં આવશે જે સબ્ર કરનાર લોકોને અર્પણ કરવામાં આવે છે.

(૩) મુસીબતો પર સબ્ર કરવું : જયારે સબ્રનો શબ્દ બોલવામાં આવે છે તો લોકો મુસીબતો પર સબ્ર કરવાને જ સમજે છે. મુસીબતો પર સબ્ર કરવાનો અર્થ આ છે કે માણસ આ વાત પર યકીન રાખે કે મારી ઉપર જે મુસીબત આવી છે તે અલ્લાહ તઆલા તરફથી જ છે અને અલ્લાહ તઆલા મારો શુભેચ્છક (ખૈર ખ્વાહ) છે, આ મુસીબતમાં મારા માટે કોઈ ભલાઈ જરૂર હશે, માટે જ અલ્લાહ તઆલાએ મારી ઉપર આ મુસીબત ઉતારી છે. અલ્લાહ તઆલા તરફથી આ મુસીબત પર મને ખુબજ સવાબ આપવામાં આવશે. માણસ લોકો સમક્ષ આ મુસીબતનો ઉલ્લેખ આ રીતે ન કરે કે અલ્લાહ તઆલાની શિકાયત થઈ જાય, માણસ નિરાશ અને હતાશ ન થાય પરંતુ આ વાત પર યકીન રાખે કે અલ્લાહ તઆલા આ મુસીબતથી મને છુટકારો આપનાર છે. અને જો મુસીબતની હાલતમાં જ મોત આવી ગઈ, તો અલ્લાહ તઆલા આ મુસીબત પર ઘણોજ સવાબ અર્પણ કરશે.

સબ્ર વિશે કુર્આન અને હદીષમાં ઘણા ફઝાઈલ બયાન કરવામાં આવ્યા છે અહીંયા અમુક આયતો અને અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત:** સબ્ર કરનાર માણસોને તેઓના સબ્રનો બદલો અપાર (બેહિસાબ) આપવામાં આવશે. (પારા:૨૩, રૂકુઅ:૧૬, આયત:૧૦)

અર્થાત સબ્ર કરનાર લોકોને તેઓના સબ્રનો સવાબ કોઈ અંદાજા વગર ઘણોજ આપવામાં આવશે. બે હિસાબનો એક અર્થ આ પણ થાય છે કે સબ્ર કરનાર લોકોને તેઓનો સવાબ વગર માંગે પૂરેપુરો આપી દેવામાં આવશે. આ આયતની તફસીરમાં મઆરિફુલ કુર્આનમાં એક હદીષનું વર્ણન કરવામાં આવ્યુ છે કે હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે કયામતના દિવસે ન્યાય કરવા માટે ત્રાજવુ ગોઠવવામાં આવશે સદ્કા-ખૈરાત કરનાર લોકો આવશે તો તેઓને સદ્કા-ખૈરાત મુજબ માપીને સવાબ આપવામાં આવશે, એવી જ રીતે નમાઝ,રોઝા,હજ્જ, ઝકાત વગેરે કરનાર લોકો આવશે, તેઓને પણ તેમનો સવાબ માપીને પૂરેપુરો આપવામાં આવશે. પછી જયારે મુસીબતો પર સબ્ર કરનાર લોકો આવશે તો તેઓના સવાબ નું વજન કરવામાં નહી આવે બલ્કે તેઓને અપાર(બે હિસાબ) અને પુષ્કળ પ્રમાણમાં સવાબ આપવામાં આવશે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે સબ્ર કરનાર લોકોને તેઓનો સવાબ બે હિસાબ પૂરેપુરો આપવામાં આવશે. આ જોઈ તે લોકો જેઓનું જીવન દુનિયામાં સુખમય રીતે પસાર થયુ હશે તેઓ ઈચ્છા કરશે કે દુનિયામાં તેઓના શરીરને કાતરોથી કાપવામાં આવ્યા હોત તો અહીંયા આટલો (ઘણો) સવાબ મળતો. (મઆરિફુલ કુર્આન)

**આયત:** અને તે સબ્ર કરે અને ભૂલ માફ કરી દે તો આ હિમ્મતનું કામ છે. (પારા:૨૫, રૂકુઅ:૫, આયત:૪૩)

આ આયત પહેલા આ વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે ગેર વર્તાણુંક (બુરાઈ)નો બદલો તેવી જ ગેરવર્તાણુંક(બુરાઈ)છે. અર્થાત જો કોઈ માણસ પર જુલ્મ કરવામાં આવે તો તે માણસ આ જુલ્મનો એટલો બદલો લઈ શકે છે જેટલો તેની ઉપર જુલ્મ કરવામાં આવ્યો, પરંતુ સારી વાત આ છે કે માણસ જુલ્મ કરનારને માફ કરી દે. ગુસ્સાને પી જવુ અને લોકોની તકલીફોને સહન કરી લેવી અને તકલીફ પહોંચાડનારને માફ કરી દેવુ ખૂબજ મોટુ અને હિમ્મતનું કાર્ય છે. હદીષ શરીફમાં આ વાતનું વર્ણન કરવામાં આવ્યું છે કે જે માણસ પર જૂલમ કરવામાં આવે અને તે ફકત અલ્લાહ તઆલાને પ્રસન્ન કરવા માટે સામેવાળા માણસને માફ કરી દે, તો અલ્લાહ તઆલા અવશ્ય તેની ઈજ્જતમાં

વધારો કરી દે છે.

આ આયતથી લોકો દ્વારા પહોંચેલ તકલીફો પર સબ્ર કરવાની ફઝીલત જાહેર થાય છે આ કાર્યને હિમ્મતભર્યુ કાર્ય કહેવામાં આવ્યુ છે. જયારે ખુદાની સમક્ષ આ કાર્ય હિમ્મતભર્યુ કાર્ય છે અને વખાણવા લાયક કાર્ય છે તો તેના ઉપર સવાબ પણ એટલો જ વધારે મળશે.

(૩) અલ્લાહ તઆલા સબ્ર કરનારની સાથે છે. (પારા:૨, રૂકુઅ:૩, આયત:૧૫૩)

આ આયતથી પણ સબ્ર કરવાની ફઝીલત સ્પષ્ટ થાય છે કે સબ્ર કરનાર લોકોને દરેક સમયે અલ્લાહ તઆલાનો સાથ(સહકાર) પ્રાપ્ત રહે છે. જાહેરી વાત છે કે જે લોકોને દરેક સમયે અલ્લાહ તઆલાનો સાથ(સહકાર) પ્રાપ્ત રહે તેઓનું કોઈ કાર્ય અધુરુ રહી શકતુ નથી.

હવે અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) હઝરત અબુમાલિક(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો સબ્ર રોશની (પ્રકાશ) છે. (મુસ્લિમ શરીફ)

કુર્આન અને હદીષની પરિભાષામાં સબ્રનો અર્થ છે અલ્લાહ તઆલાના આદેશો સામે પોતાની મનેચ્છાઓને દબાવવી અને અલ્લાહ તઆલાના આદેશોનું પાલન કરવામાં જે પરેશાનીઓ(મુજાહદો) આવે તેને સહન કરવી આ વાત મુજબ આખુ દીન સબ્રનું નામ છે. નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ અને શરીઅત ના બીજા આદેશોને અનુસરવામાં થતી પરેશાનીઓને સહન કરવી સબ્રમાં શામેલ છે. આ જ સબ્ર વિશે આપ(સ.અ.વ.)એ ફરમાવ્યુ, સબ્ર એક પ્રકાશ (નૂર)છે. કુર્આને મજીદમાં ચંદ્ર અને સુર્યના પ્રકાશ માટે પણ આ જ શબ્દ(ઝિયા)નો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ હદીષ પ્રમાણે સબ્ર કરવાથી દિલમાં એક રોશની અને નૂર ઉત્પન્ન થાય છે.

(૨) હઝરત અબૂસઈદ ખુદ્રી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ સબ્ર (અપનાવવાનો ઈરાદો) કરે છે તો અલ્લાહ તઆલા તેને સબ્ર અર્પણ કરે છે. (બુખારી, મુસ્લિમ)

અર્થાત જે માણસ સદ્‌કાર્યો કરવામાં અને ગુનાહોથી બચવામાં તથા મુસીબતો પર સબ્ર કરવાનો ઈરાદો કરે છે, તો અલ્લાહ તઆલા તેને સબ્ર કરવાની હિંમત આપે છે. જેના લીધે તે માણસ માટે સદ્‌કાર્યોનુ કરવુ અને ગુનાહોથી બચવુ સરળ થઈ જાય છે.

(૩) હઝરત સુહૈલ(રદિયલ્લાહુ અન્હુ) થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે મુસલમાનની સ્થિતિ (હાલત) તો આશ્ચર્યજનક છે. તેના બધાજ કાર્યો અને બધીજ પરિસ્થિતિમાં તેના માટે ભલાઈ છે. જો તેને કોઈ ખુશી અને રાહત પહોંચે અને તે પોતાના પરવરદિગારનો શુક્ર અદા કરે તો આમા પણ તેના માટે ભલાઈ જ ભલાઈ છે અને જો તેને કોઈ દુ:ખ પહોંચે અને તે તેની ઉપર સબ્ર કરે તો આમા પણ ભલાઈ જ ભલાઈ છે. (મુસ્લિમ)

## સબ્ર પ્રાપ્ત કરવાની રીત

(૧) મુસીબત અને પરેશાનીના સમયે ઝબાનથી ‘‘ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહી રાજીઉન’’ પઢતો રહે અને દિલમાં આ આયતનો અર્થ વિચારે કે અમે અલ્લાહ તઆલાના(બંદાઓ)છે અને તે અમારો માલિક છે અને માલિકને પોતાની વસ્તુઓમાં મનફાવે તેમ પરિવર્તન કરવાનો અધિકાર છે.

(૨) મુસીબતો પર મળનાર સવાબને યાદ કરવાથી સબ્ર કરવાની તૌફીક પ્રાપ્ત થાય છે.

(૩) આ વાત ધ્યાનમાં રાખે કે મુસીબતનું ફળ સારુ હોય છે અને તેનાથી માણસને દુનિયામાં પણ ફાયદો થાય છે અને આખિરતમાં પણ ફાયદો થાય છે, આ રીતે વિચારવાથી સબ્રની દૌલત પ્રાપ્ત થઈ જશે.

(૪) સદ્‌કાર્યો પર સબ્ર માટે તે સદ્‌કાર્યો પર પ્રાપ્ત થનાર સવાબને યાદ કરે તેનાથી સદ્‌કાર્યો પર અડગ રહેવું અને સબ્ર કરવુ સરળ થઈ જશે.

(૫) ગુનાહોથી સબ્ર (રોકાવવા) માટે ગુનાહોની ભયાનકતા અને તે ગુનાહોથી થતા દીની અને દુન્યવી નુકશાનોનો ખ્યાલ કરે. આ ખ્યાલ કરવાથી ગુનાહોથી બચવુ સરળ થઈ જશે.

## (૧૦) રિઝા (તકદીર પર રાજી રહેવુ)

રિઝાનો અર્થ આ છે કે માણસ પર જે કાંઈ પણ સારા અથવા ખરાબ

હાલાત આવે તો માણસ આ યકીન કરે કે આ હાલાતને મોકલનાર મારો માલિક અલ્લાહ તઆલા જ છે અને અલ્લાહ તઆલા તરફથી આ આવેલ હાલાત પર દિલથી પ્રસન્ન અને ખુશ રહે. રાહત અને આરામના દિવસોમાં જે રીતે ખુશ રહે છે એવી જ રીતે મુસીબત અને તકલીફના સમયમાં પણ ખુશ રહે. આ ખુશ રહેવાને રિઝા કહેવામાં આવે છે. આ હાલતને તકદીર પર રાઝી રહેવાથી પણ જાણવામાં આવે છે. રિઝાની શરીઅતમાં એટલી મહત્ત્વતા છે કે જે સાત વસ્તુઓ પર ઈમાન લાવવુ જરૂરી છે તેમા એક આ પણ છે કે માણસ તકદીર પર એટલે અલ્લાહ તઆલાના નિર્ણય (ફેંસલા) પર રાઝી રહે અને દરેક સારી કે ખરાબ હાલતને અલ્લાહ તઆલા તરફથી સમજે. અલ્લાહ તઆલાની તકદીર અને અલ્લાહ તઆલાના ફેંસલાઓ પર રાઝી રહેવાની એટલી મહત્ત્વતા છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પોતે આ હાલતની દુઆ માંગ્યા કરતા હતા કે હે અલ્લાહ! હુ તારાથી તકદીર પર રાઝી રહેવાનો સવાલ કરૂ છું અને મોત પછી શાંતિમય જીવનનો સવાલ કરૂ છું, ‘‘હે અલ્લાહ! હું તારાથી સ્વસ્થતા, પવિત્રતા(પાક દામની), અમાનતદારી, સારા અખ્લાક અને તકદીર પર રાઝી રહેવાનો સવાલ કરૂ છું.’’

હઝરત સઅદ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે માણસના ભાગ્યશાળી (નેકબખ્ત) અને સદ્ભાગ્ય હોવાની નિશાની આ પણ છે કે માણસ અલ્લાહ તઆલા તરફથી તેના માટે જે વસ્તુનો ફેંસલો કરવામાં આવ્યો છે તેની ઉપર રાઝી રહે અને માણસના દુર્ભાગ્ય (બદ્નસીબ) હોવાની નિશાની આ પણ છે કે માણસ અલ્લાહ તઆલાથી પોતાની માટે ખૈર અને ભલાઈનો સવાલ કરવાનું છોડી દે અને તેના દુર્ભાગ્ય હોવાની નિશાની આ પણ છે કે તે અલ્લાહ તઆલાના ફેંસલાઓ પર રાઝી ન રહે. (મુસ્નદે અહમદ)

અલ્લાહ તઆલાની તકદીર અને તેના ફેંસલાથી અમુક સમયે માણસ પર એવો કપરો સમય આવે છે કે જે માણસના સ્વભાવ અને ઈચ્છાઓ વિરુધ્ધ હોય છે આવા સમયે બંદાના ભાગ્યશાળી હોવાની નિશાની આ છે કે તે અલ્લાહ તઆલાને સૌથી વધુ જાણનાર અને સૌથી વધુ દયાળુ સમજી તેના ફેંસલા પર રાઝી રહે. કુર્આને મજીદ માં છે કે બની શકે છે કે તમે કોઈ વસ્તુને પોતાના

માટે ખરાબ સમજો પરંતુ વાસ્તવમાં તે વસ્તુ તમારા માટે સારી હોય અને એવુ પણ બની શકે છે કે તમે કોઈ વસ્તુને પોતાના માટે સારી સમજો પરંતુ તે વસ્તુ તમારા માટે પરિણામ સ્વરૂપે સારી ન હોય. માટે માણસને જોઈએ કે તે આ સમજી અલ્લાહ તઆલાના દરેક નિર્ણય પર રાઝી રહે કે અલ્લાહ તઆલા વધુ જાણનાર છે બની શકે છે કે આ કપરો સમય પરિણામ સ્વરૂપે મારા માટે સારો હોય કે આ મુસીબતના કારણે મને દીન-દુનિયાના ફાયદાઓ પ્રાપ્ત થઈ જાય. માટે માણસને જોઈએ કે અલ્લાહ તઆલાના ફેંસલાઓ પર રાઝી રહે.

બીજી વાત જેનો આ હદીષમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે આ છે કે બંદા માટે જરૂરી છે તે અલ્લાહ તઆલાથી બરાબર દુઆ માંગતો રહે કે તેના માટે જે વસ્તુ સારી હોય તેનોજ ફેંસલો કરવામાં આવે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે બંદાનું પોતાના માટે અલ્લાહ તઆલાથી ભલાઈનો સવાલ ન કરવો તેના માટે દુર્ભાગ્યની વાત છે અને આ પણ દુર્ભાગ્યની નિશાની છે કે માણસ અલ્લાહ તઆલાના ફેંસલાઓ પર રાઝી ન રહે.

રિવાયતમાં છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સહાબા(રદિયલ્લાહુ અન્હુમ)થી પૂછયુ કે તમે કોણ છો? સહાબા(રદિયલ્લાહુ અન્હુમ)એ જવાબ આપ્યો અમે મોમિન છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પુછયુ, તમારા ઈમાનની નિશાની શું છે? સહાબા(રદિયલ્લાહુ અન્હુમ)એ જવાબ આપ્યો કે મુસીબતો પર સબ્ર કરીએ છીએ. સુખની સ્થિતિમાં શુક્ર કરીએ છીએ અને અલ્લાહ તઆલાની તકદીર(ફેંસલાઓ)પર રાઝી છીએ આ સાંભળી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યુ કે કાબાના રબની કસમ! તમે મોમિન છો.

ઉપરોકત હદીષથી જાણ થઈ કે મોમિન હોવાની નિશાનીઓમાંથી એક નિશાની આ છે કે માણસ અલ્લાહ તઆલાની તકદીર પર રાઝી રહે, અલ્લાહ તઆલા જે હાલતમાં રાખે માણસ તે હાલતમાં પ્રસન્ન રહે.

## તકદીર પર રાઝી રહેવાના ફાયદાઓ

(૧) જયારે માણસને તકદીર (અલ્લાહ તઆલાના નિર્ણયો) પર રાઝી રહેવાની દોલત પ્રાપ્ત થઈ જાય છે તો તે માણસ દરેક સમયે શાંતિ અનુભવે છે અને

સંતુષ્ટ રહે છે.

(૨) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે કે તે માણસ ઈમાનની મીઠાશ અનુભવે છે જે માણસ અલ્લાહ તઆલાને પોતાનો રબ બનાવવા પર રાઝી થઈ ગયો. જાણ થઈ કે રિઝા ના કારણે માણસ ઈમાનની મીઠાશ અનુભવે છે.

(૩) તકદીર પર રાઝી રહેવાનો સૌથી મોટો ફાયદો આ થાય છે કે માણસને દિલની શાંતિ પ્રાપ્ત થઈ જાય છે અને માણસને બેકાર ટેન્શનોથી છુટકારો પ્રાપ્ત થઈ જાય છે. આ જ કારણે અમુક ઉલમાનુ કથન છે કે જયારે તકદીર હક્ક છે તો દુનિયાના કાર્યોમાં દુ:ખ અને ફિકર કરવી બેકાર છે આ વાતની જાણ એક હદીષથી પણ થાય છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ(રદિયલ્લાહુ અન્હુ) થી ફરમાવ્યુ કે તમોને કોઈ પણ કાર્યમાં ટેન્શન અને ફિક્ર ન હોવી જોઈએ. કારણ કે જે તકદીરમાં લખાઈ ચુકયુ છે તે થઈને જ રહેશે અને જે તમારા મુકદ્દર માં નથી તે કોઈ પણ સંજોગોમાં તમારી ઉપર નહી આવે.

એક હદીષે કુદ્સીમાં આ વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ મારી તકદીર પર રાઝી ન રહે, મારી તરફથી પહોંચનાર મુસીબતો પર સબ્ર ન કરે અને મારી અર્પણ કરેલ નેઅમતો પર શુક્ર ન કરે તેને જોઈએ કે તે મારા સિવાય બીજા કોઈને પોતાનો રબ બનાવી લે. (મિન્હાજુલ આબિદીન)

કેટલી સખત વઈદ છે, તે માણસ માટે જે અલ્લાહ તઆલાની તકદીર પર રાઝી ન રહે.

શેખ યહ્યા બિન મુઆઝ(રહ.) ફરમાવે છે કે માણસ ત્યારે રિઝાના દરજ્જા પર પહોંચે છે જયારે તેમા ચાર વસ્તુઓ આવી જાય. (૧) તેના દિલમાં આ વાત હોય કે અય મારા પરવરદિગાર! તુ જે પણ મને અર્પણ કરે તે મને મંજૂર છે. (૨) જો તુ મને કોઈ પણ વસ્તુ અર્પણ ન કરે તો પણ હું રાઝી છું. (૩) જો તુ મને તરછોડી દે તો પણ હુ તારો બંદો છું. (૪) જો તુ મને કબૂલ કરી લે તો હું દરેક સમયે હાજર છું. (અવારિફુલ મઆરિફ)

સારાંશ આ છે કે તકદીર પર રાઝી રહેવુ ઘણી મોટી ખુબી છે, આ ખુબીને પ્રાપ્ત કરવા માટે પણ અલ્લાહવાળાઓની સોહબત(સહવાસ)માં

અવાર-નવાર હાજરી આપતુ રહેવુ જોઈએ.

## (૧૧) મોહબ્બત

અલ્લાહ તઆલાથી મોહબ્બત દિલની ખુબીઓમાં મહત્વની ખુબી છે. કારણ કે માણસને જે માણસથી મોહબ્બત થઈ જાય છે તો પછી તેના આદેશોનું પાલન કરવુ ખૂબ જ સરળ થઈ જાય છે અને માણસને પોતાના મહબૂબના આદેશોનું પાલન કરવામાં લજ્જત આવે છે. તથા મહબૂબ તરફથી પહોંચનાર તકલીફો પણ તે માણસ ખુશીથી સહન કરી લે છે. એવી જ રીતે જયારે માણસના દિલ પર અલ્લાહ તઆલાની મોહબ્બત છવાઈ જાય છે, તો માણસ માટે અલ્લાહ તઆલાના બધાજ આદેશોને અનુસરવા સરળ થઈ જાય છે અને માણસને અલ્લાહ તઆલાના આદેશોને અનુસરવામાં લઝ્ઝત આવે છે એવી જ રીતે ખુદા તરફથી આવનાર મુસીબતો ને સહન કરવુ પણ સરળ થઈ જાય છે આ રીતે માણસને અલ્લાહ તઆલાની મોહબ્બતના કારણે તકદીર પર રાઝી રહેવાનો ગુણ પણ પ્રાપ્ત થઈ જાય છે. અલ્લાહ તઆલા અને રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) થી મોહબ્બતનો અર્થ આ છે કે સ્વભાવ(તબીયત) બન્ને તરફ આકર્ષાય અને દિલ લજ્જત અનુભવે જો મોહબ્બતમાં ખુબ જ વૃધ્ધિ થાય તો તેને ઈશ્ક(પ્રેમ) કહેવામાં આવે છે.

કુર્આન અને અહાદીષમાં મોહબ્બત વિશે ઘણો આગ્રહ કરવામાં આવી છે. અહીંયા અમુક આયતો અને અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

**આયત :** જેઓ ઈમાનવાળા છે તેઓને તો માત્ર અલ્લાહ તઆલાની સાથે જ ગાઢ પ્રેમ છે. (પારા:૨, રૂકુઅ:૪, આયત:૧૬૫)

બંદા સાથે અલ્લાહ તઆલાની મોહબ્બતનો અર્થ આ છે કે અલ્લાહ તઆલા બંદાને પોતાની બંદગી અને મરજી મુજબના કાર્યોમાં લગાડી રાખે અને મૌત પછી તેને જન્નતમાં સારો બદલો આપે. અને અલ્લાહ તઆલાની સાથે બંદાની મોહબ્બત રાખવાનો અર્થ આ છે કે બંદા તેના આદેશથી વિમુખ થાય નહી. અને મા-બાપ, ઔલાદ પરંતુ આખી દુનિયાના મુકાબલામાં તેના હુકમને મહત્ત્વ આપે. આજ ઈમાની મોહબ્બત છે. સારાંશ આ છે કે માણસને અલ્લાહ તઆલાથી જેટલી વધારે મોહબ્બત હશે એટલો તે અલ્લાહ

તઆલાના આદેશોને વધારે અનુસરશે. જેથી તેને દુનિયા-આખિરતમાં સફળતા પ્રાપ્ત થશે.

**આયત :** હે ઈમાનવાળાઓ ! તમારામાંથી જે કોઇ પોતાના આ ધર્મથી ફરી જશે (અર્થાત મુર્તદ થઇ જશે) તો તેનાથી ઈસ્લામને કંઈજ નુકશાન થશે નહી કારણ કે ટુંક સમયમાં જ અલ્લાહ તઆલા એવા લોકોને તેની જગ્યાએ લાવી દેશે જેઓથી અલ્લાહ તઆલા મોહબ્બત કરશે અને તેઓ અલ્લાહ તઆલાથી મુહબ્બત કરતા હશે. (પારા:૬, રૂકુઅ:૧૨, આયત:૫૪)

ઉપરોકત આયતમાં આ વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે જો કોઈ મુસલમાન મુર્તદ (ધર્મભ્રષ્ટ) થશે તો તે ઈસ્લામને કંઈજ નુકશાન પહોંચાડી શકશે નહી પરંતુ તે માણસ પોતાનું જ નુકશાન કરશે. અને અલ્લાહ તઆલા મુર્તદ થનારની જગ્યાએ એવા લોકોને ઈસ્લામ સ્વીકારવાની તૌફીક આપશે જેઓમાં આ ખુબી હશે કે તેઓથી અલ્લાહ તઆલા મોહબ્બત કરશે અને તેઓ અલ્લાહ તઆલાથી મોહબ્બત કરશે. ઘણી બધી વિશેષતાઓમાંથી અહીંયા ફકત મોહબ્બતનું વર્ણન કરવામાં આવ્યું. આ વાતથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની સમક્ષ મોહબ્બતનું મહત્ત્વ ખૂબજ વધારે છે.

હવે અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે એક માણસે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમુ)થી સવાલ કર્યો કે કયામત કયારે આવશે? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ફરમાવ્યુ આશ્ચર્ય છે તારી હાલત પર કે તુ કયામતના ચોક્કસ સમય વિશે સવાલ કરે છે પહેલા તુ આ સવાલનો જવાબ આપ કે તે કયામત માટે શું તૈયારી કરી રાખી છે? તે માણસે કહ્યુ, મે કયામત માટે કોઈ ખાસ તૈયારી તો કરી નથી જે હું આપ સમક્ષ વર્ણન કરી શકુ, હા, પણ અલ્લાહ તઆલાની તૌફીકથી આ વાત મને પ્રાપ્ત છે કે હું અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બત કરૂ છુ. આ સાંભળી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે તને (કયામતના દિવસે) તે લોકો સાથે જ રાખવામાં આવશે જેનાથી તુ મોહબ્બત કરે છે. હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આ સાંભળી સહાબા(રદિયલ્લાહુ અન્હુમ) ઘણા જ ખુશ થઈ ગયા. અહીંયા સુધી કે

ઈસ્લામ લાવ્યા પછી આટલા કયારેય ખુશ થયા ન હતા. (બુખારી)

ઉપરોકત હદીષમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક સહાબીને ઈરશાદ ફરમાવ્યો કે તુ તે લોકોની સાથે હશે જેની સાથે તુ મોહબ્બત કરે છે. સહાબા (રદિયલ્લાહુ અન્હુ)ને આ હદીષ સાંભળી એટલા માટે ખુશી થઈ કે બધાજ સહાબા અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી ઘણી જ મોહબ્બત કરતા હતા. જેનું ઉદાહરણ મળવુ અશકય છે. આ વાત સાંભળી તેઓને યકીન થઈ ગયુ કે કયામતના દિવસે તેઓ જન્નતમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે હશે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની સાથે જન્નતમાં હોવાથી મોટુ કોઈ સૌભાગ્ય (સઆદતમંદી) નથી, પરંતુ સાથે હોવાનો અર્થ પણ સમજી લેવો જોઈએ. સાથે હોવાનો આ અર્થ નથી કે મોહબ્બતના કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને સહાબા(રદિયલ્લાહુ અન્હુમ) અથવા આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી દરેક મોહબ્બત કરનાર આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે જન્નત માં એક જ દરજજામાં હશે પરંતુ આ સાથે રહેવુ દરજજા પ્રમાણે હશે. જેવી રીતે દુનિયામાં શેઠ અને નોકર સાથે હોય છે પરંતુ શેઠનું વર્ચસ્વ વધારે હોય છે અને નોકરનું શેઠ જેટલુ વર્ચસ્વ હોતુ નથી. એવી જ રીતે જન્નતમાં પણ ફરક કરવામાં આવશે.

આ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે મોહબ્બત માટે આજ્ઞાપાલન અને ફરમાબરદારી જરૂરી છે આ વાત અશકય છે કે કોઈ માણસને અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બત હોય અને તેનુ જીવન અલ્લાહ તઆલાના આદેશો વિરુધ્ધ અને નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો વિરુધ્ધ પસાર થતુ હોય. પરંતુ અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બતનો તકાદો આ છે કે માણસ અલ્લાહ તઆલાના આદેશોને અનુસરે અને નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો મુજબ પોતાનું જીવન ગુજારે. જે લોકો અલ્લાહ તઆલાના આદેશોને અનુસરતા નથી અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરતા નથી પછી પણ અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મુહબ્બતનો દાવો કરે છે અને પોતાને આશિકે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને આશિકે ખુદા કહે છે તેઓ જૂઠા છે અને તેઓ ધોકામાં છે.

હઝરત રાબિયા બસરિયા(રહ.)એ આવા જ જૂઠા દાવેદારો વિશે કહ્યુ હતુ ''હે મોહબ્બતના જૂઠા દાવેદાર! તુ અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે અને તેની સાથે મોહબ્બતનો દાવો કરે છે. કાનૂન મુજબ આ વાત ઘણી આશ્ચર્ય જનક છે જો તુ અલ્લાહ તઆલાની મોહબ્બતમાં સાચો હોત તો તુ તેની ફરમાબરદારી કરતો. કારણ કે દરેક મોહબ્બત કરનાર પોતાના મહબૂબની વાત દિલોજાનથી માને છે.''

સારાંશ આ છે કે અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બત માટે ઈતાઅત અને ફરમાબરદારી અનિવાર્ય છે. પરંતુ સાચી વાત આ છે કે સંપુર્ણ મોહબ્બત, ઈતાઅત અને ફરમાબરદારી જ પ્રાપ્ત થાય છે. અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ની ફરમાબરદારી કરનારાઓ માટે હઝરાતે અંબિયા અલયહિસ્સલામ, સિદ્દીકીન, શોહદા અને નેક લોકો સાથે જન્નતમાં હોવાની ખુશખબરી કુર્આને મજીદ માં વર્ણવેલ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે ''અને જે લોકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના આદેશોનું પાલન કરશે તો તેઓ તે લોકો સાથે (જન્નતમાં) હશે જેઓ ઉપર અલ્લાહ તઆલા એ વિશેષકૃપા કરી છે એટલે નબીઓ, સિદ્દીકો, શહીદો તથા બુઝુર્ગો સાથે અને આ લોકો ખુબજ સારા સહવાસી છે.'' અને આ વાત હઝરત આઈશા રદિયલ્લાહુ અન્હા ની એક રીવાયત થી વધારે સ્પષ્ટ થઈ જાય છે. રિવાયતમાં છે કે એક સહાબી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ની સેવામાં આવ્યા અને ફરમાવવા લાગ્યા કે એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ! મને મારી પત્ની, બાળકો અને પોતાની જાનથી પણ વધારે આપ થી મોહબ્બત છે અને મારી હાલત આ છે કે હું મારા ઘરમાં હોઉ છું અને આપ યાદ આવી જાવ છો તો તે સમય સુધી મને સબ્ર અને શાંતિ નથી મળતી, જ્યાર સુધી કે હું આપની સેવામાં આવી આપને જોઈ ના લઉ. અને જ્યારે હું મારી મોત અને આપની વફાત વિશે વિચારવા લાગું છું તો મારી સમજમાં એ આવે છે કે વફાત પછી આપને તો જન્નતમાં નબીઓ ના ખૂબજ ઉંચા દરજ્જા પર પહોંચાડી દેવામાં આવશે અને જો હું અલ્લાહની રહમતથી જન્નતમાં પ્રવેશી પણ ગયો તો તે ઉંચા દરજ્જા સુધી તો નહી જ પહોંચી શકું જ્યાં આપ હશો. આ કારણે આખિરતમાં

હું આપના દીદાર થી વંચિત રહી જઈશ. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ વાત સાંભળી પોતાના તરફથી કોઈ જવાબ ના આપ્યો, અહિંયા સુધી કે નિમ્નલિખિત આયતો નાઝિલ થઈ ગઈ. ''અને જે લોકો અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના આદેશોનું પાલન કરશે તો તેઓ તે લોકો સાથે (જન્નતમાં)હશે જેઓ પર અલ્લાહ તઆલાએ ખાસ કૃપા કરી છે. એટલે નબીઓ, સિદ્દીકો, શહીદો અને બુઝુર્ગો સાથે અને આ લોકો ખૂબ જ સારા સહવાસી છે.''(પારા નં.:૫, રૂકુઅ:૫, આયત:૬૯)

અલ્લાહ તઆલાએ આ આયત વડે તે સહાબી અને બીજા બધા લોકોને જેઓ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બત કરે છે તેઓને ખુશ ખબરી સંભળાવી કે જયારે તમોને અલ્લાહ તઆલા અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સાચી મોહબ્બત હશે તો તમે અલ્લાહ તઆલા અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આદેશોનું અવશ્ય પાલન કરશો અને જયારે તમે અલ્લાહ તઆલા અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આદેશોનું પાલન કરશો તો તમોને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ), બીજા અંબિયા (અલયહિમુસ્સલામ), સિદ્દીકો, શહીદો અને બુઝુર્ગો સાથે જન્નતમાં રહેવા મળશે.

## મોહબ્બત પ્રાપ્ત કરવાની રીતો

(૧) આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરવામાં આવે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરવાથી અલ્લાહ તઆલા તે બંદાથી મુહબ્બત ફરમાવશે. જેવી રીતે કે કુર્આને મજીદમાં છે ''આપ લોકોથી ફરમાવી દો! જો તમે અલ્લાહ તઆલાથી મોહબ્બત રાખો છો તો મારી ઈત્તિબાઅ કરો (અર્થાત મારા આદેશોને અનુસરો અને મારી સુન્નતો પર અમલ કરો) તો અલ્લાહ તઆલા તમારાથી મોહબ્બત ફરમાવશે''

(૨) દીની જ્ઞાન (ઈલ્મ) જરૂરત પ્રમાણે પ્રાપ્ત કરી લે.

(૩) કોઈ પણ કાર્ય કરવામાં (ચાહે તે જાહેરી કાર્ય હોય કે આંતરિક કાર્ય હોય) શરીઅતના આદેશોનો પાબંદ રહે.

(૪) અલ્લાહ તઆલાના આદેશોને સંપૂર્ણ પણે અનુસરે કારણ કે જેના આદેશોને અનુસરવામાં આવે છે તેનાથી મુહબ્બત વધે છે.

(૫) મુહબ્બત વધારવાના હેતુથી સદ્કાર્યોમાં તલ્લીન રહે.
(૬) થોડીક વાર એકાંતવાસમાં બેસી અલ્લાહ તઆલાનું ઝિક્ર કરે.
(૭) અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મુહબ્બત કરનાર બુઝુર્ગોની સોહબત(સહવાસ)માં અવાર-નવાર હાજરી આપતો રહે.
(૮) એકાંતવાસમાં બેસી અલ્લાહ તઆલાની નેઅમતોને વિચારતો રહે અને પોતાના વર્તાવને પણ વિચારે.
(૯) અલ્લાહ તઆલાથી મોહબ્બતની વૃધ્ધિની દુઆ માંગતો રહે.
(૧૦) આ મુરાકબો કરે (ધ્યાન ધરે કે વિચારે) કે અલ્લાહ તઆલા મારાથી મોહબ્બત કરે છે અને મને પસંદ કરે છે આ રીતે કરવાથી દિલમાં મુહબ્બત વધે છે.
(૧૧) દિલમાંથી અલ્લાહ તઆલા સિવાય લોકોની મોહબ્બતને કાઢી નાંખે. કારણ કે એક દિલમાં બે મોહબ્બતો રહેતી નથી.
(૧૨) અલ્લાહ તઆલાની કાબિલિયત (કમાલ), વિશેષતાઓ અને અલ્લાહ તઆલાની નેઅમતોને વારંવાર વિચારતો રહે. આ રીતે પણ દિલમાં મુહબ્બત પૈદા થઇ જાય છે.

# ઝિક્ર વિશે

દિલની આ અગિયાર(૧૧) સારી આદતોનું વર્ણન થયુ.

ખાનકાહમાં દિલને ખરાબ કુટેવો (જેનું વર્ણન પહેલા કરવામાં આવ્યુ) અને સારી ટેવો પ્રાપ્ત કરવા માટે અલ્લાહ તઆલાના ઝિક્ર, કુર્આને મજીદની તિલાવત અને અમુક પરિશ્રમો (મુજાહદાત) કરવા પર વધારે ભાર મુકવામાં આવે છે. માટે હવે ઝિક્રની મહત્ત્વતા, ઝિક્રના ફઝાઈલ, ઝિક્રની રીતો વગેરેનું વર્ણન કરવામાં આવે છે.

કુર્આને મજીદ અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અહાદીષની રોશનીમાં આ વાસ્તવિકતા ખૂબજ સ્પષ્ટ છે કે આ ઉમ્મતને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તરફથી દીન અને શરીઅતની જે નેઅમત પ્રાપ્ત થઈ છે તેના બધાજ ભાગોમાં ઝિક્ર અને દુઆને ખુબજ મહત્વ પ્રાપ્ત છે. અહીંયા સુધી કે નમાઝ અને હજ્જ જેવી મહત્ત્વની ઈબાદતો વિશે પણ આ

બતાવવામાં આવ્યુ છે કે આ ઈબાદતોનો વિશેષ હેતુ અને તેના પ્રાણ ઝિક્ર અને દુઆ છે. અને આ વાતનું પણ માર્ગદર્શન આપવામાં આવ્યુ છે કે માણસનું કોઈ કાર્ય અને તેની કોઈ પણ કુર્બાની ચાહે તે દુનિયામાં કેટલીય મોટી સમજવામાં આવતી હોય પરંતુ તે અલ્લાહ તઆલાની નજરમાં દુઆ અને ઝિક્રની બરાબર હોઈ શકતી નથી જેવી રીતે કોઈ ખોરાક જઠર માટે ત્યાર સુધી લાભદાયક નથી હોતો જયાર સુધી કે તેમા મીઠુ(નમક) કોઈ ખાટી વસ્તુ અથવા કોઈ મીઠી વસ્તુ મેળવવામાં ન આવે એવી જ રીતે અલ્લાહ તઆલાને ત્યાં કોઈ કાર્ય કબૂલ નથી થતુ જયાર સુધી કે તેમા ઝિક્ર અને દુઆનો ભાગ મેળવવામાં ન આવે. પછી આ વાત પણ યાદ રાખવામાં આવે કે ઝિક્ર અને દુઆ અલ્લાહ તઆલાની નિકટતા (નજદીકી) પ્રાપ્ત કરવા માટે અને વિલાયત (અલ્લાહ તઆલાનો વલી બનવા માટે) માટે સૌથી મોટુ માધ્યમ છે. આ ઉમ્મતના જે લાખો, કરોડો માણસોએ વિલાયતની (ઉચ્ચ દરજ્જો) દોલત પ્રાપ્ત કરી તેમા અલ્લાહ તઆલાના ઝિક્ર અને દુઆ એ વિશેષ અસર કરી.

અલ્લાહ તઆલાના ઝિક્રની તાકીદ, તેની મહત્ત્વતા તથા તેના ફઝાઈલ વિશે જાણકારી પ્રાપ્ત કરવા માટે હઝરત શેખુલ હદીષ મૌલાના મુહમ્મદ ઝકરીયા(રહ.)ની ''ફઝાઈલે ઝિક્ર'' નામક પુસ્તિકાનું વારંવાર વાંચન કરવુ જોઈએ. અહીંયા કુર્આને મજીદની અમુક આયતો અને અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત:** હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાને ખૂબ જ યાદ કરો અને સવારે અને સાંજે તેની પવિત્રતાનું વર્ણન કરો. (પારા:૨૨, રૂકુઅ:૩, આયત:૪૨)

**આયત:**અને અલ્લાહ તઆલાને ખૂબ જ યાદ કરો તેથી તમે સફળતા પ્રાપ્ત કરી શકો. (પારા:૨૮, રૂકુઅ:૧૨, આયત:૧૦)

**આયત:** અલ્લાહ તઆલાને વધુ પ્રમાણમાં યાદ કરનાર પુરૂષો અને સ્ત્રીઓ માટે અલ્લાહ તઆલાએ બખ્શીશ અને ખૂબ જ મોટો સવાબ તૈયાર કરી રાખ્યો છે. (પારા:૨૨, રૂકુઅ:૨, આયત:૩૫)

અર્થાત અલ્લાહ તઆલા તેઓને માફ કરી દેશે અને વધુ પ્રમાણમાં સવાબ અર્પણ કરશે.

(૪) હે ઈમાનવાળાઓ ! તમારી સંપત્તિ અને તમારી અવલાદ તમોને અલ્લાહ

તઆલાની યાદથી બેખબર (ગાફેલ) ન કરી દે જે લોકો બેખબર (ગાફેલ) થઈ જશે તેઓ તો નિષ્ફળ થઈ જશે. (પારા:૨૮,રૂકુઅ:૧૪, આયત:૯)

(૫) જયારે તમો નમાઝથી ફારીગ થઈ જાવ તો અલ્લાહ તઆલાને ઉઠતા-બેસતા અને સુતા સુતા યાદ કરતા રહો. (પારા:૫,રૂકુઅ:૧૨,આયત:૧૦૩)

# અહાદીષ

હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે જયારે માણસ મને યાદ કરે છે (અર્થાત ઝિક્ર કરે છે) અને મારી યાદમાં તેના હોંઠ હરકત કરે છે ત્યારે હું મારા બંદા સાથે રહુ છું. (બુખારી)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદિયલ્લાહુ અન્હુમા)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો કે દરેક વસ્તુની સફાઈ માટે કોઈ સૈકલ (તે વસ્તુ જેનાથી કોઈ વસ્તુને સાફ કરવામાં આવે જેવી રીતે કપડા માટે સાબૂ, તલવાર જેવી વસ્તુઓ માટે સાણ, પથ્થર જેના પર તેને ઘસવામાં આવે છે) હોય છે, દિલની સફાઈ માટે સૈકલ અલ્લાહ તઆલાનું ઝિક્ર છે અને અલ્લાહ તઆલાના અઝાબથી રક્ષણ કરવામાં કોઈ વસ્તુ એટલી ઉપયોગી નથી જેટલી કે અલ્લાહનું ઝિક્ર છે. લોકોએ પુછયુ, એ અલ્લાહના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! શું અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ કરવું પણ અલ્લાહ તઆલાના અઝાબથી મુક્તિ મેળવવા માટે એટલુ ઉપયોગી નથી જેટલુ અલ્લાહ તઆલાનું ઝિક્ર ઉપયોગી છે? આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, જિહાદ પણ એટલુ ઉપયોગી નથી જેટલુ કે અલ્લાહ તઆલાનું ઝિક્ર ઉપયોગી છે. જો જિહાદ કરવામાં માણસની તલવાર જિહાદ કરતા કરતા તુટી જાય તો પણ! (જિહાદ ઝિક્રથી વધારે ઉપયોગી નથી.) (દઅવાતે કબીર)

બધાજ સદ્કાર્યોમાં અલ્લાહ તઆલાની યાદ અલ્લાહ તઆલાની નજીક સૌથી પ્રિય અને મહબૂબ સદ્કાર્ય છે જેમ કે કુર્આને મજીદમાં વર્ણન કરવામાં આવ્યુ છે કે અલ્લાહ તઆલાની યાદ સૌથી મોટી વસ્તુ છે. માણસને અલ્લાહ તઆલાને જે નિકટતા(કુર્બત) અને તેના લીધે જે સઆદતમંદી (સૌભાગ્ય) અલ્લાહ તઆલાને યાદ કરતા સમયે પ્રાપ્ત થાય છે તે બીજા કોઈ સદ્કાર્ય સમયે

પ્રાપ્ત થતુ નથી. પરંતુ શર્ત આ છે કે ઝિક્ર પુરા ધ્યાન સાથે કરવામાં આવે. અલ્લાહ તઆલા ફરમાવે છે, તમે મને યાદ કરો હું તમોને યાદ કરીશ. એક હદીષે કુદસીમાં છે હું મારી યાદ કરનાર બંદા સાથે રહુ છું. બીજી એક હદીષે કુદસીમાં છે જયારે બંદો મને યાદ કરે છે અને તેના હોંઠ મારી યાદમાં હરકત કરે છે ત્યારે હું તેની સાથે અને તેની નજીક હોઉં છું.

સારાંશ આ છે કે અલ્લાહ તઆલાની યાદ સૌથી ઉત્તમ સદ્કાર્ય છે. ઉપરોકત હદીષમાં એક વિશેષ વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે દરેક વસ્તુની સફાઈ માટે અને તેનો મેલ દૂર કરવા માટે કોઈ ન કોઈ વસ્તુ હોય છે જેવી રીતે કપડાનો મેલ દૂર કરવા માટે સાબૂ, લોખંડનો મેલ(કાટ) દૂર કરવા માટે આગ, એવી જ રીતે દિલના મેલ અને દિલની બીમારીઓને દૂર કરવા માટે અલ્લાહ તઆલાની યાદ સૌથી ઉત્તમ સાધન છે.

હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ અલ્લાહ તઆલાની યાદ વધુ પ્રમાણમાં કરે છે તે નિફાક(મુનાફિકત)થી પાક થઈ જાય છે.(તબરાની)

આ હદીષથી આ વાત સ્પષ્ટ થઈ કે અલ્લાહ તઆલાની યાદ થી દિલની એક સૌથી ખતરનાક બીમારી નિફાક પણ દૂર થઈ જાય છે તો પછી નિફાકથી નાની બીમારીઓ તો અલ્લાહ તઆલાની યાદથી ખૂબજ જલ્દી દૂર થઈ જાય છે.

## ઝિક્રના પરિણામો

(૧) અલ્લાહ તઆલાની રઝામંદી (પ્રસન્નતા) પ્રાપ્ત થાય છે. જે આખિરતમાં જાહેર થશે.

(૨) દિલને અલ્લાહ તઆલાની ઝાતથી એક વિશેષ સંબંધ થઈ જાય છે જેવી રીતે આશિકને માશૂકથી થઈ જાય છે. સ્પષ્ટ થયુ કે ઝિક્રથી અલ્લાહ તઆલા પ્રાપ્ત થઈ જાય છે જે પુરા દીનનો સારાંશ (ખુલાસો) છે.

**તાલીમ તહઝીબ કા ખુલાસા તો યહી હે**
**સબ મિલ ગયા ઉસે જિસે ખુદા મિલ ગયા.**

(૩) જયારે માણસ અલ્લાહ તઆલાને યાદ કરે છે ત્યારે અલ્લાહ તઆલા પોતે તે બંદાને યાદ કરે છે.

(૪) અલ્લાહ તઆલાની યાદથી દિલને શાંતિ અને આરામ મળે છે જેમ કે કુર્આને મજીદમાં વર્ણન કરવામાં આવ્યુ છે, ''સાંભળો અલ્લાહ તઆલાની યાદથી દિલોને શાંતિ પ્રાપ્ત થાય છે.''

**દુનિયા સે, ન દૌલત સે, ન ઘર આબાદ કરને સે**
**તસલ્લી દિલ કો હોતી હે , ખુદા કો યાદ કરને સે**

(૫) અલ્લાહ તઆલાના ઝિક્રથી કયારેક ખુદાનું નામ એવી રીતે નિકળે છે કે અલ્લાહ તઆલા તે માણસને વિલાયત અર્પણ કરી દે છે. અને તેના દિલના બધાજ રોગો ખતમ કરી તેના દિલને પાક-સાફ કરી દે છે માટે જેમ બને તેમ વધારે ઝિક્ર કરવુ જોઈએ. કયારેક અલ્લાહ તઆલાનું નામ એવી રીતે નિકળી જાય કે અલ્લાહ તઆલાને પસંદ આવી જાય અને અલ્લાહ તઆલા વિલાયત અર્પણ કરી દે.

**બસ હે અપના એક ભી નાલા અગર પહોંચે વહાં**
**ગર ચે કરતે હૈ બહોત સે નાલા-વ-ફરિયાદ હમ**

હઝરત ઈબ્નુલ કય્યીમ(રહ.)એ પોતાના પુસ્તક ''અલવાબિલુસ સય્યિબ'' માં ઝિક્રના એકસો(૧૦૦) ફાયદાઓનું વર્ણન કર્યુ છે. અહીંયા અમુક ફાયદાઓનું વર્ણન કરવામાં આવે છે.

(૧) ઝિક્ર અલ્લાહ તઆલાની મુહબ્બત જન્માવે છે.
(૨) ઝિક્ર દિલથી ફિક્ર અને ગમને દૂર કરે છે
(૩) ઝિક્ર દિલમાં ખુશી જન્માવે છે.
(૪) ઝિક્ર દિલ અને ચેહરાને મુનવ્વર(પ્રકાશિત) કરે છે.
(૫) ઝિક્ર રોઝીને ખેંચે છે.
(૬) ઝિક્રથી આ હાલત પ્રાપ્ત થઈ જાય છે અલ્લાહ તઆલા દરેક સમયે તેની સમક્ષ રહે છે.
(૭) ઝિક્ર દિલને જીવંત રાખે છે.
(૮) ઝિક્ર દિલના મેલ(કાટ)ને દૂર કરે છે.
(૯) ઝિક્ર રૂહની રોઝી અને ખોરાક છે.
(૧૦) ઝિક્રનું નૂર દુનિયામાં પણ સાથે રહે છે, કબ્રમાં પણ સાથે રહેશે અને પુલ સિરાત પર પણ સાથે રહેશે.

(૧૧) જે માણસને ઝિક્ર કરવાની તૌફીક મળી જાય છે તે અલ્લાહ તઆલા સુધી પહોંચી જાય છે.

(૧૨) ઝિક્રથી દિલની બધીજ બીમારીઓનો ઈલાજ થાય છે.

(૧૩) ઝિક્રના કારણે દિલમાંથી ડર દૂર થઈ જાય છે.

ઝિક્રની આ મહત્ત્વતા અને તેનાથી થતા ફાયદાઓના કારણે જ દરેક જમાનામાં અલ્લાહ તઆલાના વિશેષ બંદાઓએ ઝિક્રનો ખુબ જ પ્રબંધ કર્યો. કોઈ જમાનો એવો નથી ગયો જેમા અલ્લાહ તઆલાના વિશેષ બંદાઓએ ઝિક્રથી મોઢુ ફેરવ્યુ હોય. આજે પણ ખાનકાહોમાં દિલની સફાઈ માટે બીજા કાર્યોની સાથે સાથે ઝિક્રનો ખૂબ જ પ્રબંધ કરાવવામાં આવે છે અને ઝિક્રની તાકીદ કરવામાં આવે છે.

## મઅમૂલાત (અલ્લાહની યાદ માટેના કાર્યો કરવા)

હવે ઝિક્રના અમુક પ્રકારોનો ઉલ્લેખ કરવામાં આવે છે જે ખાનકાહોમાં માણસના શોખ મુજબ કરાવવામાં આવે છે.

(૧) નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત, સદ્કએ ફિત્ર, કુર્બાની અને શરીઅતના બીજા આદેશો (ગુનાહોથી પોતાને બચાવવુ, અખ્લાક (સંસકાર), રહેણી-કરણી, લેવડ-દેવડ વગેરે)ને અનુસરવાની સાથે સાથે નીચેના મામૂલાત અદા કરવા.

## (૧) કુર્આને મજીદની તિલાવત

જેઓ હાફિઝ છે તેઓ માટે દરરોજ ત્રણ સિપારા અને જેઓ હાફિઝ નથી તેઓ માટે દરરોજ એક સિપારો, અને જેઓ કુર્આન અંદર જોઈને પણ નથી પઢી શકતા તેઓ આજ થી જ કુર્આને મજીદ શિખવાની શરૂઆત કરી દે.

## (૨) તસ્બીહાત

દરરોજ સવાર-સાંજ નિમ્ન લિખીત ત્રણ-ત્રણ તસ્બીહાતની પાબંદી કરવામાં આવે.

(૧) દુરૂદ શરીફ : સવાર-સાંજ એકસો(૧૦૦)-એકસો(૧૦૦) વખત દુરૂદ શરીફ પઢવામાં આવે.

(૨) ત્રીજો કલિમો : દરરોજ સવાર-સાંજ એકસો(૧૦૦)-એકસો

(૧૦૦) વખત ત્રીજો કલિમો પઢવામાં આવે.

''સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુલિલ્લાહિ, વ લા ઈલાહ ઈલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર, વલા હવલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ''

## (૩) ઈસ્તિગ્ફાર

એકસો(૧૦૦)-એકસો(૧૦૦) વખત સવાર-સાંજ કોઈ પણ ઈસ્તિગ્ફાર ના શબ્દોથી ઈસ્તિગ્ફાર કરવામાં આવે. અને દિલથી પોતાના ગુનાહો પર શરમ(નદામત) સાથે કરે. ઈસ્તિગ્ફાર ના શબ્દો (૧) અસ્તગ્ફિરૂલ્લાહ રબ્બી મિન કુલ્લિ ઝમ્બીન વ અતુબુ ઈલયહિ (૨) અસ્તગ્ફિરૂલ્લાહ-લ્લઝી લા ઈલાહ ઈલ્લા હુવલ હય્યુલ કય્યુમ વ અતુબુ ઈલયહિ (૩) રબ્બીગ્ફિર વરહમ વ અનત ખયરુર્રાહિમીન (૪) અસ્તગ્ફિરૂલ્લાહ

## (૪) ચાલીસ દુરૂદ શરીફ

એક પુસ્તકમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)તરફ થી વર્ણવેલ દુરૂદ શરીફના અલગ અલગ શબ્દોનું સંપાદન કરવામાં આવ્યુ છે. કોઈ એક સમય નક્કી કરી દરરોજ આ પુસ્તકને એક વખત પઢવામાં આવે. (આ પુસ્તક ચહલ દુરૂદ શરીફના નામથી પ્રખ્યાત છે.)

## (૫) અલ હિઝબુલ આઝમ

આ એક દુઆઓનું પુસ્તક છે જેમા એક વિદ્ધાન આલિમ હઝરત મુલ્લા અલી કારી(રહ.)એ હુઝૂર(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની લગભગ બધીજ દુઆઓનું વર્ણન કર્યુ છે. દુઆ તો આપણે માંગીએ છીએ અને અલ્લાહ તઆલાથી પોતાની જરૂરતોનો સવાલ પણ કરીએ છીએ કે યા અલ્લાહ રોઝી આપ, કારોબારમાં બરકત આપ, નૈક ઔલાદ આપ, મને અને મારા ઘરવાળાઓને તંદુરસ્તી આપ, મારા ગુનાહો માફ કરી દે વગેરે વગેરે. બસ આટલી દુઆઓ આપણી ઝબાન પર હોય છે, જયારે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દુનિયા-આખિરતની બધીજ જરૂરતો આપણને માંગીને બતાવી કે બંદાએ અલ્લાહ તઆલાથી શું શું માંગવુ જોઈએ. આ બધી જ દુઆઓનું વર્ણન **''અલ હિઝબુલ આઝમ''**માં કરવામાં આવ્યુ છે. એક વાત આ છે કે આપણે આપણા શબ્દોમાં અલ્લાહ તઆલાથી દુઆ માંગીએ

અને એક નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બતાવેલ શબ્દો વડે દુઆ માંગીએ, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના શબ્દોનો અંદાજો લગાવવો મુશ્કેલ છે અને તેની બરકતનો અંદાજો લગાવવો મુશ્કેલ છે. માટે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના શબ્દો વડે દુઆ માંગવામાં ફાયદો વધારે છે. અલ હિઝબુલ આઝમમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની દુઆઓને સાત ભાગોમાં વહેંચવામાં આવી છે. દરેક ભાગ પર દિવસોના નામ લખવામાં આવ્યા છે. જેવી રીતે શનિવારની મંઝિલ, રવિવારની મંઝિલ વગેરે. હવે શનિવારની મંઝિલને શનિવારે પઢવામાં આવે, રવિવારની મંઝિલને રવીવારે પઢવામાં આવે. આ રીતે દરરોજ દરરોજની મંઝિલ પઢવાથી એક અઠવાડીયામાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની બધીજ દુઆઓ પઢી લેવામાં આવશે. અલ હિઝબુલ આઝમમાં અરબી દુઆઓ પઢવાની સાથે સાથે અમુક અમુક વખત તેનું અનુવાદ પણ પઢવામાં આવે. જેથી સમજમાં આવે કે હું શું માંગી રહયો છુ. આ રીતે અનુવાદ પઢવાથી શું માંગી રહયો છુ તેનો અંદાજો થશે અને અલ હિઝબુલ આઝમ પઢવાનો શોખ વધશે.

આ મામુલાતની સાથે સાથે દરેક ફર્ઝ નમાઝ પછી આયતુલ કુર્સી અને તસ્બીહે ફાતિમી ( ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલ્હમ્દુલિલ્લાહ, ૩૪ વખત અલ્લાહુ અકબર ) પઢવામાં આવે. અને સુતા પહેલા વુઝુ કરી લેવામાં આવે પછી તસ્બીહે ફાતિમી, સુરએ ફાતિહા, આયતુલ કુર્સી પઢી લેવામાં આવે, પછી સુરએ કુલ યા અય્યુહલ કાફિરૂન પઢવામાં આવે, પછી સુરએ ઈખ્લાસ, સુરએ ફલક અને સુરએ નાસ ત્રણ-ત્રણ વખત પઢી પોતાના હાથો પર દમ કરી આખા શરીર પર હાથ ફેરવી લેવામાં આવે. પછી સુવાની દુઆ પઢી સુન્નત પ્રમાણે સુવામાં આવે. આ જ રીતે દિવસમાં પોતાને લગતી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતોનું જ્ઞાન મેળવી પોતાના જીવનને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના જીવન મુજબ કરવાનો પ્રયાસ કરવામાં આવે. બની શકે ત્યાં સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની કોઈ સુન્નત છોડવામાં ન આવે. અને પોતાને ગુનાહોથી બચાવવાનો પ્રબંધ કરવામાં આવે.

## (૬) ઝિક્રે જહરી (ઉંચા અવાજે ઝિક્ર કરવુ)

આ પ્રારંભિક મામુલાત પછી મુરીદના શોખ પ્રમાણે ઝિક્રે જહરીની

તાકીદ કરવામાં આવે છે. આ ઝિક્ર જોરથી કરવામાં આવે છે અને તેની વિશેષ રીત પ્રમાણે વિશેષ સંખ્યામાં કરવામાં આવે છે. બુઝુર્ગોનો અનુભવ છે કે આ રીતે ઝિક્ર કરવાથી દિલ જલ્દી રોગોથી સાફ થઈ જાય છે અને માણસના દિલનો સંબંધ અલ્લાહ તઆલાથી જોડાઈ જાય છે. અને દિલમાં અલ્લાહ તઆલા ની મુહબ્બત પેદા થઈ જાય છે. આ સિવાય આ ઝિક્રના ઘણા બધા ફાયદાઓ છે. આ ઝિક્ર વિશે એક વાત યાદ રાખવામાં આવે કે જયાર સુધી શેખ ન બતાવે ત્યાર સુધી આ ઝિક્ર ન કરવુ જોઈએ અને શૈખે જેટલી સંખ્યામાં બતાવ્યુ હોય એટલી જ સંખ્યામાં કરવામાં આવે. હા, આ ઝિક્રમાં જે શબ્દો છે માણસ તેને આ રીત છોડી (જેનું વર્ણન નીચે કરવામાં આવશે) ધીરે ધીરે જેટલી વખત પઢવા માંગે પઢી શકે છે તેમા શેખની ઈજાજત લેવાની પણ જરૂરત નથી. ઝિક્રે જહરીની રીત આ પ્રમાણે છે.

તહજ્જુદની નમાઝ પછી અથવા ફજરની નમાઝ પછી અથવા કોઈ નક્કી કરેલ સમયે તૌબા ઈસ્તિગ્ફાર અને આજીજી સાથે દુઆ માંગી આ દુઆ પઢે ''અલ્લાહુમ્મ તહહીર કલ્બી મિનગયરિક વ નવ્વીર કલ્બી બિનુરી મઅરિફતિક'' આ દુઆ પછી એક મીનીટ માટે ધ્યાન કરે કે હું જેટલી વાર અલ્લાહ તઆલાનું ઝિક્ર કરીશ અલ્લાહ તઆલા મને તેટલી વાર યાદ કરશે. અને મારી તરફ ખાસ ધ્યાન(તવજ્જોહ) ફરમાવશે. ત્યાર પછી અગિયાર (૧૧) વખત દુરૂદ શરીફ અને તેર(૧૩) વખત સુરએ ઈખ્લાસ અથવા યાસીન શરીફ પઢી પોતાના સિલ્સિલાના બુઝુર્ગોને ઈસાલે સવાબ કરી દે.

પછી પલાંઠીવાળીને બેસે અને પોતાની પીઠને સીધી રાખે અને પછી ખુબજ શાંતિ પૂર્વક (ઈત્મિનાન)અને સુંદર અવાજમાં ઝિક્રની શરૂઆત કરે. આ રીતે કે માથુ થોડુક દિલની તરફ નમાવે અને 'લા'ને જોર અને મદની સાથે દિલથી ખેંચી અને 'ઈલાહ'ને જમણા ખભા પર લઈ જઈ માથુ પીઠ તરફ નમાવી આ ખ્યાલ કરે કે દિલથી અલ્લાહ તઆલા સિવાય બધી જ વસ્તુઓને બહાર કાઢી પીઠ પાછળ નાંખી દીધી અને પછી શ્વાસ છોડી 'ઈલ્લલ્લાહ'ની ઝર્બ દિલ પર લગાવે (અહીંયા ઝર્બનો અર્થ છે ખભાથી માથુ પાછુ લાવી દિલ તરફ નમાવી દેવુ) આ ઝર્બ સાથે ખ્યાલ કરે કે અલ્લાહ તઆલાની મોહબ્બત અને નૂર દિલમાં પ્રવેશી રહ્યો છે. આ રીતે 'લા ઈલાહ ઈલ્લલ્લાહુ'નું ઝિક્ર

બસ્સો (૨૦૦) વખત કરે. વચ્ચે દસ, અગિયાર વખત લા ઈલાહ ઈલ્લલ્લાહુ પછી મુહંમ્મદુર્રસુલુલ્લાહ પઢી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર દુરૂદ શરીફ પઢે. બસ્સો વખત લા ઈલાહ ઈલ્લલ્લાહુનું ઝિક્ર કર્યા પછી એકાદ મીનીટ માટે ખ્યાલ કરે કે અલ્લાહ તઆલા તરફથી ફૈઝ અને નુર મારા દિલમાં પ્રવેશી રહ્યુ છે.

પછી ફકત 'ઈલ્લલ્લાહુ' ને ચાર સો (૪૦૦) વખત દિલ પર ઝર્બ લગાવી ને પઢે અને પછી એકાદ મીનીટ માટે ખ્યાલ કરે કે અલ્લાહ તઆલા તરફથી ફૈઝ અને નૂર મારા દિલમાં પ્રવેશી રહ્યુ છે.

પછી 'અલ્લાહુ અલ્લાહ' છસ્સો (૬૦૦) વખત પઢે આ રીતે કે પેહલા શબ્દ અલ્લાહ ની 'હા' પર પેશ પઢે જેવી રીતે 'અલ્લાહુ' અને બીજા શબ્દ અલ્લાહ પર સાકિન પઢે જેવી રીતે 'અલ્લાહુ અલ્લાહ' આંખો બંધ કરી માથુ જમણા ખભા પર લાવી અલ્લાહુ અલ્લાહ ની બંને ઝરબ દિલ પર લગાવે. વચ્ચે કયારેક કયારેક 'અલ્લાહુ હાઝિરી, અલ્લાહુ નાઝિરી' (અલ્લાહ તઆલા મારી પાસે મૌજૂદ છે, અલ્લાહ તઆલા મને જોઈ રહ્યો છે) પઢી લેવામાં આવે. (અલ્લાહુ અલ્લાહ ને એક વખત ગણવામાં આવે ન કે બે વખત)

પછી ફકત 'અલ્લાહ'ને સો વખત દિલ પર ઝર્બ લગાવી પઢવામાં આવે.

આ તસ્બીહને ''નફી ઈસ્બાતની બારા તસ્બીહ'' કહેવામાં આવે છે.

કોઈ માણસ મામુલાતને વધારવા માંગે તો આ જ તસ્બીહમાં પોતાની તાકત મુજબ પોતાના શેખથી મશ્વેરો કર્યા પછી વધારો કરી શકે છે. જેવી રીતે હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિર મક્કી (રહ.) ફરમાવે છે કે ઈસ્મેઝાત એટલે 'અલ્લાહ' આ ઝિક્રને દિવસમાં એક લાખ પચીસ હજાર (૧,૨૫૦૦૦) વખત કરવામાં આવે. આ સૌથી ઉંચો દરજ્જો છે. જો આ ન થઈ શકે તો ચોવીસ હજાર (૨૪૦૦૦) વખત આ ઝિક્ર કરવામાં આવે, આ વચલો દરજો છે અને જો આ પણ ન થઈ શકે તો ૧૨૦૦૦ (બાર હજાર) વખત આ ઝિક્ર (અલ્લાહ) કરવામાં આવે.

## (૭) પાસે અન્ફાસ (દરેક ક્ષણ અલ્લાહની યાદમાં રહેવુ.)

પાસે અન્ફાસ નો અર્થ આ છે કે આ વાતની ટેવ પાડવામાં આવે કે કોઈ શ્વાસ અલ્લાહ તઆલાના ઝિક્ર વગર ન અંદર જાય અને ન તો બહાર આવે. આ રીતે ઝિક્ર કરવાની વિશેષ રીત છે જે પોતાના શેખથી શીખી લેવી જોઈએ.

## (૮) મુરાકબા (સમાધિયોગ) :

બયઅત થયા પછી અમુક સમયે દિલની શુધ્ધી તથા સદ્કાર્યો કરવા અને બદ્કાર્યોથી બચવુ સરળ થઈ જાય તે હેતુ થી મુરાકબા કરાવવામાં આવે છે મુરાકબાનો અર્થ થાય છે પોતાનું સંરક્ષણ (દેખ-રેખ) કરવી. મુરાકબામાં કોઈ એક વસ્તુ તરફ પોતાનું ધ્યાન કેન્દ્રીત કરી દેવામાં આવે છે. આ મુરાકબાના ઘણ પ્રકારો છે અમુક મુરાકબાતનો અહીંયા ઉલ્લેખ કરવામાં આવે છે,

### (૧) મુરાકબ-એ-ઝાતેબારી (ઝાતેબારી અર્થાત અલ્લાહ તઆલા)

આ મુરાકબામાં ધ્યાન અલ્લાહ તઆલા તરફ કેન્દ્રીત કરવામાં આવે છે કે અલ્લાહ તઆલા જ આખી દુનિયાને પેદા કરનાર છે. અને તે બધાનો પાલનહાર છે. બધી જ વસ્તુઓને જાણનાર છે અને આખી દુનિયાને ચલાવનાર છે બધા જ તેના મોહતાજ છે તે કોઈનો પણ મોહતાજ નથી, તે બધી જ ખામીઓથી પાક છે અને બધી જ કાબેલિયત (કમાલ) તેનામાં છે અને આ ધ્યાન જમાવવામાં આવે કે અલ્લાહ તઆલા મારા દિલમાં મૌજૂદ છે, અલ્લાહ તઆલા મને જોઈ રહ્યો છે અને તે મને જાણે છે મારી કોઈ હાલત કે મારા દિલમાંથી પસાર થનાર કોઈ ખ્યાલ તેનાથી છુપાયેલો નથી.

### (૨) મુરાકબ-એ-મોહબ્બત

આ મુરાકબામાં આ ધ્યાન જમાવવામાં આવે છે કે અલ્લાહ તઆલાને મારાથી મુહબ્બત છે. અલ્લાહ તઆલા મને ચાહે છે. આ મુરાકબો અત્યંત ફાયદાકારક છે, આ મુરાકબાના કારણે બંદાના દિલમાં અલ્લાહ તઆલાની મુહબ્બત પેદા થાય છે. અને માણસ કેટલીય મુસીબત અને પરેશાનીમાં હશે પરંતુ જયારે તે આ મુરાકબો કરશે તો બધીજ પરેશાનીઓ ખતમ થઈ જશે કારણ કે જયારે તે યકીન કરશે કે અલ્લાહ તઆલાને મારાથી મોહબ્બત છે તો તે સમજશે કે આ મુસીબતમાં મારા માટે અવશ્ય કોઈ ફાયદો છુપાયેલો હશે ત્યારે જ તો અલ્લાહ તઆલાએ મારી ઉપર આ પરેશાની ઉતારી છે. નહી તો કોણ મહબૂબને તકલીફમાં જોવાનું પસંદ કરે છે?

## (૩) મુરાકબ-એ-રૂયત

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે ''શું તેને ખબર નથી કે અલ્લાહ તઆલા તેને જોઈ રહ્યો છે?'' આ મુરાકબામાં આ આયતના તરજુમા(અનુવાદ) તરફ ધ્યાન કેન્દ્રીત કરવામાં આવે છે. આ રીતે મુરાકબો કરવાથી અલ્લાહ તઆલાનો ઈસ્તેહઝાર (અર્થાત આ વાતનું દરેક સમયે ધ્યાન પ્રાપ્ત થાય છે કે અલ્લાહ તઆલા મને જોઈ રહ્યો છે, આ રીતે અલ્લાહ તઆલાનું ધ્યાન રહેવાથી માણસ માટે ગુનાહોથી બચવુ સરળ થઈ જાય છે) પ્રાપ્ત થઈ જાય છે.

## (૪) મુરાકબ-એ-આખિરત

મુરાકબ-એ-સફરે આખિરતનો અર્થ આ છે કે માણસ આ વાત પર ધ્યાન કેન્દ્રીત કરે કે હું દરેક સમયે આખિરતના સફરમાં છુ. ધીરે ધીરે હું આખિરતથી નજીક થઈ રહ્યો છુ. અને દુનિયાથી દૂર થઈ રહ્યો છુ. આખિરતના અમર રહેવા(હંમેશા) વિશે તથા ત્યાંની સફળતા અને નિષ્ફળતા વિશે વિચારે. આ મુરાકબો કરવાથી આખિરતની ફિક્ર દિલમાં જન્મ લેશે, જે દરેક સદ્કાર્ય કરવામાં મદદગાર અને દરેક બદ્કાર્યથી બચવામાં મદદરૂપ નિવડશે.

## (૫) મુરાકબ-એ-મૌત

આ મુરાકબામાં આ વાત તરફ ધ્યાન કેન્દ્રીત કરવામાં આવે છે કે એક દિવસ મરવાનું છે અને મૌત પછી કબ્રમાં જવાનું છે. કબ્રમાં સાંપ, વિંછી અને ઝેરીલા જાનવરો છે. સદ્કાર્યો કરનાર માટે કબ્ર જન્નતનો એક બાગ છે. પછી કબ્રમાંથી ઉઠવાનું છે અને જીવનનો હિસાબ આપવા માટે અલ્લાહ તઆલાની સમક્ષ રજુ થવાનું છે. પુલ સિરાત પર થી પસાર થવાનું છે. આ રીતે મૌત અને મોત પછી આવનાર હાલાતને માણસ વિચારે. જયારે માણસ આ મુરાકબો ધ્યાનપૂર્વક અને પાબંદી સાથે કરે છે તો પછી ગુનાહિત કાર્યો કરવા અત્યંત મુશ્કેલ થઈ જાય છે. (અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ)

## મવાનેઅ (વિધ્નો)

દિલની સફાઈના કાર્યમાં અમુક વસ્તુઓ એવી છે જેના કારણે દિલની સફાઈનું કાર્ય અટકી જાય છે અને માણસને લાંબા સમય સુધી શૈખની સોહબતમાં રહેવાથી પણ ફાયદો થતો નથી અને માણસનું દિલ સાફ થતુ

નથી આ વસ્તુઓને તસવ્વુફની પરિભાષામાં મવાનેઅ (વિઘ્નરૂપી કાર્યો) કહેવામાં આવે છે, અહીંયા અમુક મવાનેઅ નો ઉલ્લેખ કરવામાં આવે છે જેથી આ રસ્તા પર ચાલનાર લોકો આ કાર્યોથી પોતાને બચાવવાનો પ્રબંધ કરે.

## (૧) સુન્નતો વિરુધ્ધ ચાલવુ

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતોમાં આ બરકત છે કે જે માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરે છે અલ્લાહ તઆલા તે માણસથી મુહબ્બત કરે છે અને અલ્લાહ તઆલા તે માણસના દિલને પાક સાફ કરી ઉંચા દરજજા સુધી પહોંચાડી દે છે. સુન્નતો પર અમલ પાબંદી સાથે કરવાના કારણે માણસ ખૂબ જ જલ્દી આ રસ્તામાં સફળતા પ્રાપ્ત કરી લે છે અને જો સુન્નતો પર અમલ પાબંદી સાથે માણસ અમલ ન કરે તો નિપૂણ શેખની સોહબતમાં લાંબા સમયગાળા સુધી રહેવાથી પણ ફાયદો થતો નથી અને માણસને સફળતા પ્રાપ્ત થતી નથી. શૈખ સઅદી(રહ.) ફરમાવે છે ''જે માણસ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સિવાય બીજા કોઈનો રસ્તો અપનાવશે તે કદીય સફળતા પ્રાપ્ત કરી શકશે નહી.''

આજ સુધી જેટલા લોકો અલ્લાહ તઆલા સુધી પહોંચ્યા અને તેઓને અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત થઈ અને તેઓ વિલાયતના દરજજા સુધી પહોંચ્યા તેઓ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતોને અનુસરવાના કારણે તે દરજજા પર પહોંચ્યા. અને બધા જ અવલિયા આ વાત પર સંમત છે કે સુન્નતોને અનુસરવા વગર કોઈ માણસ વલી બની શકતો નથી. માટે જયારે દિલની સફાઈના આ રસ્તામાં પગ મુકવામાં આવે તો સૌ પ્રથમ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની સુન્નતોનું જ્ઞાન પ્રાપ્ત કરી સુન્નતો પર અમલ કરવાની શરૂઆત કરી દે. અને જીવન આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જીવન મુજબ ગુજારવાનો પ્રબંધ કરે.

હવે ઈત્તિબાએ સુન્નત વિશે અમુક વાતો રજૂ કરવામાં આવે છે.

## ઈત્તિબાએ સુન્નત (આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતોને અનુસરવું)

દિલની સફાઈના રસ્તામાં ઈત્તિબાએ સુન્નત (આપ સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમની સુન્નતોને અનુસરવુ)ની ખુબ જ મહત્વતા છે અને આ રસ્તામાં સફળતા પ્રાપ્ત કરવા માટે ઈત્તિબાએ સુન્નત ઘણુ જ ઉપયોગી છે. માટે અહીંયા ઈત્તિબાએ સુન્નત વિશે અમુક વાતો રજૂ કરવામાં આવે છે.

અલ્લાહ તઆલાએ હુઝુરે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને આખા જગત માટે કલ્યાણરૂપ(રહમત) બનાવીને મોકલ્યા હતા. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની એક એક પધ્ધતિ અને શૈલી(અદા) અલ્લાહ તઆલાને ખૂબ જ પસંદ હતી. માટે જે પણ માણસ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પવિત્ર શૈલી અને સુન્નત તરીકાઓને જેટલો વધારે અપનાવશે તેટલો જ તે માણસ અલ્લાહ તઆલાની નજીક થતો જશે. અહીંયા સુધી કે તે માણસ અલ્લાહ તઆલાનો મહબૂબ થઈ જશે. દરેક કાર્યમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઈત્તિબાઅ જયાં માણસ માટે ખૂબ જ સૌભાગ્ય (ખુશનસીબી)ની વાત છે ત્યાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)સાથે મુહબ્બત અને ઈશ્કની નિશાની પણ છે. દુનિયાના બધાજ માણસોમાં ફકત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની જાતને આ મહત્ત્વતા પ્રાપ્ત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની વાતો, કાર્યો, તેમની રહેણી-કરણીની પધ્ધતિઓ, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની શકલ, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ચાલવાની શૈલી, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની બોલવાની શૈલી, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો સ્વભાવ, આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ખાવા, પીવા, ચાલવા, ફરવા, ઉઠવા, જાગવા, બેસવા, હંસવા વગેરે પવિત્ર શૈલીઓને અને તરીકાઓને સુરક્ષિત(મહફૂઝ) કરી દેવામાં આવી છે. આ મહત્તા બીજા કોઈ માણસ કે કોઈ પણ નબીને પ્રાપ્ત નથી. અહીંયા સુધી કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કોઈ વાત બોલવા સમયે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના ચહેરાના ચહેરાના હાવભાવનું વર્ણન પણ પુસ્તકો માં આવરી લેવામાં આવ્યુ છે. આપણા માટે આ વાત ગર્વરૂપી છે કે આપણને તે જાતની અનુકરણ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે કે જેઓની એક એક જીવન શૈલી ૧૪૦૦ વર્ષ પસાર થયા પછી પણ આપણી પાસે મૌજૂદ અને સુરક્ષિત છે. હવે જરૂરત આ વાતની છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના પવિત્ર

જીવનનું સંપૂર્ણ જ્ઞાન મેળવી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સંપૂર્ણ ઈત્તિબાઅ કરવામાં આવે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઈત્તિબાઅ કરવાની કુર્આન અને અહાદીષમાં ઘણી તાકીદ કરવામાં આવી છે અને તેના ફાયદાઓનું વર્ણન કરવામાં આવ્યુ છે. અહીંયા અમુક આયતો, હદીષો અને હઝરાતે સહાબા(રદિયલ્લાહુ અન્હુમ)નો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અનુકરણના શોખ વિશે અમુક વાતોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

**આયત :** હે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)આપ લોકોને ફરમાવી દો કે જો તમે અલ્લાહ તઆલાથી મોહબ્બત રાખો છો તો મારા તાબેદાર બનો (અર્થાત મારી ઈત્તિબાઅ કરો) જેથી અલ્લાહ તઆલા પણ તમારાથી મોહબ્બત કરશે અને તમારા સર્વ ગુનાહોને માફ કરી દેશે અને અલ્લાહ તઆલા ખૂબ જ બખ્શનાર અને અત્યંત દયાળુ છે. (પારા:૩, રૂકુઅ:૧૨, આયત:૩૦)

માણસ જયારે બીજાથી મોહબ્બતનો દાવો કરે છે તો તે પોતાની મરજી મુજબ વર્તી પોતાને સાચો પ્રેમી સાબિત કરી શકતો નથી. પરંતુ જેની મોહબ્બતનો દાવો કરે છે તેની ઈચ્છા અનુસાર પોતાની ઈચ્છા કરી દે છે. તેથી સામેવાળો પણ આ માણસથી મોહબ્બત કરવા લાગે છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે જો તમે મારી મોહબ્બત પ્રાપ્ત કરવા માંગો છે તો મારા રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઈત્તિબાઅ કરો. મારા રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અનુકરણ કરવાના કારણે તમોને મારી મોહબ્બત પણ પ્રાપ્ત થશે અને સાથે સાથે હું તમારા સર્વ ગુનાહોને માફ કરી દઈશ. કારણ કે હું ઘણો જ બખ્શનાર અને અત્યંત દયાળુ છું.

આ આયતથી એક ઘણી જ મોટી ફઝીલતનું જ્ઞાન થયું કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અનુકરણના કારણે માણસને અલ્લાહ તઆલાની મોહબ્બત પ્રાપ્ત થઈ જાય છે કોઈ માણસથી અલ્લાહ તઆલા મોહબ્બત કરવા લાગે આ ઘણી જ મોટી ફઝીલતની વાત છે અને બીજો ફાયદો આ થાય છે કે અલ્લાહ તઆલા તેના સર્વ ગુનાહોને માફ કરી દે છે.

**આયત:** અને જે કોઈ અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો આદેશ માની લેશે તો તેઓ પણ તે લોકોની સાથે (જન્નત)માં હશે, જેઓ પર અલ્લાહ તઆલા એ ખાસ કૃપા કરી છે. એટલે નબીઓ,

સિદ્દીકો, શહીદો અને બુઝુર્ગોની સાથે (અને આ લોકો) ખૂબ જ સારા સહવાસી છે. (પારા :૫, રૂકુઅ:૬, આયત:૬૯)

આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે કે જેઓ અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આદેશોને અનુસરશે અર્થાત અલ્લાહ તઆલાના આદેશોનું પાલન કરશે અને રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું અનુકરણ કરી તેઓની સુન્નતોને અનુસરશે તો અલ્લાહ તઆલા આવા લોકોને તે લોકો સાથે જન્નતમાં રાખશે, જેઓ પર અલ્લાહ તઆલાએ ખાસ કૃપા કરી છે. અર્થાત નબીઓ (જેની પાસે અલ્લાહ તઆલા તરફથી વહી આવે છે), સિદ્દીકો(વહી દ્વારા નબી પાસે જે આદેશો-સંદેશો આવે તેની ઉપર જેનું દિલ પોતાની મેળે જ સાક્ષી આપે અને દલીલ વિના માની લે તેને સિદ્દીક કહેવામાં આવે છે), શહીદો(નબીના પ્રત્યેક આદેશનું પાલન કરતા તે માટે પોતાના પ્રાણ સુદ્ધા આપી દેવા આતૂર રહે તેને શહીદ કહેવામાં આવે છે) અને બુઝુર્ગો(જે માણસ સ્વભાવિક રીતે જ નેક હોય અને પોતાના નફસ અને શરીરને બુરાઈઓથી પાક કરી ચુકયો હોય તે બુઝુર્ગ છે) આ લોકો સાથે અલ્લાહ તઆલા તે માણસને જન્નતમાં રાખશે જે અલ્લાહ તઆલાના આદેશોનું પાલન કરી રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અનુકરણ કરે છે અને આ લોકો ઘણા સારા સાથી છે.

**આયત :** જે કોઈએ રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો આદેશ માન્યો તો તે માણસે ખરેખર અલ્લાહ તઆલાનો આદેશ માન્યો. જે કોઈ માણસે પીઠ ફેરવી તો (નબીએ દિલગીર થવા જેવુ નથી કારણ કે) અમે આપને તેઓ પર રક્ષક બનાવી મોકલ્યા નથી. (પારા:૫, રૂકુઅ:૮, આયત:૮૦)

આ આયતમાં આ વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે માણસ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આદેશો માને અર્થાત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું અનુકરણ કરે તો ખરેખર તે માણસે અલ્લાહ તઆલાની જ વાત માની કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અલ્લાહ તઆલાની મરજી વિના ન તો કંઈ બોલતા હતા અને ન તો કંઈ કરતા હતા.

**આયત:** જે માણસ અલ્લાહ તઆલા અને તેના રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આજ્ઞા નું પાલન કરશે (અર્થાત અલ્લાહ તઆલાના આદેશોને

અનુસરશે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઈત્તિબાઅ કરશે) તો તે મહાન સફળતા પ્રાપ્ત કરી લેશે. (પારા:૨૨, રૂકુઅ:૬, આયત:૭૧)

આ આયતમાં અલ્લાહ તઆલાના આદેશોને અનુસરવા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું અનુકરણ કરવાને મહાન સફળતા બતાવવામાં આવી છે. કુર્આનની આ ઉપરોકત આયતોથી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું અનુકરણ મહત્વતાનું જ્ઞાન થાય છે.

હવે અહાદીષનું વર્ણન કરવામાં આવે છે.

**હદીષ:** હઝરત અનસ(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસે મારી સુન્નત (તરીકા)થી મોહબ્બત કરી તે માણસે મારાથી મોહબ્બત કરી અને જે માણસે મારાથી મોહબ્બત કરી તે મારી સાથે જન્નતમાં હશે. (તિર્મિઝી)

આ હદીષમાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સુન્નત તરીકાથી મોહબ્બત રાખવા પર ખૂબ જ મોટી ફઝીલતનું વર્ણન કરવામાં આવ્યું છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના સુન્નત તરીકાથી મોહબ્બત કરવાનો અર્થ આ છે કે માણસ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરે કારણ કે જો વાસ્તવમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બત હશે તો માણસ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર જરૂર અમલ કરશે. (આ જ મોહબ્બતની કસોટી છે) અને જે માણસ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી મોહબ્બત કરશે તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે જન્નતમાં જશે.

**હદીષ:** હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસે મારી ઉમ્મતમાં બગાડ(ફસાદ)ની સમયે મારી એક સુન્નતને મજબુતી સાથે પકડી (અર્થાત તેની ઉપર પાબંદી સાથે અમલ કર્યો) તો તે માણસને સો(૧૦૦) શહીદોનો સવાબ આપવામાં આવશે. (મિશ્કાત)

આ હદીષના વિવરણમાં હઝરત શાહ મુહંમદ ઈસ્હાક દહેલ્વી(રહ.) ફરમાવે છે કે કાફિરો સાથે લડીને શહીદ થનારને ફકત એક વખત તકલીફ ઉઠાવવી પડે છે અને પછી તેના પ્રાણ ઉડી જાય છે. આથી તેને ફકત એક જ

શહીદનો સવાબ આપવામાં આવે છે. જયારે ઉમ્મતમાં બગાડના સમયે (જે સમયે સુન્નતો પર અમલ કરવો મુશ્કેલ થઇ જાય અને લોકો સુન્નતોની અને સુન્નતો પર અમલ કરનારની હાંસી ઉડાવે તથા સુન્નત પર અમલ કરનારને પરેશાન કરે તેને તકલીફો આપે) સુન્નત પર મજબુતી અને પાબંદી સાથે અમલ કરનારને એકસો(૧૦૦) શહીદોનો સવાબ એટલા માટે આપવામાં આવે છે કે એવા સમયમાં જયારે કાફિરો, ફાસિકો છવાયેલા હોય અને સુન્નતો પર અમલ કરવામાં દરેક બાજુથી કટાક્ષ અને કટુવચનો(તાના)ના જખ્મોથી માણસ દરેક સમયે શારીરિક અને માનસિક રીતે પીડાતો રહે છે એટલા માટે આવા માણસને સો શહીદોનો સવાબ આપવામાં આવે છે. (તફસીરે અઝીઝી)

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે કે જે માણસોએ મારી સુન્નતની રક્ષા કરી (અર્થાત દિલો જાનથી મારી સુન્નતોને મજબુત રીતે પકડી અને તેની ઉપર અમલ કર્યો)તો અલ્લાહ તઆલા આ માણસોને ચાર વસ્તુઓ આપશે. (૧) નેક લોકોના દિલોમાં તેઓની મોહબ્બત નાંખી દેશે. (૨) ફાસિકો અને વ્યાભિચારી લોકોના દિલોમાં આ માણસનો દબદબો અને ડર નાંખી દેશે. (૩) અલ્લાહ તઆલા આ માણસની રોજી ખુબ જ વધારી દે છે. (૪) દીનમાં દઢતા(પુખ્તગી) નસીબ ફરમાવશે. (શરહ શરઅતુલ ઈસ્લામ, ફતાવા રહીમિય્યા)

આ હદીષમાં સુન્નતો પર અમલ કરવાના ચાર મોટા મોટા ફાયદાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. સૌથી મોટી વાત આ છે કે સુન્નતો પર અમલ કરવાથી દીન પર ઈસ્તિકામત અને દઢતા પ્રાપ્ત થાય છે, અહીંયા સુધી કે આ માણસની વફાત ઈમાન, ઈસ્લામ અને સુન્નત પર થાય છે.

**હદીષ:** હઝરત માલિક બિન અનસ(રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે હું તમારી વચ્ચે બે વસ્તુઓને છોડીને જાઉં છું. જયાર સુધી તમે આ બંને વસ્તુઓને મજબુતીથી પકડી રાખશો કયારેય ગુમરાહ થશો નહી. તેમાંથી એક અલ્લાહ તઆલાની કિતાબ કુર્આને મજીદ છે અને બીજી વસ્તુ મારી સુન્નતો છે. (મુઅત્તા ઈમામ માલિક, મિશ્કાત)

આ હદીષમાં કુર્આને મજીદ પર અમલ કરવા અને આપ(સલ્લલ્લાહુ

અલયહિ વસલ્લમ) ની સુન્નતો પર અમલ કરવા પર ઘણા મોટા ફાયદાનું વર્ણન કરવામાં આવ્યુ છે કે આ બંનેને મજબુતીથી પકડવાથી અને તેની ઉપર અમલ કરવાથી મુસલમાનો કયારેય ગુમરાહ થશે નહી.

હઝરત ઈમામ અવઝાઈ(રહ.) ફરમાવે છે કે તેઓએ એક વખત અલ્લાહ તઆલાને સપનામા જોયા તો અલ્લાહ તઆલા એ તેઓથી સવાલ કર્યો તમે સારા કાર્યો કરવા અને ખરાબ કાર્યોથી બચવાની પાબંદી કરો છો? તેઓ એ જવાબ આપ્યો કે હા, હે અલ્લાહ! તારી મરજી અને તૌફીકથી આ કાર્ય થઈ રહ્યું છે. પછી ઈમામ અવઝાઈ(રહ.)એ દુઆ માંગી હે મારા પરવરદિગાર! મને ઈસ્લામની હાલતમાં મૌત આપજે, આ સાંભળી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું ઈસ્લામની સાથે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર પણ!!! (ફતાવા રહીમીય્યા)

આ સપનાથી આ વાત સાબિત થઈ કે માણસે ઈસ્લામની સાથે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર પાબંદીથી અમલ કરવો જોઈએ જેથી ઈસ્લામ અને સુન્નતોની હાલતમાં મોત આવે.

હઝરત મૌલાના અશરફઅલી થાનવી(રહ.) ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઈત્તિબાઅ નો ફાયદો આ છે કે જે માણસ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની શૈલી અને પદ્ધતિ અપનાવે છે તે માણસ પર અલ્લાહ તઆલાને પ્યાર અને મોહબ્બત આવે છે કે આ માણસે મારા મહબૂબ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો અપનાવી છે અને ઈત્તિબાએ સુન્નત અલ્લાહ તઆલા સુધી પહોંચવાનો સૌથી સરળ રસ્તો છે. (ફતાવા રહીમિય્યા)

તફસીરે અઝીઝીમાં લખ્યું છે કે જે માણસ આદાબ (શિષ્ટાચાર, સુશિલતા)માં આળસ દાખવે છે તે સુન્નતો પર અમલ કરવાથી વંચિત થઈ જાય છે અને જે માણસ સુન્નતો પર અમલ કરવામાં આળસ દાખવે છે તે માણસ ફર્ઝ છોડવાની મુસીબતમાં ફસાઈ જાય છે અને જે માણસ ફર્ઝ અદા કરવામાં આળસ દાખવે છે તે અલ્લાહ તઆલાની મઅરિફતથી વંચિત થઈ જાય છે.

## સુન્નત પર અમલ કરવાની મહત્ત્વતા પર એક વાકીઓ

હઝરત મુજદ્દીદ અલ્ફેષાની(રહ.)ની સેવામાં એક બુઝુર્ગ આવ્યા

અને કહેવા લાગ્યા મને કેટલાક વર્ષો સુધી કબ્જ(દિલની એક હાલત જેમાં માણસને સદ્કાર્યોની રગબત ઓછી થઈ જાય છે તથા દિલ સદ્કાર્યોમાં લાગતુ નથી અને સદ્કાર્યોમાં કોઈ લઝ્ઝત આવતી નથી)રહ્યો. હું તમારા શૈખ હઝરત બાકી બિલ્લાહ(રહ.)ની ખિદ્મતમાં ગયો હતો અને કબ્ઝની શિકાયત કરી હતી તો હઝરત બાકીબિલ્લાહ(રહ.)ની દુઆ અને તવજ્જોહથી કબ્ઝની હાલત દૂર થઈ ગઈ હતી. તમે પણ તવજ્જોહ અને દુઆ ફરમાવી દો કારણ કે હઝરત બાકીબિલ્લાહ(રહ.)એ પોતાના બધા જ ખુલફા અને મુરીદોને આપની સુપરત કર્યા છે, આ સાંભળી હઝરત મુજદ્દીદ અલ્ફેષાની(રહ.) ફરમાવવા લાગ્યા કે મારી પાસે તો સુન્નતો પર અમલ કરવા સિવાય કોઈ વસ્તુ નથી (અર્થાત તવજ્જોહ કરવી મારી તાકતમાં નથી) આ સાંભળી તે બુઝુર્ગ પર એક હાલત છવાઈ ગઈ (જેને વજદ કહેવામાં આવે છે) આ વજદના કારણે સરહિંદ (મુજદ્દીદ અલ્ફેષાનીનું શહેર)ની પૃથ્વી હલ્વા લાગી અને ભુકંપના આંચકા અનુભવાયા, હઝરત મુજદ્દીદ(રહ.)એ નોકરને કહ્યું કે મારી મિસ્વાક લાવો, આપ(રહ.)એ મિસ્વાક જમીન પર ટેકવી દીધી તેથી જમીનનું ભુકંપ બંધ થઈ ગયુ અને તે બુઝુર્ગની વજદની હાલત પણ ખતમ થઈ ગઈ. પછી હઝરત મુજદ્દીદ અલ્ફેષાની(રહ.)એ ફરમાવ્યું તમારી કરામત કે તમારી હાલતના કારણે સરહિંદની જમીન હલ્વા લાગી, જો હું દુઆ કરૂં તો સરહિંદના મૃત્યુ પામેલ લોકો ફરી જીવીત થઈ જાય પરંતુ વુઝુમાં મિસ્વાક કરવી મારી અને તમારી કરામતથી વધારે શ્રેષ્ઠ છે. (ફતાવા રહીમિય્યા, દુરરે લા-ષાની)

આ ઘટનાથી જાણ થઈ કે એક સુન્નત પર અમલ કરવુ કરામતથી પણ વધારે શ્રેષ્ઠ અને મહત્વની વાત છે.

## હઝરાતે સહાબા(રદી.)ના સુન્નતો પર અમલ કરવાના વાકિઆત

હઝરાતે સહાબા(રદી.)ને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી ઈશ્ક હતો. તેથી દરેક સહાબી(રદી.)નુ સમગ્ર જીવન આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ની સુન્નતોથી ભરેલુ હતુ અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરવાના કારણે જ તેઓએ દુનિયા અને આખિરતમાં સફળતા પ્રાપ્ત કરી. અહીંયા સહાબા(રદી.)ના સુન્નતો પર

અમલ કરવાના અમુક વાકિઆતનું વર્ણન કરવામાં આવે છે.

(૧) હઝરત અબુ ઉસ્માન(રહ.) ફરમાવે છે કે હું હઝરત સલ્માન(રદી.)ની સાથે એક વૃક્ષની નીચે હતો. તેઓએ વૃક્ષની એક સુકી ડાળી પકડી તેને ખેંચી જેથી તેના પાંદડાઓ જમીન પર ટપકવા લાગ્યા પછી તેઓ કહેવા લાગ્યા એ અબુ ઉસ્માન! પુછતા નથી મેં આ કાર્ય કેમ કર્યું? હઝરત અબુ ઉસ્માન(રહ.) એ કહ્યું બતાવી દો કે તમે આ કાર્ય કેમ કર્યું? હઝરત સલ્માન(રદી.)એ ફરમાવ્યું કે હું એક વખત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સાથે એક વૃક્ષ નીચે હતો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ પણ આ રીતે વૃક્ષની એક ડાળી પકડી તેને ખેંચી હતી જેથી તેના પાંદડાઓ જમીન પર ટપકવા લાગ્યા, પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ મને કહ્યું સલમાન! પુછતા નથી આ કાર્ય મેં કેમ કર્યું? પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ સારી રીતે વુઝુ કરે છે અને પાંચ ટાઈમની નમાઝ પઢે છે તો તેના ગુનાહો પણ આ રીતે ટપકી જાય છે જેવી રીતે આ વૃક્ષના પાંદડાઓ ટપકી ગયા. પછી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) એ કુર્આનની એક આયત પઢી જેનો અર્થ આ છે ''દિવસના બંને કિનારા પર અને રાત્રીના સમયે નમાઝ પઢો (આ વિધાનમાં પાંચેય નમાઝો આવી ગઈ કે ફજર અને ઝોહર દિવસના એક કિનારા પર છે અને અસર બીજા કિનારા પર તથા રાત્રીના સમયે મગ્રિબ અને ઈશાની નમાઝો છે) નિ:શંક સદ્કાર્યો બદ્કાર્યોને ખતમ કરી નાંખે છે.(અર્થાત સદ્કાર્યો કરવાથી ગુનાહ માફ થઈ જાય છે) આ નસીહતની વાત છે નસીહત કબુલ કરનાર માટે.'' (મુસ્નદે અહમદ)

આ હદીષમાં હઝરત સલમાન(રદી.)ની ઈત્તિબાએ સુન્નતનું એક ઉદાહરણ છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ જે કાર્ય જેવી રીતે કર્યુ એવી જ રીતે તેઓએ તે કાર્ય કરી બતાવ્યુ.

(૨) એક સહાબી(રદી.) હદીષનું વર્ણન કરતી વખતે જમીન ને પોતાના હાથ વડે ખોદી રહયા હતા. હદીષનું વર્ણન કર્યા પછી પોતાના શિષ્યને પુછ્યું, પુછતા કેમ નથી કે હું જમીન કેમ ખોદી રહ્યો હતો? પછી ફરમાવ્યું કે આ હદીષ જયારે મેં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી સાંભળી હતી તે સમયે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ પોતાના પવિત્ર હાથો વડે જમીન

ખોદી રહ્યા હતા.

આ હદીષથી પણ તે સહાબી(રદી.)ની ઈત્તિબાઅનું એક ઉદાહરણ મળ્યું કે તે હદીષને જમીન ખોદવાથી કોઈ સંબંધ ન હતો છતા પણ તેઓએ ફકત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઈત્તિબાઅમાં જમીન ખોદતા ખોદતા તે હદીષનું વર્ણન કર્યું.

(૩) એક વખત મદીનામાં શોર થયો કે રૂમ (એક દેશ)વાળાઓએ આક્રમણ કરી દીધુ, એક સહાબી(રદી.) ઘોડા ઉપર જીન લગાવ્યા વગર સવાર થઈ ગયા અને જયાંથી અવાજ આવ્યો હતો તે તરફ જલ્દીથી પહોંચી ગયા અને થોડીકવારમાં આ કહેતા પાછા ફર્યા કે ભયની કોઈ વાત નથી, ભયની કોઈ વાત નથી, લોકોએ પુછયું તમે આ રીતે વગર જીને સવાર કેમ થઈ ગયા? તેઓ ફરમાવવા લાગ્યા આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના જમાનામાં પણ આ રીતે શોર થયો હતો તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પણ જીન વગરના ઘોડા પર સવાર થઈ શોર આવવાની બાજુએ અમારાથી પહેલા પહોંચી ગયા હતા. તો ઈત્તિબાએ સુન્નતના કારણે મેં આ કાર્ય કર્યુ. (ઈત્તિબાએ સુન્નત કી બરકાત)

(૪) હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદી.) વિશે કિતાબોમાં લખવામાં આવ્યું છે કે તેઓ તે રસ્તા પર સફર કરતા હતા જયાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સફર કર્યો હતો, તો તેઓ તે જગ્યાએ જરૂરત ન હોતી છતા પણ પેશાબ કરવા માટે ઉતરતા હતા જયાં આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પેશાબ કરવા માટે ઉતર્યા હતા.

સારાંશ આ છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો પર અમલ કરવાની ઘણી મહત્ત્વતા છે અને તેના ઘણા ફાયદાઓ છે. દિલની સફાઈના કાર્યમાં સુન્નતો પર અમલ કરવાની ઘણી મહત્ત્વતા છે, સુન્નતો પર અમલ કરવાથી સફાઈનું કાર્ય ખુબ જ સરળ થઈ જાય છે, માટે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતોને જાણી તેની ઉપર અમલ કરવામાં આવે. અહીંયા આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો અને જીવન શૈલી વિશે લખવામાં આવેલ અમુક ઉર્દૂ કિતાબોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

(૧) રસૂલુલ્લાહ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)કી સુન્નતેં - મૌલાના હકીમ

અખતર સા.(રહ.)
(૨) અલયકુમ બિસુન્નતી
(૩) પ્યારે રસૂલ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)કી પ્યારી સુન્નતેં.
(૪) શમાઈલે કુબરા - મૌલાના ઈરશાદ સા.ભાગલપુરી(દા.બ.)
(૫) આદાબ-વ-સુનન - મૌલાના મુફતી અબૂબક્ર સા. પટણી(દા.બ.)
(૬) આદાબ-વ-સુનન - મૌલાના ઈસ્લામુલ હક્ક મઝાહિરી (દા.બ.)
(૭) ઉસ્વએ રસૂલે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) - ડૉ.અ.હય આરિફી (રહ.)

આ પુસ્તકો ઘરોમાં વસાવી તેનું વારંવાર વાંચન કરવુ જોઈએ અને ધીરે ધીરે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સુન્નતો આપણા જીવનમાં આવે તેના પ્રયાસો કરવા જોઈએ.

## (૨) શૈખના આદેશો વિરુધ્ધ ચાલવુ

આ રસ્તામાં નિષ્ફળ થવાનું બીજુ કારણ પોતાના શૈખના આદેશોની અવગણના કરવી અને શૈખથી શ્રધ્ધા(અકીદત) ઓછી રાખવી અથવા શૈખને કોઈ પણ રીતે તકલીફ પહોંચાડવી છે. માટે આ રસ્તામાં સફળતા પ્રાપ્ત કરવા માટે જરૂરી છે કે પોતાના શૈખથી અકીદત(શ્રધ્ધા) અને મુહબ્બત રાખે. તે શિસ્તને અનુસરે જેનો ઉલ્લેખ ''શૈખના આદાબ''માં કરવામાં આવ્યો. શૈખના કોઈ આદેશની અવગણના ન કરે. પરંતુ જે આદેશ આપે તેને અનુસરે. (અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ)

## (૩) બદ્‌નઝરી (કુદ્રષ્ટિ)

આ રસ્તામાં નિષ્ફળ થવાનું ત્રીજુ કારણ બદ્‌નઝરીની કુટેવ છે. અહીંયા બદ્‌નઝરી વિશે વિગતવાર માહિતી હઝરત અકદસ મુફતી અહમદ ખાનપુરી સાહબ (દા.બ.)ના એક પુસ્તક ''નિગાહ ઓર શરમગાહકી હિફાઝત'' થી રજુ કરવામાં આવે છે.

બદ્‌નઝરી (એટલે ના-મહરમ ઔરતોને જોવુ) ખૂબ જ મોટુ ગુનાહિત કાર્ય છે. દિલની સફાઈ ના કાર્યમાં બદ્‌નઝરીથી ઘણી રૂકાવટ આવે છે. બુઝુર્ગોએ લખ્યુ છે કે બધા જ સુફિયા, ઉલમા આ વાત પર સંમત છે કે બદ્‌નઝરી સાથે

દિલની ઈસ્લાહ થવી ઘણી મુશ્કેલ છે જો કે આ ગુનાહથી પણ મોટા મોટા ઘણા ગુનાહ છે પરંતુ બદ્નઝરીના ગુનાહની નહુસત એટલી વધારે છે કે જયાર સુધી માણસ આ ગુનાહમાં ફસાયેલો રહેશે તેના દિલની ઈસ્લાહ થઇ શકશે નહી અને માણસના દિલનો સંબંધ અલ્લાહ તઆલા સાથે જોડાઈ શકશે નહી. હઝરત શૈખ ઝકરીય્યા(રહ.)એ પોતાની આત્મકથામાં લખ્યુ છે કે ઘણા બધા ઝિક્ર કરનારા એવા હોય છે કે ઝિક્ર કરવાના લીધે તેઓના દિલમાં નૂર પૈદા થાય છે પરંતુ બદ્નઝરીના શિકાર થવાના કારણે તેઓને તે નૂરથી વંચિત કરી દેવામાં આવે છે. બદ્નઝરીના કારણે માણસને ઈબાદતની લઝ્ઝતથી પણ વંચિત કરી દેવામાં આવે છે. બદ્નઝરીથી બચવાની કુર્આન અને હદીષમાં ખૂબ જ તાકીદ ફરમાવવામાં આવી છે. અહીંયા કુર્આને મજીદની અમુક આયતો અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની અમુક અહાદીષોનું વર્ણન કરવામાં આવે છે.

**આયત :** હે નબી(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)! ઈમાનવાળા પુરૂષોને ફરમાવી દો કે પોતાની નજરોને નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગો (શરમગાહ)ની સંભાળ રાખે એમા તેઓ માટે વધારે સફાઈની વાત છે. નિ:શંક અલ્લાહ તઆલા તેને જાણે છે જે કંઈ લોકો કરતા રહે છે. (પારા:૧૮, રૂકુઅ:૧૦, આયત:૩૦)

અર્થાત બદ્નઝરી સામાન્ય રીતે વ્યાભિચાર(ઝિના)નો મૂળ પાયો છે. એથી જ બદ્નઝરી ઘણી ખરાબીઓનો દરવાજો ખોલે છે, તેથી કુર્આને મજીદે બદ્કારી અને બેશરમીને સદંતર બંધ કરવા માટે પ્રથમ એ જ બાબતથી રોકતા આદેશ આપ્યો કે બદ્નઝરીથી બચો અને પોતાની વાસનાઓને કાબૂમાં રાખો જો એક વખત અચાનક પુરૂષ કે સ્ત્રીની નજર એક બીજા પર પડી જાય તો બીજી વખત ઈરાદાપૂર્વક તે તરફ ન જુઓ. કારણ કે બીજી વખત ઈરાદાપૂર્વક જોવુ અચાનક નહી હોય બલ્કે તેની ઈચ્છાથી હશે માટે આ બીજી વાર જોવુ માફ થશે નહી. હા, પહેલી વખત અચાનક પડેલી નજર વાસનાથી હોતી નથી તેથી હદીષ શરીફમાં તેને માફ રાખવામાં આવી છે. ખરેખર જે માણસ પડેલી નજર નીચી રાખવા ટેવાઈ જાય અને નાજાઇઝ વસ્તુઓ તરફ ઈરાદપૂર્વક ન જુએ તો તેનો નફસ ખુબ જ જલ્દી પાક થઈ જશે. (કુર્આને મજીદ તર્જુમો

અને તફસીર ૨/૯૦૧)

એવી જ રીતે આગળની આયતમાં સ્ત્રીઓને પણ પોતાની નજરને નીચી રાખવાનો આદેશ આપવામાં આવ્યો છે. કુર્આને મજીદનો આ કાયદો છે કે જયારે કોઇ આદેશ આપવામાં આવે છે તો પુરૂષો અને સ્ત્રીઓને એક સાથે એક જ શબ્દમાં આદેશ આપવામાં આવે છે. જેવી રીતે નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત વગરે આદેશોમાં આ રીત અપનાવવામાં આવી છે. પરંતુ નજર નીચી રાખવાનો આદેશ અલ્લાહ તઆલાની નજીક અતિમહત્ત્વનો હોવાના કારણે પુરૂષોને અલગ આયતમાં આદેશ આપવામાં આવ્યો અને સ્ત્રીઓને અલગ આયતમાં આદેશ આપવામાં આવ્યો. વર્ણન કરવાની આ શૈલીથી નજર નીચી રાખવા અને તેની હિફાઝતની મહત્ત્વતાનું જ્ઞાન થાય છે.

**આયત :** નિ:શંક કાન અને આંખ તથા દિલ એ સૌની કયામતમાં તેઓના કાર્યો વિશે પૂછ થશે. (પારા:૧૫, રૂકુઅ:૫, આયત:૩૬)

અર્થાત કાન, આંખ તથા દિલ અલ્લાહ તઆલાની ઘણી મોટી નેઅમતો છે અને અલ્લાહ તઆલાએ આ નેઅમતોનો યોગ્ય ઉપયોગ કરવાનો આદેશ આપ્યો છે જો કોઇ માણસ આ નેઅમતોનો યોગ્ય ઉપયોગ નહી કરે અને તેનાથી ગુનાહિત કાર્યો આચરશે, તો અલ્લાહ તઆલા કયામતના દિવસે આ નેઅમતો વિશે પૂછપરછ કરશે કે તમે આ નેઅમતોનો દૂર ઉપયોગ કેમ કર્યો? તે સમયે માણસ માટે જવાબ આપવો મુશ્કેલ થઇ જશે અને માણસ સજાને પાત્ર બનશે. માટે માણસને જોઇએ કે તે આ નેઅમતોનો યોગ્ય રીતે ઉપયોગ કરી તેઓથી સદ્કાર્યો કરે. અને આ અંગોને ગુનાહિત કાર્યોથી બચાવે.

હવે અમુક અહાદીષનો ઉલ્લેખ કરવામાં આવે છે.

હઝરત અબુ ઉમામા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે તમે પોતાની નજરને નીચી રાખો અને પોતાના ગુપ્ત અંગો(શરમગાહ)ની હિફાઝત કરો, નહી તો અલ્લાહ તઆલા તમારા ચહેરાઓનું નૂર ખતમ કરી નાંખશે. (તર્ગીબ)

અર્થાત જે માણસ બદ્નજરીમાં ફસાયેલો રહે છે અલ્લાહ તઆલા તે માણસના ચહેરાનું નૂર ખતમ કરી નાંખે છે. આ વાત બધા લોકો પારખી શકતા નથી. અલ્લાહ તઆલાના વિશેષ બંદાઓ આ વાતને પારખી લે છે

પરંતુ તેઓ લોકો સમક્ષ તેનું વર્ણન કરતા નથી. બદ્દનજરીનું એક નુકશાન દુનિયામાં આ થાય છે કે બદ્દનજરી કરનાર ના ચહેરાની નુરાનિયત ખતમ કરી દેવામાં આવે છે.

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, જે માણસે કોઈ પારકી સ્ત્રીનું સૌંદર્ય જોયુ (અર્થાત કોઈ સ્ત્રીને ખરાબ નજરથી જોઈ) તો કયામતના દિવસે તે માણસની આંખોમાં ઓગાળેલુ સીસુ(એક ધાતુ) નાંખવામાં આવશે. (નસબુર્રાયાહ ૨/૨૩૯)

કેટલી સખત વઈદ છે? આજે એક નાનકડી લાકડી અથવા રજકણ પણ આંખમાં ચાલ્યો જાય તો માણસ પરેશાન થઈ જાય છે અહીંયા તો ખરાબ નજર નાંખનાર માટે ઓગાળેલુ ધાતુ નાંખવાની વઈદનું વર્ણન કરવામાં આવ્યુ છે અલ્લાહ તઆલા આપણી સૌ ની હિફાઝત ફરમાવે.

એક હદીષે કુદસીમાં અલ્લાહ તઆલા ફરમાવે છે નજર શૈતાનના તીરોમાંથી એક ઝેરી તીર છે જે માણસ ખરાબ નજર નાંખવાને મારા ડર ના લીધે છોડી દેશે તો હું તે માણસને ઈમાનની તે હાલત અર્પણ કરીશ કે તે માણસ તેની મીઠાશ પોતાના દિલમાં અનુભવશે. (તબરાની)

અર્થાત પહેલા જમાનામાં દુશ્મન પર તીર ચલાવવા પહેલા તેને ઝેરમાં ડુબાડવામાં આવતુ હતુ જેથી જો તીર દુશ્મનને થોડુક પણ વાગી જાય તો પણ તે ખતમ થઈ જાય. શૈતાન જે તીરોથી માણસો નો શિકાર કરે છે તે માણસની નજર છે. આ એક ઝેરી તીર હોય છે જે સામેવાળાને ખતમ કરવા પહેલા જોનારની દીની હાલતને ખતમ કરી નાંખે છે. હદીષ શરીફમાં બીજી આ વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે જે માણસ ફકત અલ્લાહ તઆલાના ડરને લઈ ખરાબ નજર નાંખવાથી પોતાને બચાવી લેશે તો અલ્લાહ તઆલા તે માણસને દુનિયામાં જ ઈમાનની એવી હાલત અર્પણ કરશે કે તે ઈમાનની મીઠાશને પોતાના દિલમાં અનુભવશે. આ વાત થી અંદાજો થાય છે કે જે માણસ બદ્દનજરીમાં ફસાયેલો હોય છે તે માણસને ઈમાનની મીઠાશ પ્રાપ્ત થતી નથી.

હઝરત હસન(રહ.)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ નામહરમ સ્ત્રીને ખરાબ નજર થી જુએ તેની ઉપર ખુદાની લાનત છે અને જેને જોવામાં આવે તેની ઉપર પણ

ખુદાની લાનત છે. (બયહકી)

અહીંયા એક સવાલ ઉત્પન્ન થાય છે કે જોનાર માણસ પર લાનત થવી તો યોગ્ય છે પરંતુ જેને જોવામાં આવ્યો તેની ઉપર કેમ લાનત થાય છે? આ સવાલનો જવાબ આ છે કે જો કોઈ મર્દ અથવા સ્ત્રી એટલા માટે સારા કપડા પહેરે અને એટલા માટે શણગાર કરે લોકો મારી તરફ જુએ અને મારી તરફ આકર્ષાય અથવા એવી જગ્યાએ સ્ત્રી જાય અથવા બેસે જયા તેને પુરૂષો જોઈ શકે તો જેવી રીતે જોનાર પર લાનત થશે એવી જ રીતે જેને જોવામાં આવે છે તેની ઉપર પણ લાનત થશે. સારાંશ આ છે કે જો સ્ત્રી પોતાને પુરૂષો સામે રજૂ કરે તો તેણી ઉપર પણ લાનત કરવામાં આવશે.

લાનત એટલે અલ્લાહ તઆલાની રહમતથી દૂર થઈ જવાની બદ્દુઆ! જે માણસ અલ્લાહ તઆલાની રહમતથી દૂર થઈ ગયો તે રહમતની જગ્યા (જન્નત)થી પણ દૂર કરી દેવામાં આવશે. લાનત એટલી ખતરનાક વસ્તુ છે કે એક વખત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) કોઈ સફરથી પાછા ફરી રહ્યા હતા. એક માણસે પોતાના તે ઉંટ પર લાનત કરી જે કોઈ કારણસર ચાલી રહ્યો ન હતો. જયારે આ શબ્દો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સાંભળ્યા તો આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યુ આ ઉંટને કાફલાથી અલગ કરી દો. કારણ કે લાનતવાળી વસ્તુ અમારી સાથે ન હોવી જોઈએ.

## બદ્નજરીથી થતા નુકસાનો

(૧) બદ્નજરીના કારણે ચહેરાનું નૂર ખતમ કરી દેવામાં આવે છે.

(૨) બદ્નજરીના કારણે માણસને ઈમાનની મીઠાશથી વંચિત કરી દેવામાં આવે છે અને તે સદ્કાર્યોની લજ્જતથી પણ વંચિત થઈ જાય છે.

(૩) નિસ્બત (અલ્લાહ તઆલાથી તે વિશેષ સંબંધ (તઅલ્લુક) જેના લીધે માણસ દરેક સમયે અલ્લાહ તઆલાની યાદમાં રહે છે અને અલ્લાહ તઆલાની ફરમાબરદારી કરે છે) પણ જે ઘણા પરિશ્રમ બાદ માણસને પ્રાપ્ત થાય છે તે બદ્નજરીના કારણે આ નિસ્બત પણ ખતમ થઈ જાય છે.

(૪) બદ્નજરીના કારણે અલ્લાહ તઆલાની લાનત વરસે છે.

(૫) બદ્નજરીના કારણે માણસને આખિરતમાં અઝાબ ભોગવવો પડશે.

(૬) બદ્‌નજરીના કારણે કયારેક માણસને કલિમાથી પણ વંચિત કરી દેવામાં આવે છે અલ્લાહ તઆલા આપણી સૌ ની હિફાઝત ફરમાવે.

(૭) બદ્‌નજરીના કારણે માણસ દરેક સમયે વ્યાકુળ (બેચેન) રહે છે અહીંયા સુધી કે નમાઝમાં પણ તેને ખરાબ વિચારો પરેશાન કરે છે.

## પહેલી નજર માફ પરંતુ નુકશાનથી ખાલી નથી

હદીષે પાકમાં જે ફરમાવવામાં આવ્યુ છે કે અચાનક પડેલ નજર માફ છે. અર્થાત કોઈ ગુનોહ નહી થાય. શર્ત આ છે કે પહેલી નજર પછી પોતાની નજર હટાવી લે અને ફરી તેણી તરફ ન જુએ. પરંતુ આ અચાનક પડેલ નજરનું દુનિયામાં આ નુકશાન થાય છે કે કયારેક માણસના દિલમાં જોયેલી સ્ત્રીની શકલ બેસી જાય છે પછી માણસ ગલત વિચારોથી પરેશાન થઈ જાય છે પછી માણસને શાંતિ પ્રાપ્ત થતી નથી. જેવી રીતે ઝેર ભુલથી પણ ખાય લેવામાં આવે તો તે નુકશાન અવશ્ય કરે છે અને માણસનું કયારેક મૃત્યુ થઈ જાય છે. એવી જ રીતે અચાનક પડેલ નજરથી પણ માણસને નુકશાન થાય છે. માટે પોતાને અચાનકની નજર પડવાથી પણ હિફાઝત કરે.

સારાંશ આ છે કે બદ્‌નજરી એક ખૂબ જ નુકસાનકારક ગુનાહિત કાર્ય છે. તેનાથી પોતાને બચાવવાનો ખૂબ જ પ્રબંધ કરવો જોઈએ. જયાર સુધી પોતાને આ ગુનાહથી બચાવવાનો પ્રબંધ કરવામાં નહી આવે ત્યાસુધી દિલની સફાઈનું કાર્ય પૂર્ણ થઈ શકશે નહી.

આ રસ્તામાં નિષ્ફળ થવાનું ચોથુ કારણ હરામ ખાવું છે.

## (૫) ખરાબ લોકોની સોહબત

આ રસ્તામાં નિષ્ફળ થવાનું એક કારણ ખરાબ લોકોની સોહબત છે. જેવી રીતે કે પહેલા વર્ણન કરવામાં આવ્યું કે સોહબત ખૂબ જ અસરકારક હોય છે. સારા લોકો પાસે બેસવાથી તેઓની આદતો માણસમાં પ્રસરે છે, એવી જ રીતે ખરાબ લોકો પાસે બેસવાથી તેઓની ખરાબ આદતો પણ માણસમાં પ્રસરે છે. શેખ સઅદી (રહ.)નું કથન છે કે ''નેક લોકોની સોહબત તને નેક બનાવી દેશે અને ખરાબ લોકોની સોહબત તને પણ ખરાબ બનાવી દેશે. માટે આ રસ્તામાં પગ મુકયા પછી ખરાબ લોકો સાથે બેસવાથી પોતાને

ખુબ જ બચાવવું જોઇએ. ખરાબ લોકોથી તેવા લોકો મુરાદ છે જેઓ ખુલ્લે આમ ગુનાહિત કાર્યો આચરે છે અને તેઓ શરીઅત વિરુદ્ધ કાર્યો આચરવા ટેવાઇ ગયેલા હોય છે.''

## (૪) હલાલ ખાવું અને હરામથી બચવું

શરીઅતમાં હલાલ ખાવા અને હરામથી બચવાની ખૂબજ તાકીદ કરવામાં આવી છે. હલાલ ખાવાના ફાયદાઓનું વર્ણન કરવામાં આવ્યું છે અને હરામ ખાવાના નુકશાનોનું વર્ણન કરવામાં આવ્યું છે. અહિયાં અમુક આયતો અને અહાદીષનું વર્ણન કરવામાં આવે છે જેથી હલાલ ખાવાની મહત્ત્વતાનું જ્ઞાન થશે.

**આયત :** ''હે રસૂલો ! હલાલ રોઝીને ખાવો અને સદ્‌કાર્યો કરો.'' (પારા:૧૮, રૂકુઅ:૪, આયત:૫૧)

આ આયતમાં હઝરાતે અંબિયા(અલયહિસ્સલામ)ને આદેશ આપવામાં આવ્યો કે તમે હલાલ રોઝી ખાવો. આ વાત પરથી હલાલ રોઝી ખાવાની મહત્ત્વતા સ્પષ્ટ થાય છે. અને બીજો આદેશ આપવામાં આવ્યો કે તમે સદ્‌કાર્યો કરો. ઉલમા લખે છે કે આ બન્ને આદેશોને એક સાથે વર્ણન કરવાથી આ વાતની જાણ થાય છે કે હલાલ ખોરાક ખાવાથી માણસને સદ્‌કાર્યો કરવાની તૌફીક મળે છે અને હરામ ખોરાકના કારણે માણસ સદ્‌કાર્યોનો ઈરાદો કરે છે તો પણ કોઇ ન કોઇ વિઘ્ન આવી જાય છે, માટે માણસને જોઇએ કે પોતાની કમાઇ હલાલ રસ્તાથી કરે અને હરામથી પોતાને બચાવવાનો પ્રબંધ કરે.

**આયત :** ''હે ઈમાનવાળાઓ ! પરસ્પર એક બીજાનો માલ નાહક રીતે ન ખાવો.'' (પારા:૫, રૂકુઅ:૨, આયત:૨૯)

આ આયતમાં પણ નાહક અને હરામ ખાવાથી બચવાનો આદેશ આપવામાં આવ્યો છે.

**આયત :** ''જે લોકો યતીમોનો માલ નાહક ખાય છે તેઓ પોતાના પેટોમાં આગ ભરી રહ્યા છે અને તેઓ દોઝખમાં જશે.'' (પારા:૪, રૂકુઅ:૧૨, આયત: ૧૦)

આ આયતમાં કેટલી સખ્ત વઈદનું વર્ણન કરવામાં આવ્યું છે કે હરામ

માલ ખાવો એવો છે જેવી રીતે કે કોઈ માણસ પોતાના પેટમાં જહન્નમની આગ ભરી રહ્યો હોય અને પછી એવા લોકોનું પરિણામ પણ બતાવવામાં આવ્યું કે તેઓ જહન્નમમાં જશે.

# અહાદીષ

હઝરત અબુમુસા અશઅરી(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છેકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ ચાલીસ(૪૦) દિવસ સુધી હલાલ ખોરાક ખાય છે અલ્લાહ તઆલા તેના દિલમાં નૂર ભરી દે છે અને તેની ઝબાન પર અકલમંદી (હિકમત)ની વાતો ચલાવી દે છે. (અબુ નુએૈમ)

આ હદીષમાં હલાલ ખોરાક ખાવાના એક ફાયદાનું વર્ણન કરવામાં આવ્યું છે કે હલાલ ખાવાથી દિલમાં નુરાનિયત પેદા થાય છે અને જબાનથી અકલમંદી (હિકમત)ની વાતો નીકળે છે.

હઝરત અબૂહુરૈરા(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો ઘણા બધા એવા લોકો જેઓની હાલત ઘણી અસ્ત-વ્યસ્ત હોય છે અને લાંબા પ્રવાસના કારણે તેઓના શરીર ધૂળમય હોય છે અને તેઓ હાથ ઉઠાવી દુઆ માંગે છે કે હે અમારા પરવરદિગાર! હે અમારા પરવરદિગાર! પરંતુ તેઓનો ખોરાક હરામ, તેઓનું પીવાનું હરામ, તેઓનો લિબાસ હરામ, તેઓના શરીર હરામથી વૃધ્ધિ પામેલા! પછી તેઓની દુઆ કેવી રીતે કબૂલ કરવામાં આવે? (મુસ્લિમ)

ઉપરોકત હદીષથી જાણ થાય છે કે હરામ ખોરાક ના કારણે દુઆઓ પણ કબૂલ થતી નથી. જે માણસ ઈચ્છે છે કે મારી દુઆ કબૂલ થાય તો તેને જોઈએ કે તે હલાલ ખોરાક ખાવાનો પ્રબંધ કરે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે જે માણસ દસ દિરહમનું કાપડ ખરીદે અને તેમા એક પણ દિરહમ હરામનો હોય તો જયાર સુધી તે કાપડ તેના શરીર પર રહેશે ત્યાર સુધી તેની નમાઝ કબૂલ કરવામાં નહી આવે. (મુસ્નદે અહમદ)

ઉપરોકત હદીષમાં હરામ પૈસાથી ખરીદેલ કાપડ પહેરવા પર સખ્ત

વઈદનું વર્ણન કરવામાં આવ્યું છે કે એક દિરહમ પણ હરામનો હશે તો જયાર સુધી તે કાપડ તેના શરીર પર રહેશે ત્યાર સુધી તેની નમાઝો કબૂલ કરવામાં નહી આવે.

હઝરત જાબિર(રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે તે માંસ અને શરીર જન્નતમાં જઇ શકશે નહી જે શરીરની વૃધ્ધિ હરામ ખોરાકથી થઇ હોય અને દરેક તે માંસ અને શરીર જે હરામ ખોરાકથી વૃધ્ધિ પામ્યુ હોય તે દોઝખને લાયક છે. (મુસ્નદે અહમદ)

આ હદીષમાં કેટલી સખત વઈદનું વર્ણન કરવામાં આવ્યું છ, કે હરામ ખોરાકથી વૃધ્ધિ પામેલ શરીર જન્નતમાં પ્રવેશી શકશે નહી. અલ્લાહ તઆલા આપણી સૌ ની હિફાઝત ફરમાવે.

હઝરત અબુબક્ર સિદ્દીક(રદિયલ્લાહુ અન્હુ)એ એક વખત પોતાના નોકરે લાવેલુ દુધ પી લીધુ. પછી પુછ્યુ કે તમે આ દુધ કયાંથી લાવ્યા હતા? નોકરે કહ્યું, મેં અમુક લોકો માટે જયોતિષીનું કામ કર્યુ હતુ (અર્થાત મુસલમાન થયા પહેલા) આજે તેઓએ તેના બદલામાં મને આ દુધ આપ્યુ. હઝરત અબુબક્ર(રદિયલ્લાહુ અન્હુ)એ આ સાંભળી તે જ સમયે પોતાના ગળામાં આંગળી નાંખી ઉલ્ટી(વોમિટ) કરી નાંખી અને વારંવાર આંગળી ગળામાં નાંખી ઉલ્ટી કરતા રહ્યા એવુ લાગતુ હતુ કે તેઓની વફાત થઈ જશે. પછી તેઓ ફરમાવ્વા લાગ્યા ''હે અલ્લાહ હું તારાથી માફી માંગુ છુ તે દુધથી જે નસોમાં ફેલાઈ ગયુ અને આંતરડાઓમાં રહી ગયુ.'' જયારે આ ઘટનાની જાણ આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને થઈ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો ''શું તમે નથી જાણતા કે (હઝરત અબુબક્ર રદિયલ્લાહુ અન્હુ)પોતાના પેટમાં હલાલ અને પવિત્ર ખોરાક વગર કશુ જવા દેતા નથી.''આવી જ એક ઘટના હઝરત ઉમર(રદિયલ્લાહુ અન્હુ) સાથે પણ ઘટી કે તેઓએ ભૂલથી ઝકાતની ઉટણીનું દુધ પી લીધુ જયારે તેઓને ખબર થઈ તો ગળામાં આંગળી નાંખી ઉલ્ટી કરી નાંખી.

આ બંને ઘટનાઓથી જાણ થાય છે કે આ મોટા મોટા સહાબા(રદિયલ્લાહુ અન્હુમ) પણ હરામથી બચવાનો કેવો પ્રબંધ કરતા

હતા!!

હઝરત ઈબ્રાહીમ બિન અદહમ(રહ.) ફરમાવે છે કે જે કોઈ માણસે જે કાંઈ પ્રાપ્ત કર્યુ તે આ રીતે જ પ્રાપ્ત કર્યુ છે કે જે કાંઈ પેટમાં નાંખ્યુ સમજીને નાંખ્યુ. ફુઝૈલ બિન અયાઝ(રહ.) ફરમાવે છે કે જે માણસ હલાલ ખોરાકની કાળજી રાખે છે અલ્લાહ તઆલા તે માણસને સિદ્દીકીનના દરજ્જા સુધી પહોંચાડી દે છે. હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક(રહ.) ફરમાવે છે કે એક હરામ દિરહમને પરત કરી દેવો મારી નજીક એક લાખથી છ લાખ દિરહમ સદ્કા કરવાથી શ્રેષ્ઠ છે. એક બુઝુર્ગ ફરમાવે છે કે જયારે કોઈ માણસ હરામ ખોરાક ખાય છે તો તેનુ દિલ ચામડાની જેમ બગડી જાય છે અને પછી તે કયારેય પોતાની અસલી હાલત પર આવતુ નથી. હઝરત સુહૈલ તુસ્તરી (રહ.) ફરમાવે છે કે જે માણસ હરામ ખોરાક ખાય છે તો તેના અંગો અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે તે ઈચ્છે કે ન ઈચ્છે, તેને જ્ઞાન હોય કે ના હોય! અને જે માણસ હલાલ ખોરાક ખાય છે તો તેના અંગો અલ્લાહ તઆલાની ફરમાબરદારી કરે છે અને તેને સદ્કાર્યો કરવાની તૌફીક આપવામાં આવે છે. (અહયાઉલ ઉલૂમ)

મવાનેઅ દિલની સફાઈમાં વિઘ્ન બનનાર વસ્તુઓનું બયાન અહીંયા પૂર્ણ થાય છે.

## રિયાઝત - મુજાહદા (પરિશ્રમ)

દિલની સફાઈના કાર્યમાં અમુક પરિશ્રમ (મુજાહદા) પણ કરવામાં આવે છે. જેથી દિલની સફાઈનું કાર્ય સરળ થઈ જાય છે અને સદ્કાર્યો કરવા તથા બદ્કાર્યોથી બચવુ સરળ થઈ જાય છે. આ પરિશ્રમ નફસની વિરુધ્ધ નફસને દબાવવા માટે કરવામાં આવે છે. જો નફસ કાબૂમાં થઈ જાય તો માણસ માટે સદ્કાર્યો કરવા સરળ થઈ જાય છે અને બદ્કાર્યોથી બચવુ પણ સરળ થઈ જાય છે. આ જે મુજાહદો કરવામાં આવે છે તે નફસને કાબૂમાં કરવા માટે કરવામાં આવે છે. મુજાહદાની વાસ્તવિકતા આ છે કે નફસની મનેચ્છાઓને રોકવી અર્થાત જો નફસ અલ્લાહ તઆલાની નાફરમાની પર ઉત્તેજિત કરે તો તેની વિરુધ્ધ કરી તેની મનેચ્છાને દબાવવી અને જો નફસ અલ્લાહ તઆલાની ફરમાબરદારી કરવામાં આળસ કરે તો તેની મનેચ્છા દબાવી અલ્લાહ તઆલાની

ફરમાબરદારી ચુસ્તી સાથે કરવી.

નફસને કાબૂમાં રાખવા અને દિલની સફાઈ માટે ચાર પ્રકારના મુજાહદા(પરિશ્રમ) કરવામાં આવે છે. (૧) ઓછું ખાવું (૨) ઓછું સુંવુ (૩) ઓછું બોલવું (૪) લોકોથી ઓછું મળવું

હવે વિગતવાર આ ચાર મુજાહદાતનું વર્ણન કરવામાં આવે છે.

# (૧) ઓછું ખાવુ

નફસને કાબૂમાં કરવા માટે ઓછુ ખાવુ ખુબ જ ફાયદાકારક છે, જેટલુ વધારે ખાવામાં આવે છે નફસ એટલોજ બેકાબૂ અને બેલગામ થઈ જાય છે. ઓછુ ખાવુ એક એવી ખુબી છે કે મોટા મોટા અને ખતરનાક જંગલી પ્રાણીઓને પણ ઓછુ ખવડાવી તેઓને કાબૂમાં કરવામાં આવે છે. જંગલી પ્રાણીઓને કાબૂમાં કરવા માટે એક તો તેઓની ખોરાક ઓછી કરી દેવામાં આવે છે અને બીજી વસ્તુ તેઓ ઓછુ સુવે એવી ટેવ પાડવામાં આવે છે. જયારે જંગલી પ્રાણીઓ આ બે વસ્તુઓથી કાબૂમાં આવી શકે છે તો પછી નફસ પણ ઓછુ ખાવાના કારણે કાબૂમાં આવી શકે છે.

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે ભૂખ અને તરસ વડે પોતાના નફસ સાથે જિહાદ કરો, કારણ કે આ જિહાદનો સવાબ અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ કરવા બરાબર છે અને અલ્લાહ તઆલાની નજીક કોઈ પણ કાર્ય ભુખ્યા તરસ્યા રહેવા કરતા વધારે પસંદ નથી.

આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ઈરશાદ છે કે કપડા પહેરો, પીવો અને અડધા પેટ સુધી ખાવાનું ખાવો, અડધા પેટ સુધી ખાવુ નબુવ્વતનો એક ભાગ છે.

હઝરત હસન(રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો, તમારામાં અલ્લાહ તઆલાની નજીક સૌથી મોટા દરજજાવાળો તે માણસ છે જે ખૂબ જ ભુખ્યો રહે છે અને ખૂબ જ અલ્લાહ તઆલાની મખ્લૂક(સૃષ્ટિ)માં વિચારતો રહે છે અને અલ્લાહ તઆલાની નજીક નાપસંદ તે માણસ છે જે વધારે સુવે છે, વધારે ખાય છે અને વધારે પીવે છે. (અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ)

# ઓછુ ખાવાના ફાયદાઓ

(૧) ઓછુ ખાવાથી દિલમાં કોમળતા(નરમાશ) અને નમ્રતા પૈદા થાય છે.
(૨) લાલચ અને ઘમંડ દૂર થાય છે.
(૩) વાસના (શહવત) તૂટે છે.
(૪) નફસ અને શૈતાન પર કાબૂ પ્રાપ્ત થાય છે.
(૫) ઉંઘ દૂર થઈ જાય છે.
(૬) ભુખના કારણે ઈબાદત પર હંમેશગી (ઈસ્તીકામત) પ્રાપ્ત થાય છે. પેટ ભરી ખાવાથી ઈબાદતમાં આળસ આવે છે.
(૭) ઓછુ ખાવાથી બીમારીઓ ઓછી આવે છે.
(૮) નિ:સ્વાર્થ ત્યાગ (બીજાના હિત માટે પોતાના હિતનો ત્યાગ કરવો)ની વિશેષતા પ્રાપ્ત થાય છે અને તેની ફઝીલત પ્રાપ્ત થાય છે. (અલ મુર્શિદુલ અમીન)

# વધારે ખાવાથી થતા નુકશાનો

(૧) હલાલ પણ વધારે ખાવાથી દિલમાં સખ્તી પૈદા થઈ જાય છે અને નૂર ખતમ થઈ જાય છે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નુ ફરમાન છે કે જરૂરતથી વધારે ખાવાથી પરહેઝ કરો કારણ કે વધારે ખાવાથી દિલ મૃત થઈ જાય છે જેવી રીતે કે વધારે પાણીના કારણે ખેતી બરબાદ થઈ જાય છે.
(૨) વધારે ખાવાથી શરીરના અંગોમાં શરારત (દુષ્ટા, તોફાન) જન્મ લે છે અને માણસ બેકાર અને ગુનાહિત કાર્યો તરફ ઉત્તેજિત થાય છે કારણ કે જયારે માણસ ખૂબ પેટ ભરીને ખાય છે તો તેના શરીરમાં ઘમંડ અને આંખોમાં બદ્નજરીની ઈચ્છા જન્મ લે છે. કાન ખરાબ વાતો સાંભળવા ઉત્તેજિત થાય છે અને ઝબાન બેકાર વાતો કરવા ઉત્તેજિત થાય છે. શરમગાહ વાસના પુરી કરવા તત્પર રહે છે અને પગ નાજાઈઝ જગ્યાઓ પર જવા તૈયાર થાય છે. ઉસ્તાદ અબુજાફરનું કથન છે કે પેટ શરીરનું એક એવુ અંગ છે જો તે ભુખ્યુ હોય તો શરીરના બીજા અવયવો શાંતિમાં રહે છે અને કોઈ વસ્તુની ઈચ્છા કરતા નથી અને જો પેટ ભરેલુ હોય છે તો શરીરના બીજા અવયવો ખરાબ કાર્યો તરફ ઉત્તેજિત થાય છે.

(૩) જરૂરતથી વધારે ખાવાથી ઈલ્મ અને સમજદારી ઓછી થઈ જાય છે.

(૪) જરૂરતથી વધારે ખાવાથી ઈબાદત ઓછી થઈ જાય છે. હઝરત સુફિયાન થૌરી(રહ.) ફરમાવે છે કે ઈબાદત એક હુન્નર છે તેને શીખવાની જગ્યા એકાંતવાસ છે અને તેનુ હથિયાર ભુખ છે.

(૫) પેટ ભરીને ખાવાથી ઈબાદતની લઝઝત ખતમ થઈ જાય છે.

(૬) પેટ ભરીને ખાવાની કુટેવ કયારેક માણસને હરામ અને મુશ્તબહ (શંકાસ્પદ વસ્તુ)ને પણ ખાવા મજબૂર કરી દે છે. (મિન્હાજુલ આબિદીન ટૂંકસાર સાથે)

સારાંશ આ છે કે ઓછુ ખાવામાં ઘણા ફાયદાઓ છે અને વધારે ખાવામાં ઘણા નુકશાનો છે, નફસ પર કાબૂ મેળવવા અને દિલની સફાઈ માટે ઓછુ ખાવુ ઘણુજ ઉપયોગી છે માટે ઓછુ ખાવાની આદત બનાવવી જોઈએ. પરંતુ એટલુ ઓછુ પણ ન કરવુ જોઈએ કે શરીરમાં કમજોરી પૈદા થઈ જાય આ માટે હદીષમાં છે કે પેટના ત્રણ ભાગો કરી દેવામાં આવે એક ભાગ ખાવા માટે, એક ભાગ પીવા માટે અને એક ભાગ શ્વાસ માટે. ઓછુ ખાવા પર પાબંદી માટે માણસ આ વાત પર અમલ કરે કે તે જયારે ખાવા માટે બેસે તો ખાવાના મધ્યમાં જયારે આ હાલત પર પહોંચે કે માણસ વિચાર આવે કે હવે વધુ ખાઉં કે ન ખાઉં તો બસ તે સમયે ખાવાનું છોડી દે તેથી વધારે ન ખાય. આ જરૂરતનું ખાવાનું છે જો તેનાથી વધુ ખાવામાં આવ્યુ તો આ જરૂરતથી વધારે લેખાશે.

## (૨) ઓછું સુવુ

જરૂરત પ્રમાણે ઓછુ સુવુ પણ એક એવો મુજાહદો છે જેનાથી નફસ કાબૂમાં આવી જાય છે અને દિલની સફાઈનું કાર્ય સરળ થઈ જાય છે, ઓછુ સુવાની ફઝીલતની જાણ કુર્આનની આયતોથી થાય છે. અહીંયા અમુક આયતો નું વર્ણન કરવામાં આવે છે.

(૧) ''રાત્રે (નમાઝ માટે) ઉભા રહો પરંતુ થોડીકવાર એટલે અડધી રાત અથવા અડધી રાતથી થોડુક ઓછુ.'' (પારા:૨૯, રૂકુઅ:૧૩ આયત:૨૩)

અર્થાત આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને આદેશ આપવામાં આવ્યો છે કે તમો અડધી રાત અથવા અડધી રાતથી થોડાક ઓછા સમય

સુધી નમાઝ પઢતા રહો. આ આયતમાં પોતે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને રાત્રે ઓછુ સુવાનો આદેશ આપવામાં આવ્યો છે. જેથી નમાઝ માટે અથવા કોઈ કાર્ય માટે રાત્રે ઓછુ સુવાની ફઝીલતની જાણ થાય છે.
(૨) એક જગ્યાએ પોતાના નેક બંદાઓના વખાણ કરતા ફરમાવ્યુ, ''કે તેઓ રાત્રે ખૂબ જ ઓછુ સુવે છે અને તેઓ રાતના છેલ્લા ભાગમાં ઈસ્તિગ્ફાર કરે છે.'' (પારા:૨૬, રૂકુઅ:૧૮ આયત :૧૭,૧૮ )
(૩) અને એક જગ્યાએ ઈરશાદ ફરમાવ્યો કે ''તેઓના પડખાઓ (પેહલુ,કમર, પીઠ) પથારીઓથી અલગ રહે છે અને તેઓ પોતાના પરવરદિગારને ડર અને આશા સાથે પુકારે છે.'' (પારા:૨૧, રૂકુઅ:૧૫ આયત:૧૬)

ઉપરોકત બન્ને આયતોથી જાણવા મળ્યુ કે ઈબાદત કરવા માટે ઓછુ સુવુ અલ્લાહ તઆલાને ખૂબ જ પસંદ છે તેથી અલ્લાહ તઆલાએ આવા લોકોના કુર્આનમાં વખાણ કર્યા છે.

## ઓછું સુવાના ફાયદાઓ

(૧) ઓછુ સુવાની ટેવથી માણસનો સ્વભાવ મુજાહદો કરવાનો બની જાય છે અને મુજાહદાના સ્વભાવથી માણસમાં નિપુણતા(કમાલ) આવે છે.
(૨) રાત્રે ઉઠવા અને અલ્લાહ તઆલાની ઈબાદતથી નફસને કાબૂમાં રાખવો સરળ થઈ જાય છે.
(૩) રાત્રી દરમ્યાન દુઆ અને ઈબાદત ખૂબ જ સારી રીતે થાય છે. નિરાંત અને ફુરસદનો સમય હોવાથી ઈબાદત અને દુઆ ખૂબ જ શાંતિપૂર્વક કરી શકે છે અને આ સમય ફરિશતાઓની હાજરીનો સમય હોય છે તથા અલ્લાહ તઆલાની રહમત વરસવાનો સમય હોય છે તેથી ઈબાદત અને દુઆમાં દિલ ખૂબ લાગે છે.
(૪) રાત્રે ઈબાદત માટે જાગવાથી દીની ફાયદાઓ સાથે દુન્યવી ફાયદાઓ પણ થાય છે. દુન્યવી ફાયદો આ થાય છે કે રાત્રે ઈબાદત કરવાથી માણસ સ્વસ્થ અને તંદુરસ્ત રહે છે.
(૫) રાત્રે ઓછુ સુવા અને ઈબાદત કરવાથી ચેહરા પર નૂર પેદા થાય છે એક મુહદ્દીષનુ કથન છે કે જે માણસ રાત્રે નમાઝ વધારે પઢે છે દિવસે તેનો ચહેરો

ખૂબસુરત (સૌંદર્યવાન) થઈ જાય છે.

## વધારે સુવાના નુકશાનો

જે ફાયદાઓ ઓછુ સુવાથી પ્રાપ્ત થાય છે તે ફાયદાઓ વધારે સુવાથી પ્રાપ્ત થતા નથી, આ સૌથી મોટુ નુકશાન છે. નફસને મુજાહિદાની ટેવ થતી નથી. તેથી માણસને નિપુણતા પ્રાપ્ત થતી નથી. વધારે સુવાથી સમજ ખુબ જ ઓછી થઈ જાય છે. તંદુરસ્તી સારી રહેતી નથી. દીન-દુનિયાના કાર્યો અસ્ત વ્યસ્ત થઈ જાય છે. હઝરત ઈબ્રાહીમ બિન અદ્હમ(રહ.) ફરમાવે છે કે જે માણસ વધારે સુવે છે તેની ઉંમરમાં બરકત થતી નથી. (મિન્હાજુલ આબિદીન)

ઓછુ સુવાનો અર્થ આ છે કે માણસ રાત્રીના સમયે અલ્લાહ તઆલાની ઈબાદત, તહજ્જુદ, તિલાવત, ઝિક્ર વગેરેમાં તલ્લીન રહે અને આ વાત પણ યાદ રાખવી જોઈએ કે દરેક માણસે એટલુ જ જાગવુ જોઈએ જેટલુ તે સહન કરી શકે. એટલુ વધારે ન જાગે કે જેનાથી માણસને શારીરિક કે માનસિક કોઈ બીમારી થઈ જાય. કારણ કે ઘણી વખત માણસ આ મુજાહિદામાં ખૂબ જ આગળ વધી પોતાનું શારીરિક અથવા માનસિક નુકશાન કરી બેસે છે પછી આગળ કશુજ કરી શકતો નથી.

## ઓછુ સુવા વિશે અમુક વાતો

(૧) જે લોકો ઓછુ સુવાનો મુજાહિદો કરવા માંગે છે અને રાત્રે ઈબાદત કરવા માંગે છે તેઓને જોઈએ કે રાત્રીના સમયે પાણી ઓછુ પીવે. ઈબ્રાહીમ અલખ્વાસ ફરમાવે છે કે, સિત્તેર સિદ્દીકો આ વાત પર એકમત છે કે વધારે ઉંઘ વધારે પાણી પીવાથી આવે છે. માટે જે લોકો ઓછુ સુવા માંગે છે તેઓ એ પાણી ઓછુ પીવુ જોઈએ.

(૨) દિવસમાં બપોરે થોડોક કયલુલા(આરામ) કરી લે. દિવસમાં આરામ કરવાથી રાત્રે જાગવુ સરળ બની જાય છે.

(૩) જો ઉંઘ આવે તો હિમ્મતથી કામ લઈ તેને દૂર કરવી જોઈએ અને વધારે ઉંઘ આવે તો આરામ કરી લેવો જોઈએ. કારણ કે કયારેક વધારે ઉંઘને દૂર કરવાથી દિમાગમા ખરાબી (ખુશ્કી, સુકાપણુ) પૈદા થઈ જાય છે અને કયારેક

પાગલપણા ની બીમારીનો ભય રહે છે. (શરીઅત-વ-તરીકત)

સારાંશ આ છે કે ઓછુ સુવાની આદત ઘણી સારી આદત છે તેનાથી નફસ પર કાબૂ મેળવવો ખૂબ જ સરળ થઈ જાય છે તથા દિલની સફાઇ પણ સરળતાથી થઈ જાય છે.

## (૩) ઓછુ બોલવુ

આ મુજાહિદો સૌથી મુશ્કેલ છે. કારણ કે સુવાવાળો માણસ કયાર સુધી સુઈ રહેશે અને વધારે ખાવાવાળો માણસ કયાર સુધી વધારે ખાતો રહેશે. બદ્હજમી (કબજીયાત)ની બીમારી અમુક સમય પછી તેને ઓછુ ખાવા પર મજબૂર કરી દેશે. પરંતુ વધારે બોલવાથી કયારેય કબજીયાત થતી નથી. માણસ જે કાંઈ કરે છે લઝ્ઝત માટે કરે છે. પેટ ભરાઈ જાય પછી ખાવામાં મજા આવતી નથી. ઉંઘ પુરી થઈ ગયા પછી ફરી ઉંઘ આવતી નથી. પરંતુ બોલવાની બીમારી એવી છે કે આ બીમારીની લઝ્ઝત ખતમ થતી નથી પરંતુ માણસ જેટલુ વધારે બોલે છે લઝ્ઝત વધતી જ જાય છે આ કારણે ઓછુ બોલવાનો મુજાહદો ઘણો જ મુશ્કેલ છે.

## ઓછુ બોલવાના ફાયદાઓ

એક હદીષમાં આ વાતનું વર્ણન કરવામાં આવ્યુ છે કે, માણસના સારા મુસલમાન હોવાની નિશાની આ છે કે માણસ બેકાર વાતો બોલવાનું છોડી દે.

જાણવુ જોઈએ કે જબાનનો ખતરો ખૂબ જ વધારે છે. જેનાથી છુટકારો ચુપ રહીને જ થઈ શકે છે. આજ કારણે આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ચુપ રહેવાની આદતના વખાણ કર્યા અને ચુપ રહેવા પર ઉત્તેજિત કર્યા. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) નું ફરમાન છે જે માણસ ચુપ રહયો, તે માણસે (દુનિયા-આખિરતની મુસીબતોથી) છુટકારો પ્રાપ્ત કરી લીધો. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નુ ફરમાન છે ચુપ રહેવુ અકલમંદીની વાત છે. પરંતુ ખુબ જ ઓછા લોકો છે જેઓ ચુપ રહે છે. આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું ફરમાન છે કે, જે માણસે પોતાના બે પગોની વચ્ચેની વસ્તુ (શરમગાહ) અને બે જડબાઓની વચ્ચેની વસ્તુ (જબાન)ની હિફાઝત ની

જવાબદારી આપી દે હું તેને જન્નતમાં પ્રવેશ અપાવવાની ઝિમ્મેદારી લઉ છુ. ઝબાનની હિફાઝત વિશેની અમુક હદીષોનું પહેલા વર્ણન આવી ગયુ છે.

# વધારે બોલવાના નુકશાનો

(૧) ચુપ રહેવાથી દિલમાં એક નૂર પૈદા થાય છે જે વધારે બોલવાથી પૈદા થતુ નથી.

(૨) વધારે બોલવાથી દિલ મુર્દા થઈ જાય છે, દિલમાં સખ્તી અને અંધારુ પેદા થઈ જાય છે.

(૩) બધા જ સદ્કાર્યોનો આધાર દિલના જીવંત રહેવા પર છે. નેક કાર્યોની તૌફીક દિલના નૂરના લીધે થાય છે અને બદ્કાર્યોનો આધાર દિલની સખ્તી પર છે. જયારે વધારે બોલવાથી દિલ મૃત થઈ જાય છે અને તેમા અંધારુ ફેલાઈ જાય છે અને દિલમાં સખ્તી પેદા થઈ જાય છે તો પછી માણસ બધાજ ગુનાહ આચરવાને લાયક થઈ જાય છે. (શરીઅત-વ-તરીકત)

# વધારે બોલવાનું કારણ

વધારે બોલવાની ટેવ ત્યારે જન્મ લે છે જયારે માણસના દિમાગમાં પોતાની મહાનતા હોય છે અને માણસના દિમાગમાં પોતાની મહાનતાનો ખ્યાલ ત્યારે આવે છે જયારે તે માણસ અલ્લાહ તઆલાથી ગાફેલ (બેખબર) થઈ જાય છે અને અલ્લાહ તઆલાથી ગફલત આ એક જ બીમારી નથી બલ્કે ઘણી જ બીમારીઓનું મૂળ છે. તો જે માણસને જોવામાં આવે કે તેને વધારે બોલવાની ટેવ છે તો સમજી લેવુ જોઈએ કે તે માણસમાં એક બીમારી નથી પરંતુ તે ઘણી બીમારીઓમાં ફસાયેલ છે અને તેનામાં તે બધીજ બીમારીઓ છે, જે ઘમંડના લીધે જન્મ લે છે. (શરીઅત-વ-તરીકત)

# ઓછુ બોલવા વિશે અમુક મહત્વની વાતો

(૧) ઓછુ બોલવાનો અર્થ આ નથી કે માણસ જરૂરી વાતો પણ બોલવાનું છોડી દે, કારણ કે જરૂરી વાતો આખો દિવસ બોલતો રહે તો પણ કોઈ નુકશાન થતુ નથી. અને વગર જરૂરતનો એક શબ્દ પણ દિલને કાળૂ કરી નાંખે છે. જરૂરતનો અર્થ એવી વસ્તુ જેના વગર ન ચાલે અને તેને ન બોલવાથી દીન અથવા દુનિયાનું નુકશાન થતુ હોય.

(૨) કુર્આને મજીદની તિલાવત, અલ્લાહ તઆલાનું ઝિક્ર, કોઈને પઢાવવુ, બયાન કરવુ, કોઈને દીનની વાત સમજાવવી આ વધારે બોલવામાં સામેલ નથી. પરંતુ માણસે ઓછુ બોલવા સાથે આ ઈબાદતોમાં તલ્લીન રહેવુ જોઈએ.
(૩) ઓછુ બોલવુ કે વધારે બોલવુ આ બન્ને વસ્તુ માણસના કાબૂમાં હોય છે. માટે વધારે બોલવાનું છોડવા માટે માણસે હિમ્મત થી કામ લેવુ જોઈએ. જે વાત જરૂરી હોય તેને કહેવામાં કોઈ વાંધો નથી અને જે જરૂરી ન હોય તેને છોડવામાં હિમ્મતથી કામ લેવુ જોઈએ. (શરીઅત-વ-તરીકત)

# (૪) લોકોથી ઓછું મળવુ

લોકોથી ઓછુ મળવુ એટલે લોકોથી જરૂરત વગર ન મળવુ પરંતુ લોકોથી અલગ રહેવુ. લોકોથી અલગ રહેવુ પણ આ રસ્તામાં ખૂબજ ઉપયોગી નીવડે છે. હઝરાતે સુફયા-એ-કિરામ(રહ.) લોકોથી અલગ રહેવાને પોતાના દીનની હિફાઝત, નફસની હાલતોની તપાસ અને ફકત અલ્લાહ તઆલા માટે ઈબાદત કરવા અપનાવે છે.

# લોકોથી અલગ રહેવા વિશે મશાઈખના કથનો

(૧) હઝરત ઝુન્નુન મિસ્રી(રહ.) ફરમાવે છે કે મેં એકાંતવાસથી વધારે કોઈ વસ્તુ ઈખ્લાસ પૈદા કરનાર નથી જોઈ. જે માણસે એકાંતવાસ અપનાવી લીધો તો સમજો તે માણસે ઈખ્લાસના એક થાંભલાને પકડી લીધો અને આ રીતે તે માણસ સચ્ચાઈ અને વાસ્તવિકતાના એક મોટા સ્તંભને પ્રાપ્ત કરી લેશે.
(૨) હઝરત શિબ્લી(રહ.) એ એક માણસને નસીહત કરતા ફરમાવ્યું કે એકાંતવાસને પોતાના ઉપર જરૂરી કરી લો અને લોકોમાંથી પોતાનું નામ નષ્ટ કરી નાંખો જયાર સુધી તમોને મોત ન આવે ત્યાર સુધી તમે પોતાનું મોઢુ દિવાલ તરફ કરી લો. (અર્થાત લોકોથી મળવાનુ ઓછુ રાખો.)
(૩) યહ્યા બિન મુઆઝ રાઝી(રહ.) ફરમાવે છે કે એકાંતવાસ સિદ્દીકીન ની આરજુ (અભિલાષા) છે, અને જે માણસનું દિલ એકાંતવાસ તરફ આકર્ષિત થઈ ગયુ અને તેનો નફસ પણ એકાંતવાસ તરફ આકર્ષિત થઈ ગયો તો આ હાલત તે માણસની નિપૂણતાની નિશાની છે. (અવારિફુલ મઆરિફ)

# એકાંતવાસના ફાયદાઓ

(૧) એકાંતવાસથી સદ્કાર્યો પર પાબંદી પ્રાપ્ત થાય છે.

(૨) એવા ગુનાહોથી છુટકારો પ્રાપ્ત થાય છે જે લોકો સાથે રહેવાથી થઈ જાય છે જેવી રીતે ગીબત, રિયાકારી, કોઈને તકલીફ આપવી, કોઈની હાંસી ઉડાડવી વગેરે.

(૩) બીજા લોકોની તકલીફોથી છુટકારો પ્રાપ્ત થાય છે. (અલ મુર્શિદુલ અમીન)

# લોકો સાથે રહેવાથી થતાં નુકશાનો

(૧) માણસ ગુનાહોમાં ફસાઈ જાય છે.

(૨) લોકો સાથે મળવાથી ઓછુ બોલવુ અશકય બની જાય છે અને આ કારણે બેકાર વાતો ઘણી થાય છે.

(૩) જે લોકોનો સમય એકાંતવાસ સાથે વિશેષ નથી હોતો ધીરે ધીરે તેઓનું દિલ નૂરથી ખાલી થતુ જાય છે. (શરીઅત-વ-તરીકત)

યાદ રાખવુ જોઈએ કે અહીંયા એકાંતવાસનો આ અર્થ નથી કે માણસ એકદમ લોકોથી અલગ થઈ કોઈ જંગલમાં અથવા ગામડામાં ચાલ્યો જાય અથવા પોતાના ઘરમાં બેસી જાય કે નમાઝો માટે પણ મસ્જિદમાં ન આવે. બલ્કે એકાંતવાસનો અર્થ આ છે કે નમાઝો મસ્જિદમાં પાબંદી સાથે પઢે. દીનના જે કામમાં (મદરસો પઢાવવો, તબ્લીગ, ખાનકાહ, ગરીબોની સહાય, લોકો વચ્ચે સમાધાન, પબ્લીક ફાયદાઓના કાર્યો વગેરે) લાગેલો હોય તે કાર્યો પૂર્ણ કર્યા પછી જે સમય પ્રાપ્ત થાય તેમા એકાંતવાસ અપનાવે. વગર જરૂરતે લોકો સાથે બેસવા અથવા મળવાથી પોતાને બચાવે.

સારાંશ આ છે કે એકાંતવાસના ઘણા ફાયદાઓ છે. એકાંતવાસ ના કારણે માણસ ઘણા ગુનાહોથી બચી જાય છે અને નફસ કાબૂમાં આવી જાય છે તથા દિલની સફાઈનું કાર્ય સરળ બની જાય છે માટે આ પરિશ્રમ (મુજાહિદા)ને પણ અપનાવવામાં આવે.

હવે લોકોમાં પ્રચલિત બે વાતો કરામત અને કશ્ફ વિશે માહિતી રજુ કરવામાં આવે છે.

# (૧) કરામત

કરામતનો અર્થ કોઈ શરીઅતના પાબંદ માણસ થી આદત વિરુધ્ધ કોઈ કાર્ય પ્રગટ થાય. જેવી રીતે પથ્થરનું હાથમાં આવી સોનું બની જવુ, થોડાક ખાવામાં એટલી બરકત થવી કે ઘણા માણસોને પૂરતુ થઈ જાય. લાંબુ અંતર થોડાક સમયમાં કપાઈ જવુ. જો આવુ આદત વિરુધ્ધ કાર્ય કોઈ નબીથી પ્રગટ થાય તો તેને ''મોઅજિઝો'' કહેવામાં આવે છે અને આ આદત વિરુધ્ધ કાર્ય કોઈ કાફિર, ફાસિક અથવા ખુલ્લેઆમ ગુનાહ કરનારથી પ્રગટ થાય તો તેને ''ઈસ્તિદ્‌રાજ'' કહેવામાં આવે છે (અર્થાત અલ્લાહ તઆલા તેના કાફિર, ફાસિક હોવા છતા આ વસ્તુઓ પ્રગટ કરી તેને ઢીલ આપે છે જો તે સુધરી જાય તો સારુ નહી તો અલ્લાહ તઆલા તેની પકડ કરશે.)

જેવી રીતે અલ્લાહ તઆલા પોતાના નબીની સચ્ચાઈને જગ જાહેર કરવા માટે તેની હાથે એવા કાર્યો જાહેર કરે છે જે બીજા માણસો નથી કરી શકતા. આવા કાર્યો જાહેર થવાથી અભણ માણસ પણ સમજી જાય છે કે વાસ્તવમાં આ માણસ અલ્લાહ તઆલાનો નબી છે અને અલ્લાહ તઆલાની મદદ આ માણસ સાથે છે. આ જ રીતે અલ્લાહ તઆલા પોતાના અવલિયાના હાથોથી પણ અમુક સમયે એવા કાર્યો જાહેર કરે છે જે બીજા માણસો આવા કાર્યો કરી શકતા નથી. આ રીતે તે માણસ ની પ્રિયતા લોકોના દિલોમાં નાંખી દેવામાં આવે છે. આવી ઘટનાઓને કરામત કહેવામાં આવે છે. (દીન-વ-શરીઅત)

જેવી રીતે મોઅજિઝો કોઈ પણ નબીનું પોતાનું કાર્ય નથી હોતુ કે તે જયારે ઈચ્છે ત્યારે પોતાનો મોઅજિઝો જાહેર કરી દે બલ્કે મોઅજિઝાનું જાહેર થવુ અલ્લાહ તઆલાની મરજી પ્રમાણે હોય છે એવી જ રીતે કોઈ વલીની કરામત તેનું પોતાનુ કાર્ય નથી હોતુ કે તે જયારે ઈચ્છે ત્યારે તે કરામત જાહેર કરી દે બલ્કે અલ્લાહ તઆલા જયારે ઈચ્છે છે ત્યારે તેના હાથો વડે કરામત જાહેર થાય છે.

અલ્લાહ તઆલાના અવલિયા (દોસ્તો)ના હાથે કરામતનું જાહેર થવુ એક વાસ્તવિકતા છે. આ વાત પર બધા જ ઉલમા સંમત છે. પરંતુ અવામ

(સામાન્ય લોકો)માં કરામતને ખુબ જ મોટી વસ્તુ ગણવામાં આવે છે અને બુઝુર્ગોની જે વાસ્તવિક ખૂબીઓ હોય છે તેની તરફ કોઈ ધ્યાન આપતુ નથી જો કે કરામતનો દરજજો ઝિક્રથી પણ નીચે છે કારણ કે ઝિક્ર કરવાથી તો સવાબ પણ મળે છે પરંતુ કરામત જાહેર થવાથી કોઈ સવાબ મળતો નથી તથા કરામત જાહેર થવાના કારણે અલ્લાહ તઆલાની કોઈ નિકટતા(નજદીકી) પ્રાપ્ત થતી નથી.

કરામત પણ ત્યારે કહેવાશે જયારે કોઈ શરીઅત પર અમલ કરનાર માણસથી જાહેર થાય. જો કોઈ કાફિર અથવા ફાસિક (ખુલ્લેઆમ ગુનાહ કરનાર) માણસથી આવુ કાર્ય જાહેર થાય તો તેને કરામત કહેવામાં આવશે નહી અને ન તો તે માણસની બુઝુર્ગી પર આ કોઈ દલીલ બનશે. આ જ કારણે હઝરત બાયઝીદ બુસ્તામી(રહ.)નું કથન છે કે, જો તમે કોઈ માણસને જુઓ કે તેના હાથોથી કરામત જાહેર થાય છે અહીંયા સુધી કે તે હવામાં ઉડે છે તો તેનાથી ધોકો ન ખાતા (ફકત આ વાત જોઈ તેને અલ્લાહ તઆલાનો વલી ન સમજતા) જયાર સુધી કે તમે આ વાત ન જોઈ લો કે તે શરીઅતના આદેશોને અનુસરે છે કે નહી? શરીઅતે રોકેલ કાર્યોથી પોતાની જાતને રોકે છે કે નહી? જો તે માણસ શરીઅતના આદેશો મુજબ ચાલે છે તો તેને કંઈ સમજતા. નહી તો આ ઘટનાથી તેને કંઈ જ સમજવામાં ન આવે.

## કરામતના પ્રકારો

કરામતના બે પ્રકારો છે (૧) હિસ્સી એટલે જે આંખોથી જોઈ શકાય દરેક માણસ તેને ઓળખી લે જેવી રીતે હવામાં ઉડવુ, પાણી પર ચાલવુ, આગમાં ચાલવુ વગેરે (૨) મઅનવી એટલે કોઈ જાહેરી કરામત તો પ્રગટ ન થાય પરંતુ તે માણસ શરીઅતના આદેશોને સંપૂર્ણપણે અનુસરતો હોય, તેનો કોઈ શ્વાસ અલ્લાહ તઆલાની યાદ વગર પસાર ન થતો હોય, તે પોતાને ગુનાહોથી બચાવવાનો પ્રબંધ કરતો હોય. આ બીજા પ્રકારની કરામત એટલે સદ્કાર્યો પર દૃઢતા (ઈસ્તિકામત) હિસ્સી હજાર કરામતોથી પણ શ્રેષ્ઠ છે.

પરંતુ આમ લોકો વધારે પડતી હિસ્સી કરામતને જુએ છે અને તેને જ કમાલ અને નિપુણતાની દલીલ સમજે છે. જેવી રીતે કોઈને હવામાં ઉડતો જોઈ લીધો, પાણી પર ચાલતો જોઈ લીધો અથવા કોઈ બુઝુર્ગે દિલની વાત

બતાવી દીધી, અને વિશેષ લોકોની નજરમાં મઅનવી કરામત એ નિપુણતાની નિશાની છે. એટલે શરીઅતના આદેશોને અનૂસરવુ, સારા અખ્લાક અપનાવી લેવા, સદ્કાર્યો પાબંદી અને ઘનિષ્ઠ રીતે (બેતકલ્લુફીની સાથે)થવા, દિલના બધા જ રોગોથી દિલનું પાક હોવુ અને દિલના બધાજ સદ્કાર્યો તેનામાં હોવા, કોઈ શ્વાસ ગફલત સાથે પસાર ન થાય. આ વાસ્તવમાં કરામત છે. કારણ કે જાહેરી કરામત જેવી ઘટના તો કાફિરથી પણ થઈ શકે છે. આ જ કારણે ખુદાના વિશેષ બંદાઓ તો કરામતના જાહેર થવાથી ખૂબ જ ડરે છે કે કયાંક કરામત ઈસ્તિદ્રાજ (ઢીલ) ના હોય, કયાંક કરામતથી દિલમાં અભિમાન જન્મ ન લઈ લે, કયાંક કરામતના લીધે અવામ (સામાન્ય લોકો)માં નામના ન મળી જાય અને આ ખ્યાતિ(નામના) બરબાદીનું કારણ ન બની જાય. (શરીઅત-વ-તરીકત ટુંકસાર તથા વિવરણ સાથે)

સારાંશ આ છે કે અવલિયાથી કરામતનું જાહેર થવુ એક વાસ્તવિકતા છે, પરંતુ તેની પાછળ પડી જવુ યોગ્ય નથી કે માણસ જે બુઝુર્ગને જુએ સૌ પ્રથમ આ સવાલ કરે કે તેઓથી કોઈ કરામત જાહેર થાય છે કે નહી? તેઓને કશ્ફ થાય છે કે નહી? બલ્કે ફકત આટલુ જોવુ જોઈએ કે તેઓ શરીઅતના પાબંદ છે કે નહી. જો શરીઅતના પાબંદ હોય તો પછી કોઈ કરામતની અપેક્ષા રાખવી જોઈએ નહી, અને જો શરીઅતનો પાબંદ ન હોય તો પછી એક લાખ પણ કરામતો જાહેર થાય તો પણ તેને કશું જ ગણવામાં ન આવે.

## કશ્ફ

કયારેક કોઈના દિલની વાત કોઈ માણસ પર ખુલી જાય છે અથવા કોઈ માણસને ભવિષ્યમાં ઘટનાર કોઈ ઘટનાનું જ્ઞાન થઈ જાય છે. આ જ્ઞાન કાં તો સપનાથી થાય છે કાં તો અલ્લાહ તઆલા તરફથી વાત દિલમાં નાંખી દેવામાં આવે છે, આ વાતનું જ્ઞાન થઈ જવાને કશ્ફ કહેવામાં આવે છે.

બુઝુર્ગોને જે કશ્ફ થાય છે તે તેઓના કાબૂમાં હોતો નથી કે તેઓ જયારે ઈચ્છે ત્યારે કશ્ફ થઈ જાય. પરંતુ આ વાત અલ્લાહ તઆલાના કાબૂમાં હોય છે. અલ્લાહ તઆલા જયારે ઈચ્છે છે ત્યારે તેઓના દિલમાં એ વાત નાંખી તેઓને તે કાર્યથી પરિચિત કરી દેવામાં આવે છે. અહીંયા સુધી કે હઝરાતે અંબિયા(અલયહિમુસ્સલામ)ના કાબૂમાં પણ કશ્ફ હોતો નથી. હઝરત

યાકુબ(અલયહિસ્સલામ)ને એક લાંબા સમયગાળા સુધી હઝરત યુસુફ(અલયહિસ્સલામ)ની ખબર ન થઇ અહીંયા સુધી કે રડી રડી તેઓ આંખોથી દ્રષ્ટિ ચાલી ગઇ, જો કશ્ફ પોતાના કાબૂમાં હોત તો હઝરત યાકુબ(અલયહિસ્સલામ) એ કશ્ફ કરી હઝરત યુસુફ (અલયહિસ્સલામ) વિશે જ્ઞાન પ્રાપ્ત ન કર્યુ કે તેઓ કયાં છે? જાણ થઇ કે કશ્ફ પોતાના કાબૂમાં હોતો નથી. અને જયારે ખબર થવાનો સમય આવ્યો તો હઝરત યુસુફ(અલયહિસ્સલામ) માઇલો દૂર હતા, તો પણ હઝરત યુસુફ(અલયહિસ્સલામ)ના કુર્તાની સુગંધ આવી ગઇ, જયારે કશ્ફ એક એવી વસ્તુ છે તે કાબૂમાં હોતી નથી તો પછી જરૂરી નથી કે બુઝુર્ગોંને દરેક સમયે કશ્ફ થાય! (શરીઅત-વ-તરીકત)

## કશ્ફ સમજવામાં ભૂલ થઇ શકે છે!

હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ નાનોત્વી સાહબ(રહ.) ખૂબ જ બીમાર હતા. જયારે બીમારી ખૂબ જ વધી ગઇ તો લોકો ગભરાઇ ગયા કે હવે હઝરતની વફાત થઇ જશે. તે સમયે મૌલાના મુહમ્મદ યાકુબ નાનોત્વી સા.(રહ.)એ ફરમાવ્યુ, ગભરાશો નહી, હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ નાનોત્વી સા.(રહ.) હજુ દસ વર્ષ સુધી જીવશે. પરંતુ બન્યુ એવુ કે હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ નાનોત્વી સા.(રહ.) તે જ બીમારીમાં વફાત પામી ગયા. લોકોને આશ્ચર્ય થયુ કે હઝરત મૌલાના યાકુબ નાનોત્વી સા.(રહ.) નો કશ્ફ ખોટો સાબિત થયો. તો મૌલાના યાકુબ સાહબ(રહ.) એ ફરમાવ્યુ કે, કશ્ફ વાસ્તવમાં સહીહ હતો. પરંતુ સમજવામાં મારી ભૂલ થઇ ગઇ, વાત આ બની કે મને કશ્ફના માધ્યમથી હઝરત મૌલાના કાસિમ સા.(રહ.)ની ઉમરનો કશ્ફ થયો તેમા મૌલાનાની ઉમર માટે ''મહદી''નો શબ્દ ખુલ્યો મે તેની અબજદ વડે સંખ્યા કાઢી તો તેની સંખ્યા ૫૯ થઇ . હઝરત મૌલાના કાસિમ(રહ.)ની ઉમર તે સમયે ૪૯ વર્ષની હતી તેથી મેં કહી દીધુ કે હજુ દસ વર્ષ જીવીત રહેશે. પરંતુ પછી જાણ થઇ કે મહદીથી મુરાદ ઈમામ મહદીની ઉંમર છે અને ઈમામ મહદી(રહ.)ની ઉંમર ૪૯ વર્ષ થશે. એટલે કશ્ફમાં બતાવવામાં આવ્યુ કે હઝરત મૌલાના કાસિમ સા.(રહ.)ની ઉંમર ઈમામ મેહદીની ઉંમર જેટલી થશે. અને એટલી તો

ઉંમર થઇ ગઇ છે. એટલે મૌલાનાની વફાત થઇ ગઇ. (મજાલિસે હકીમુલ ઉમ્મત, અપની ઈસ્લાહ કા મુકમ્મલ નિસાબ)

## કશ્ફ થવો કોઇ કમાલની વાત નથી

દિલમાં છુપાયેલી વસ્તુ અથવા ભવિષ્યમાં ઘટનાર ઘટનાઓનો કશ્ફ થવો કોઇ દીની કમાલ નથી, અને અલ્લાહ તઆલાની ત્યાં નિકટતાની દલીલ પણ નથી. આ જ કારણે તો કશ્ફ થવા માટે મુસલમાન અને અકલવાળો હોવાની પણ શરત નથી. ગેર મુસ્લિમને પણ કશ્ફ થઇ શકે છે, એવી જ રીતે પાગલને પણ કશ્ફ થઇ શકે છે. યુનાની હિકમતના પુસ્તક ''શર્હે અસ્બાબ''માં લખ્યુ છે કે ઘણા બધા પાગલોને પણ સાચો કશ્ફ થાય છે અને કાફિરોને કશ્ફ થવાની તો ઘણી બધી ઘટનાઓ છે. (મજાલિસે હકીમુલ ઉમ્મત, અપની ઈસ્લાહ કા મુકમ્મલ નિસાબ)

સારાંશ આ છે કે કરામતની જેમ કશ્ફ પણ કોઈ નિપૂણતાની દલીલ નથી. માટે આ વાત પાછળ પડી જવુ યોગ્ય નથી કે માણસ કોઈ પણ બુઝુર્ગને જુએ તો તેઓ વિશે સંશોધન(તહકીક) કરવા લાગે કે તેઓને કશ્ફ થાય છે કે નહી? પરંતુ આ વાત પર ધ્યાન કેન્દ્રીત કરવુ જોઈએ કે તેઓ શરીઅતના આદેશોના પાબંદ છે કે નહી? જો તેઓ શરીઅતના આદેશોના પાબંદ હોય તો આ અપેક્ષા ન રાખવી જોઈએ કે તેઓને કશ્ફ પણ થાય. અને જો તેઓ શરીઅતના આદેશોના પાબંદ ન હોય તો પછી કશ્ફનો કોઈ ભરોસો કરવામાં ન આવે.

## બયઅતના સિલ્સિલા (શ્રૃંખલા)

જેવી રીતે આસ્માની કિતાબો ચાર (તૌરાત, ઝબુર, ઇંજીલ અને કુર્આન) છે. ચાર ખલીફાઓ (હઝરત અબુબક્ર, હઝરત ઉમર, હઝરત ઉસ્માન, હઝરત અલી રદિયલ્લાહુ અન્હુમ)થયા. ચાર ફિકહના ઈમામ (ઈમામ અબુહનીફા, ઈમામ માલિક, ઈમામ શાફિઈ, ઈમામ અહમદ બિન હંબલ રહ.)થયા, એવી જ રીતે બયઅતના પણ ચાર સિલ્સિલા(શૃંખલા) પ્રખ્યાત થયા. (૧) ચિશ્તીય્યાહ (૨) નકશબંદીય્યાહ (૩) કાદરિય્યાહ (૪) સહોરવરદીય્યાહ. આ ચારેય સિલ્સિલાઓમાં કોઈ વિરોધાભાસ નથી

બધાજનો હેતુ એક છે, હેતુ આ છે કે અલગ અલગ ઈબાદતો અને ઈબાદતની અલગ અલગ રીતોના માધ્યમથી અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરવી, અલ્લાહ તઆલાના બધા જ આદેશોનું પાલન કરવુ અને આપ(સ.અ.વ.)ની બધી જ સુન્નતોને અનુસરવી. આ ચારેય સિલ્સિલાઓમાં સૌથી પ્રખ્યાત સિલ્સિલો ચિશ્તીય્યાહ સિલ્સિલો છે. જે હઝરત શેખ મુઈનુદ્દીન ચિશ્તી(રહ.) સુધી પહોંચે છે અને છેલ્લે હઝરત અલી(રદી.) સુધી અને હઝરત અલી(રદિયલ્લાહુ અન્હુ)થી આપ(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)સુધી પહોંચે છે.

## સિલ્સિલ-એ-ચિશ્તીય્યાહની વિશેષતા

ચિશ્તીય્યાહ સિલ્સિલાની વિશેષતા આ છે કે, તેમા ખુદાની સમક્ષ રડવુ, ખુદાની સમક્ષ તરફડવુ, વ્યાકુળ થવુ (બેચેન થવુ), ઈશ્ક અને ઈશ્કનો જોશ છે. આ વિશેષતાઓ જયારે કોઈ મુરીદ પર જાહેર થાય છે તો તેની ઉપર ખુદા સમક્ષ રડવાની વિશેષતા છવાઈ જાય છે. આ વિશેષતા જેટલી વધારે છવાઈ જાય છે તેટલો મુરીદને ફાયદો વધારે થાય છે. હઝરત ગંગોહી(રહ.)ના મુરીદોમાં જયારે કોઈને લાંબા સમયગાળા પછી આ વિશેષતા પ્રાપ્ત થતી તો ફરમાવતા અલ્હમ્દુલિલ્લાહ! આ માણસને રડવાનું આવી ગયુ. પોતે હઝરત ગંગોહી(રહ.) જીવનના અંત સુધી ખૂબ જ રડયા કરતા હતા. અને શરૂઆતમાં તો એટલા રડતા હતા કે ચાદર પર ડાઘ પડી જતા હતા. (અપની ઈસ્લાહ કા મુકમ્મલ નિસાબ)

## ખિલાફત શું છે?

મશાઈખને ત્યાં આ કાયદો રહ્યો છે કે, તેઓ પોતાના અમુક મુરીદોને તેઓનું કાર્ય (દિલની સફાઈ) પૂર્ણ થયા પછી અથવા લાયકાત જોઈ તેઓને આ વાતની ઈજાજત આપે છે કે તેઓ લોકોને આ રસ્તાથી જાણકાર કરવા માટે તથા આ રસ્તા પર ચલાવવા માટે લોકોને બયઅત કરે અને તેઓની દિલની સફાઈના કાર્યમાં સહાયતા કરે. આ ઈજાજત આપવાને ''ખિલાફત'' કહેવામાં આવે છે. આ ઈજાજત અને ખિલાફતનું ઉદાહરણ એવુ જ છે જેવી રીતે કે મદ્રસામાંથી ફારિગ થનારને સનદ આપવામાં આવે છે (અથવા કોઈ

ડિગ્રી પ્રાપ્ત થવા પર સર્ટીફિકેટ આપવામાં આવે છે.)

મદ્રસામાં કોઈ તાલિબે ઈલ્મને સનદ આપવાનો આ અર્થ નથી હોતો કે આ તલિબે ઈલ્મને એટલુ ઈલ્મ આવી ગયુ છે કે હવે વધારે જ્ઞાનની આ તાલિબે ઈલ્મને જરૂરત રહી નથી. પરંતુ સનદ આપવાનો હેતુ આ હોય છે કે આ તાલિબે ઈલ્મ જ્ઞાનની તે સપાટી પર પહોંચી ગયો છે કે તે વાંચન કરી પોતાનું ઈલ્મ વધારી શકે છે તથા બીજાઓને પઢાવી શકે છે. આ જ હાલત ઈજાજત અને ખિલાફતની છે. ખિલાફત આપવાનો અર્થ આ નથી કે આ માણસ નિપૂણ થઈ ગયો હવે તેને પરિશ્રમ કરવાની જરૂરત રહી નથી. પરંતુ અર્થ આ હોય છે કે આ માણસ આધ્યાત્મિક (રૂહાની) રીતે તે સપાટી પર પહોંચી ગયો છે કે હવે તે પરિશ્રમ કરી પોતાની નિસ્બત અને અલ્લાહ તઆલા સાથેના સંબંધને વધારી શકે છે. આ વાત પણ યાદ રાખવામાં આવે કે કયારેક શૈખ કોઈ નાલાયક ને પણ ખિલાફત આપી દે છે, પરંતુ શૈખ જાણે છે કે આ માણસમાં શરમ છે ખિલાફત આપવાના કારણે તે ખિલાફતની લાજ અને શરમ રાખી પોતાના દિલની સફાઈમાં તલ્લીન થઈ જશે અને પરિણામે તેનુ દિલ સાફ થઈ જશે.

## ખિલાફતનો હેતુ

ખિલાફતનો હેતુ લોકોને અલ્લાહ તઆલાથી જોડવાના કાર્યને ફેલાવવાનો હોય છે તેથી વધારેમાં વધારે લોકોને અલ્લાહ તઆલા સાથે જોડી દેવામાં આવે. ખિલાફત વડે ખલીફા ઉપર એક બોજ અને જવાબદારી નાંખવામાં આવે છે કે તે આ કાર્યને ફેલાવવામાં પોતાની બધી જ તાકત લગાડી દે અને લોકોની ઈસ્લાહનું કાર્ય કરે. ઈજાજત અને ખિલાફત પછી જે લોકો તેનો હક્ક અદા કરે છે અને સીધા રસ્તા પર પોતે ચાલી આ કાર્યને ફેલાવતા રહે છે તો તેઓના નૂર અને રૂહાનિયત (આધ્યાત્મિકતા)માં વધારો થતો રહે છે. અને જે લોકો ઈજાજત અને ખિલાફતનો હક્ક અદા કરતા નથી અને આ કાર્યને વધારવામાં બેપરવાઈ કરતા રહે છે તો ધીરે ધીરે તેઓ ઈજાજતની બરકતોથી વંચિત થઈ જાય છે. જેવી રીતે મદ્રસામાંથી ફારિગ થયા પછી કોઈ આલિમ જો પઢાવવામાં લાગી જાય તો તેનું ઈલ્મ વધતુ રહે છે અને જો તે બીજા કોઈ ધંધા રોજગારમાં લાગી ગયો તો ધીરે ધીરે તેની નિપૂણતા ખત્મ થઈ જાય છે.

# ઈજાજત આપવામાં મશાઈખની આદત

ઈજાજત આપવામાં મશાઈખની આ આદત હોય છે કે તેઓ મુરીદને અમુક સમય માટે પરિશ્રમ કરાવે છે અને જયારે તેઓ પોતાની ફિરાસત (પ્રવીણતા, ચતુરતા)થી જુએ કે આ માણસના દિલની ઈસ્લાહ થઈ ચુકી છે (સાથે તે શરીઅતના આદેશોને અનુસરે છે) અને તે લાયક થઈ ગયો છે કે તે લોકોની ઈસ્લાહનું કાર્ય કરી શકે છે તો પછી તેઓ તે માણસને ખિલાફત આપી દે છે. આ સાથે અમુક મશાઈખને ત્યાં નરમી જોવા મળે છે તેઓ થોડાક પરિશ્રમ બાદ જ ખિલાફત આપી દે છે. જેવી રીતે હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી(રહ.)ને ત્યાં ખિલાફત જલ્દી આપી દેવામાં આવતી હતી અને અમુક મશાઈખને ત્યાં સખ્તી જોવા મળે છે જેવી રીતે હઝરત મૌલાના રશીદઅહમદ ગંગોહી(રહ.) ખુબ જ પરિશ્રમ કરાવતા હતા. હઝરત શૈખુલ હિંદ મૌલાના મહમૂદહસન ગંગોહી (રહ.)ને ત્યાં પણ સખ્તી હતી. હઝરત હાજી સાહબના અમુક મુરીદો હઝરત હાજી સાહબ(રહ.)ની વફાત પછી હઝરત ગંગોહી(રહ.)થી બયઅત થયા અને તેઓએ કહ્યુ કે હઝરત હાજી સા.(રહ.)તરફ થી અમોને ઈજાજત આપવામાં આવેલ છે. આ સાંભળી હઝરત ગંગોહી(રહ.) ફરમાવવા લાગ્યા કે મારે ત્યા તો હજુ પરિશ્રમ કરવો પડશે. કોઈને ખિલાફત આપવામાં જે હિકમતો હોય છે તે મશાઈખ વધારે જાણતા હોય છે કે કોઈની બાતિની હાલત કેવી છે? અને તેનાથી કયારે અને કયાં કામ લેવાનું છે? ઈજાજત આપવામાં કયારેક તેઓ પોતાની ફિરાસતથી જાણી લે છે કે આ માણસ લાયક છે. કયારેક તેઓને કશ્ફ થાય છે, કયારેક સાચુ સપનુ આવે છે, કયારેક તેઓ ઈસ્તિખારો કરે છે અને કયારેક તેઓ પોતાના નજીકના ખુલફાઓથી મશ્વેરો કરે છે. કોઈને આ ફિકરમાં ન રહેવુ જોઈએ કે ફલાના મુરીદને ખિલાફત કેમ આપવામાં આવી? ફલાના મુરીદને કેમ આપવામાં ન આવી? મને ખિલાફત કેમ આપવામાં ન આવી? વગેરે વગેરે. જેમ કે ઘણા લોકોની આ આદત હોય છે કે તેઓ મશાઈખ પર વાંધો(એતેરાઝ) ઉઠાવે છે, આ તો વાસ્તવિકતા છે કે જે મુરીદ ઈખ્લાસ સાથે મશાઈખની ખિદ્‌મતમાં રહે છે અને પોતાની ઈસ્લાહની શકય તેટલી કોશિશ કરે છે તો જયારે અલ્લાહ તઆલાની ત્યાં તેની મકબૂલિયત થઈ જાય

છે તો તેનાથી દીનનું કામ લેવા માટે શૈખના દિલમાં આ વાત ખુદા તરફથી નાંખી દેવામાં આવે છે કે આ મુરીદને ખિલાફત આપી દેવામાં આવે. જયારે શૈખ પોતાની ફિરાસતથી આ વાત જાણી લે છે તો પછી તેઓને ખિલાફત આપવાથી રોકાઈ શકતા નથી. આ વાત નથી હોતી કે મશાઈખ પોતાની મરજીથી ખિલાફત વહેંચ્યા કરે છે. પરંતુ આ એક અમાનત અને બોજ હોય છે, જે તેઓને આગળ પહોંચાડવાનો હોય છે. જયારે તેઓને ખિલાફતના લાયક કોઈ બંદો નજર આવે છે તો પછી તેઓ આ અમાનત તે માણસને સુપરત કરી દે છે. અલ્લાહ તઆલાનો આદેશ પણ છે કે ''અલ્લાહ તઆલા તમોને આદેશ આપે છે કે તમે અમાનતોને અમાનતના લાયક લોકો સુધી પહોંચાડી દો''.

હઝરત પીર ઝુલ્ફિકાર નકશબંદી( દા.બ. ) લખે છે કે એક આલિમ સાહબ મારા થી બયઅત થયા. નેકી અને તકવાનું નૂર તેઓના ચ્હેરાથી ટપકતુ હતુ. તેઓને મામૂલાત બતાવી દેવામાં આવ્યા. બે વર્ષ પછી તેઓની આધ્યાત્મિક (રૂહાની) હાલત જોઈ ખ્યાલ આવ્યો કે તેઓને થોડાક સમય માટે મારી પાસે રાખી સુલૂક પૂર્ણ કરાવી દઉં. પરંતુ તેઓના પઢાવવાના કાર્યના લીધે તેઓ મારી પાસે રોકાઈ શકે તેમ ન હતા. મારા દિલમાં આ વાત આવતી હતી કે તેઓને ખિલાફત આપી દેવી જોઈએ પરંતુ તેઓને સોહબત ખુબ જ ઓછી મળી હતી એટલે હું ખિલાફત આપવાથી રોકાઈ રહ્યો હતો. એક દિવસ બપોરે કય્લુલાની નિય્યતે સુઈ રહ્યો હતા કે સપનામાં આપ( સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની ઝિયારત નસીબ થઈ, આપ( સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યુ પોતાની નિસ્બતની રક્ષા અને હિફાઝત કરવા માંગો છો તો તેઓને ખિલાફત આપી દો. આ સપના પછી મગ્રિબ સુધીનો સમય પણ પસાર કરવો મુશ્કેલ થઈ ગયો મગ્રિબની નમાઝ પછી તેઓને બોલાવી ખિલાફત આપી દીધી.

આ ઘટનાથી બે વાતો સ્પષ્ટ થઈ, એક તો આ કે મશાઈખ લાયક લોકોને ખિલાફત આપવાથી રોકાઈ શકતા નથી. જો રોકાઈ જાય તો તેઓને તમ્બીહ (સતર્ક) કરવામાં આવે છે. જો તેઓ લાયક લોકોને ખિલાફત ન આપે તો નિસ્બત (ખુદા તઆલા સાથેનો સંબંધ) ઝુંટવાઈ જવાનો ભય રહે

છે. બીજી વાત આ છે કે કયારેક કોઈ સાહબને ખિલાફત આપવા વિશે પોતે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સપનામાં શૈખને માર્ગદર્શન આપે છે. આ ઘટનાથી હઝરત પીર ઝુલ્ફિકાર નકશબંદી(દા.બ.)અને તે આલિમ સાહબની ફઝીલત પણ જાહેર થાય છે.

## ઈજાજતના પ્રકારો

અમુક મશાઈખને ત્યાં ઈજાજત આપવાના બે પ્રકાર છે. એક પ્રકાર તો આ છે કે ખિલાફત આપી આગળ લોકોને બયઅત કરવાની ઈજાજત આપી દેવામાં આવે, આવા મુરીદને ''મજાઝે બયઅત'' કહેવામાં આવે છે. અને બીજો પ્રકાર આ છે કે કોઈ મુરીદને આ ઈજાજત આપવામાં આવે છે કે તમે અલ્લાહ તઆલાનું નામ લોકોને બતાવ્યા કરો અને ઝિક્રની મજલિસ લગાવો. આવા માણસને ''મજાઝે સોહબત'' કહેવામાં આવે છે. આ બીજી પ્રકારની ઈજાજતનો દરજ્જો પહેલા પ્રકારની ઈજાજતથી ઓછો છે. આ ખિલાફત નથી. આ ઈજાજતમાં માણસ બીજાઓને બયઅત કરી શકતો નથી. હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી(રહ.) અને હઝરતા મૌલાના અશરફઅલી થાનવી(રહ.)ને ત્યાં ઈજાજત આપવાના આ બન્ને પ્રકારો હતા.

## ઉલમા-એ-કિરામ અને ખિલાફત

નિસ્બતના નૂરને ઈલ્મે દીનથી વિશેષ સંબંધ છે. હઝરાતે ઉલમાના દિલ નિસ્બતના નૂરને ખૂબ જ જલ્દી પ્રાપ્ત કરી લે છે. કારણ કે તેઓએ ઈલ્મે દીન પ્રાપ્ત કરવામાં જે પરિશ્રમો કર્યા હોય છે તે આ નૂરને પ્રાપ્ત કરવામાં સહાયક બને છે માટે જે માણસ ઈખ્લાસ સાથે ઈલ્મે દીન પ્રાપ્ત કરે છે (અને પરિશ્રમ કરી ઈલ્મે દીન પ્રાપ્ત કરે છે) પછી આ રસ્તા (દિલની સફાઈ)માં લાગે છે તો જલ્દી નિસ્બતનું નૂર પ્રાપ્ત થઈ જાય છે. ઉલમા ઈલ્મ તો પ્રાપ્ત કરી લે છે પરંતુ આ ઈલ્મનું નૂર અને તેની વાસ્તવિકતા તેઓને ત્યારે જ પ્રાપ્ત થાય છે જયારે તેઓ કોઈ અલ્લાહવાળા બુઝુર્ગની સોહબતમાં રહી પોતાના દિલની સફાઈના કાર્યમાં લાગે છે. અને આમ લોકો પણ આ નિસ્બતના નૂરને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ તેઓને પરિશ્રમ વધારે કરવો પડે છે. અને તેઓને લાંબા સમય સુધી મશાઈખની સોહબતમાં રહેવુ પડે છે. પછી તેઓને આ નેઅમત પ્રાપ્ત

થઈ જાય છે. પછી તેઓની દીની સમજ વધી જાય છે અને તેઓ શરીઅતના ઈલ્મ સુધી ધીરે ધીરે પહોંચી જાય છે. અને તેઓની તબિયત શરીઅત મુજબ થઈ જાય છે. માટે નિસ્બતના નૂરને પ્રાપ્ત કરવા માટે ઉલમા અને આમ લોકો બન્ને ને આ રસ્તામાં લાગવુ જોઈએ. (રહે સલામત નિસ્બત તુમ્હારી ટુંકસાર તથા વિવરણ સાથે)

આ વાત પણ યાદ રાખવામાં આવે કે આ રસ્તામાં ખિલાફત પ્રાપ્ત કરવી કોઈ મકસદ અને હેતુ નથી હોતો. પરંતુ હેતુ દિલની સફાઈ અને શરીઅતના બધા જ આદેશોને અનુસરવાની તબીયત બની જવી અને માણસનું પોતાની જાતને ગુનાહોથી બચાવવાનો પ્રબંધ કરવો. આપ(સ.અ.વ.)ની સુન્નતોને અનુસરવુ. જે કોઈ માણસને આ ઉપરોકત વસ્તુ પ્રાપ્ત થઈ જાય તો પછી તેને કયાંયથી પણ ખિલાફત પ્રાપ્ત ન થાય તો પણ કોઈ વાંધો નથી. ખિલાફત ન મળવાથી તેની નિપૂણતા પર કોઈ અસર પડશે નહી. અને જો કોઈ માણસમાં ઉપરોકત વસ્તુઓ નથી પણ તેને ચારેય સિલ્સિલાઓ તરફથી ઈજાજત મળી ગઈ છે તો આ ઈજાજત મળવી તેની નિપૂણતાની દલીલ બની શકશે નહી. તેવા માણસને પોતાના દિલની ઈસ્લાહથી ગાફેલ રહેવુ જોઈએ નહી, પરંતુ દિલના સફાઈના કાર્યમાં બરાબર લાગેલા રહેવુ જોઈએ.

અલ્લાહ તઆલા આપણા દિલને બધી જ ખરાબ આદતોથી પાક-સાફ ફરમાવે અને સારી આદતો નસીબ ફરમાવી પોતાની મઅરિફત અને મુહબ્બત નસીબ ફરમાવે.... આમીન......

# આધારભૂત પુસ્તકો

(૧) હદીષ કે ઈસ્લાહી મઝામીન – હઝરત મુફતી અહમદ ખાનપુરી સા.
(૨) બચઅત હોનેવાલો કો હિદાયાત– હઝરત મુફતી અહમદ ખાનપુરી સા.
(૩) નિગાહ ઓર શર્મગાહકી હિફાઝત– હઝરત મુફતી અહમદ ખાનપુરી
(૪) બુખારી શરીફ – મુહમ્મદ બિન ઈસ્માઈલ બુખારી(રહ.)(વ.૨૭૯હી.)
(૫) મુસ્લિમ શરીફ – મુસ્લિમ બિન હજ્જાજ કુશૈરી (રહ.)(વ.૨૬૧ હી.)
(૬) તિર્મીઝી – મુહમ્મદ બિન ઈસા તિર્મીઝી (રહ.)(વ. ૨૭૫ હી.)
(૭) અબુદાવૂદ – સુલેમાન બિન અશઅષ અબુ દાવૂદ(રહ.)
(૮) નસાઈ શરીફ– અહમદ બિન શોએબ નસઈ (રહ.)(વ.૩૦૩ હી.)
(૯) ઈબ્ને માજા – મુહમ્મદ બિન યઝીદ કઝુવીની(રહ.)(વ.૨૭૩ હી.)
(૧૦)ઈહયાઉલ ઉલૂમ – ઈમામ ગઝાલી (મુહમ્મદ બિન મુહમ્મદ)રહ. (વ.૫૦૫ હી.)
(૧૧)ઈસ્લાહી મજાલિસ – મુફતી મુ.તકી ઉસ્માની સા.
(૧૨)કુર્આન મજીદ તર્જુમો અને તફસીર – મૌ.અ.રહીમ/મૌ.ગુ.મુહમ્મદ
(૧૩)મઆરિફુલ કુર્આન – મુફતી મુહમ્મદ શફી ઉસ્માની સા.(રહ.)(વ.૧૩૯૬ હી, ૧૯૭૬ ઈ.સ.)
(૧૪)રાહે એતેદાલ – હઝ.મૌલાના મુફતી અ.કચ્યુમ સા.
(૧૫)મૌ.ઈલ્યાસ સા. ઔર ઉનકી દીની દઅવત–મૌ.અબુલ હસન નદવી સા. રહ. (વ.૧૯૯૯ ઈ.સ.)
(૧૬)મલ્ફુઝાત મૌલાના મુહમ્મદ ઈલ્યાસ સા.(રહ.)(વ.૧૯૪૪ ઈ.સ.)
(૧૭)સવાનેહ મૌલાના ઈન્આમુલ હસન સા.–મૌ.શાહિદ સહારનપુરી
(૧૮)અપની ઈસ્લાહકા મુકમ્મલ નિસાબ–જનાબ કુત્બુદ્દીન મુલ્લા સા. રહ. (વ. ઈ.સ.......)
(૧૯)શરીઅત–વ–તરીકત – મૌલાના અશરફઅલી થાનવી સા.(રહ.)(વ.૧૯૪૩ ઈ.સ.)

(૨૦) અવારિફુલ મઆરિફ - શેખ શિહાબુદ્દીન સુહરવર્દી રહ. (વ.૩૩૨ હી.)
(૨૧) ફઝાઈલે સદ્કાત - મૌલાના શેખ મુહમ્મદ ઝકરીયા સા. (રહ.) (વ. ૧૪૦૨ હી, ૧૯૮૨ ઈ.સ.)
(૨૨) મુસ્નદે અહમદ - ઈમામ અહમદ બિન હંબલ (રહ.) (વ.૨૪૧ હી.)
(૨૩) મિન્હાજુલ આબિદીન - ઈમામ ગઝાલી (રહ.) (વ.૫૦૫ હી.)
(૨૪) અલ મુર્શિદુલ અમીન - ઈમામ ગઝાલી (રહ.) (વ.૫૦૫ હી.)
(૨૫) મઆરિફુલ હદીષ - મૌલાના મન્ઝૂર નોઅમાની સા. (રહ.)
(૨૬) તબ્લીગે દીન - મૌલાના અશરફઅલી થાનવી સા. (રહ.) (વ. ૧૯૪૩ હી.)
(૨૭) અબુ દાવૂદ તયાલીસી - સુલેમાન બિન દાવૂદ (વફાત ૨૦૪ હિ.)
(૨૮) શોઅબુલ ઈમાન - ઈમામ બયહકી (રહ.) (વ.૪૫૮ હી.)
(૨૯) તબરાની - સુલેમાન બિન અહમદ (૩૬૦ હિ.)
(૩૦) નસ્બુર્રાયહ - અબ્દુલ્લાહ બિન યુસુફ (૯૬૪ હિ.)
(૩૧) રહે સલામત તુમ્હારી નિસ્બત - શૈખ પીર ઝુલ્ફિકાર નકશબંદી સા.
(૩૨) ઉર્દૂ ગુજરાતી શબ્દ કોષ - પ્રો. મુહિયુદ્દીન બોમ્બેવાલા સા.
(૩૩) સવાનેહ મૌલાના મુ. યુસુફ સા. - મૌ. મુહમ્મદસાની નદવી સા.
(૩૪) અત્તર્ગીબ વત્તર્હીબ - મુન્ઝીરી (રહ.) (વ.૬૫૬ હી.)
(૩૫) અલ-વાબિલુસ્સય્યીબ-ઈબ્ને કય્યિમ રહ. (વ.૭૫૧ હી.)
(૩૬) હિલ્યતુલ અવલિયા-અબુ નુઐમ
(૩૭) મિશ્કાત- મુહમ્મદ બિન અબ્દુલ્લાહ રહ. (વ. ૭૪૦ હી.)
(૩૮) તફસીરે અઝીઝી -શાહ અ.અઝીઝ દહેલ્વી રહ. (વ.૧૨૩૯ હી.)
(૩૯) ફતાવા રહીમિય્યા-મુફતી અ.રહીમ લાજપુરી સા. રહ. (વ.૨૦૦૨)
(૪૦) મુઅત્તા ઈમામ માલિક રહ. : ઈમામ માલિક બિન અનસ રહ. (વ.૧૭૯ હી.)
(૪૧) ઈત્તેબાએ સુન્નત કે બરકાત - હઝરત મૌલાના મુનીર સા. (મ.ઝિ.)


Front View Of Darul Uloom







# અપીલ

દારૂલ ઉલૂમ જામેઅ્યા રહમાનીયા અરબિયા ઇસ્લામિયા વણાંકપુર ગોધરા એક પ્રખ્યાત તાલીમી દીની ઇદારો છે. જેની સ્થાપના ઇ.સ. ૧૯૮૯માં થઇ. આ ઇદારામાં મિશ્કાત સુધી તાલીમની વ્યવસ્થા છે અને લગભગ ૫૦૦ જેટલા છોકરાઓ તાલીમ લઇ રહ્યા છે. આ ઇદારામાં તાલીમની સાથે સાથે પ્રકાશન વિભાગ પણ છે. અત્યાર સુધી ૧૦ જેટલા મૂલ્યવાન પુસ્તકો પ્રકાશિત થઇ ચૂક્યા છે. એટલે ખૈર હઝરાત માટે આ એક સુવર્ણ તક છે કે તમો આ ભલાઇના કાર્યમાં ભાગ લઇ પોતાના મર્હુમીન માટે આખેરતનો ઝખીરો બનાવે


**જામેઆહ રહમાનિયા ઇસ્લામિયા દારૂલ ઉલૂમ**

વણાંકપુર, ગોધરા. જિ. પંચમહાલ - ૩૮૯૦૦૧

**મો.નં. +91- 98244 84413**